:તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુત તરફથી મુફત વહેંચાયલું
ચોપાન્યું નં૦ ૩.)

જદચસ્ની જરથોશ્તી દએન મુજબ

# રવાનના ગુજરવા બાદ

# પહેલા ચાર દીવસની

# ાશ્તી ક્રિયાઓની મોતેબરી.

પકાર, ગેહસારણું તથા પાયદસ્તના અસલ
જરથોશ્તી કાયદાઓ.

ઉરવાનની પોતાની કરણીથી ઉત્પન્ન થતી કેશદાર.

. વારણ કરતી વખતે કુદરતમાં ચાલતી ક્રિયાની
અસલ જરથોશ્તી સમજણ.

roastrian Exposition of Human Embryology.)

# પાદ-રૂઝ" યાને ઉઠમણાંની

# મહાન ક્રિયા:

હોરમની બામદાદનીજ તુરત આગમજ કાંય થવી
જોઈએ તેનું તુલોતવીલ સાયન્ટીફીક કારણ.

"પાદ-રૂઝ" વખતે કરવામાં આવતી
મીથ્ર, પાયમોજદ તથા સોશની બુલંદ ક્રિયાઓ.
ચેહારમને દીવસે શું શું ક્રિયાઓ કરવી જોઈએ?

---

લખનાર: મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ.
જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમના ઉસ્તાદ સાહેબ
તથા જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુટના માલેક.

૧૯૧૬.  ૫૦ જ૦ ૧૨૮૫.

જન્દ-અવસ્તા માફક દરેક જરથોશ્તી કુટુંબમાં રાખવા
સેંકડો નકલો ખપી ગઇ છે! ફરીથી આવી તક કદાચ જ

**જરથોશ્તી ધર્મની અસલ રોશનીના તલબગા**

**માટે નાદર તક!**

જે પ્રમાણે વિજળીની યા બીજી દરેક સાયન્સ સમજવા મા ખાસ અભ્યાસ તેના પોતીકા લોગતો (Technical Terms પહેલાં કરવો પડે છે, તેજ પ્રમાણે જરથોશ્તી ધર્મ પણ સૌથી મહાન ('ફરહુન્ગાંન ફરહન્ગ'=The Master-Science) હો પોતીકી ફીલસુફી ખોલવા માટે તેનાજ લોગતો તેનાં અસલ સ્વરૂ સમજવાં જોઇએ. પોતાને મનગમતા વિચાર પ્રમાણે દરેક શખ્સે જરથોશ્તી ધર્મ સમજવો અને સમજાવવો તે કાંઇ અસલ ધર્મ નહીંજ કહેવાય. અસલ રોશની એકજ હોઇ શકે, જ્યારે હાલની તો અનેક છે.

**જરથોશ્તી ધર્મની પોતીકી અસલ બુલંદ ફીલસુફી ને**
**તમને ક્યારે આવી મળે એવી અંતઃકરણની ખ**
**શું તમને તમારી જીંદગીમાં એકબી દીન નથી થ**
**તો, અય જરથોશ્તી દએનની અસલ ફીલસુ**
**સાચ્ચા ઉમેદવાર!**

જરૂર ખરીદો અને વાંચો,

# જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ સીરીઝ,

## નં૦ ૧ લું તથા ૨ જું.

**લખનાર: મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ.**

જરથોશ્તી "ઇલ્મે ક્ષ્નૂમ" મારફતે જરથોશ્તી દએનના જે ખુલાસ અપાય છે તે, અસલ હોવાથીજ, આટલા બધા અક્કલપસંદ, મન અંતઃકરણને રાહત અને ખરી ખુશાલી બક્ષનારા રહે છે.

નં૦ ૧લા માં જરથોશ્તી દએનમાં શું શું કુદરતના કાયદાઓ જીંદગીની નેમો છે તે સમજાવવામાં આવ્યા છે; જ્યારે નં૦ ૨ જામાં ૫ સફેદ રૂનાં આપણા સુદરેહમાં શું કુદરતની બુલંદ હકીકત તેમજ સાયન્ટીફ અસરો આપણા પેગામ્બર સાહેબે સમાવી દીધી છે તે તુલોતવીલ સમજાવ્યું છે. સોનેરી ઍમ્બોસ કીધેલી આબ્બી સુદ્રી-ક્રમની આકૃતીનાં શોભતાં કપડાંનાં પુઠાંમાં અરઅવસરે ભેટ આપવા લાયક કેતાબો!

**કીમ્મત: નં૦ ૧ લું—૧૨) આના** (પોસ્ટેજનો એક આનો)
**નં૦ ૨ જું—રૂ. ૧-૮** (પોસ્ટેજના બે આના).

બહારગામ વી૦ પી૦ થી મોકલાવીશું.

લખો: **(૧) જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્ટીટ્યુટ,**
એરચશાહ બીલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ, મુંબઇ.
**(૨) ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસ**
૨૪-૨૮, પારસી બજાર, મુંબઇ.

# ખુલાસો.

જરથોસ્તી ધર્મે ક્નૂમ જરથોસ્તી દએનને લગતી દરેક મોતેબર બાબદ કેવી રીતે તેના અસલ કાયદાઓ સહીત તથા તદન પોતાની ઉસુલ્યાતી નીયમીત જરથોસ્તીજ લાઇનથી (in the original consistent Zoroastrian line only) સમજાવે છે તે હમદીન ભાઇઓ તથા બહેનો જેઓએ એ ધર્મ બાબે જાતિ તેહકીક કરી છે, તથા એ ધર્મને લગતાં અત્યાર આગમજનાં બહાર પડેલાં લખાણો વાંચ્યાં હશે યા ભાષણો સાંભળ્યાં હશે તેઓ હવે જોઇ શકવાને સામર્થવાન થયાં હશે. આપણી જરથોસ્તી દએનમાં શું શું બુલંદ મોતેબર કાયદાઓ સમજાવવામાં આવેલા છે તે બાબે જરથોસ્તી ધર્મે ક્નૂમની સમજણ વગર દીનને લગતી બાબદો સમજવાની કોશેશથી કોમની અંદર કેટલીબધી અજ્ઞાનતા અને અંધકાર ફેલાઇ રહેલો છે તેનો પણ હવે તેઓને ખ્યાલ આવી શકતો હશે—ખાસ કરીને જરથોસ્તી દએનની અંદર જે સૌથી અગત્યના કાયદાઓ ઉરવનની વૃદ્ધિને લગતા વખ્શુરે વખ્શુરાન રજ્જ-ગો અશો સ્પિતમાન જરથુશ્ત્ર સાહેબે સમજાવેલા છે, અને જે કાયદાઓને લીધે "જરથોસ્તી દએન" ને "દએને બેરેજીસ્ત" સૌથી મોટામાં મોટી બુલંદમાં બુલંદ દીન યાને કુદરતનો અચુક કાયદો તરીકે ઓળખવામાં આવે છે, તે કાયદાઓ **જરથોસ્તી ક્રીયાકામોને** લગતા છે કે જે ક્રીયાકામો પોતાનું તન છોડી ગયા પછી અણદીઠ આલમમાં ઉરવનની વૃદ્ધી કરસાજ કરવામાં ચાલુ મદદ કરે છે.

આપણી બુલંદ જરથોસ્તી દએનના ધર્મના જે ૨૧ નસ્કો છે, અને જેઓના અવસ્તા નામો "યથા અહૂ વઇરયો" ના એકવીસ શબ્દો ઉપરથી આપવામાં આવેલાં છે, તે એકવીસ નસ્કોને ત્રણ વીભાગમાં વહેંચી નાંખવામાં આવ્યાં છે: પહેલા વીભાગને "ગાથીક" તરીકે ઓળખવામાં આવે છે જેમાં સાત નસ્કો સમાઇ જાય છે; બીજા વીભાગને "હદ-માંથ્રીક" તથા ત્રીજા વીભાગને "દાતીક" તરીકે ઓળખવામાં આવે છે, જે દરેકની અંદર સાત સાત નસ્કો સમાઇ જાય છે. આ "દાતીક" વીભાગમાં આવેલાં નસ્કે "**આ**" ની અંદર મોટે ભાગે તુષીતવીલ જરથોસ્તી ક્રીયાકામોને લગતા કાયદાઓનું બયાન આપવામાં આવ્યું છે, પણ હાલમાં નસ્કે "**આ**" આપણી પાસે મોજુદ નથી, અને "દાતીક" વીભાગમાં સમાતાં જે અવસ્તા આપણી પાસે બચી રહેવા પામ્યા છે, તે બચેલા

અવસ્તાના ફક્ત ઘણાજ થોડા ભાગની અંદર જરથોસ્તી ક્રીયાકામોને લગતા સંપુર્ણ કાયદાઓ તથા તેના કાયદાઓનાં બ્યાન આપણને મળી શકતાં નથી, અને તેથી જયારે રેવાજથી અસલથી ચાલતાં આવેલાં ક્રીયાકામોની સીલસીલાબંધ રીતીઓ અને ફરમાનો હાલ અજ્ઞાનતાને લીધે છોડી દેવાતાં જાય છે, તે વખતે જરથોસ્તી દએનમાં અસલ ક્રીયાકામોને લગતા કાયદાઓ કયા કયા છે તથા કુદરતના કયા મોતેબર કાયદાઓને આધારે આપણા "આસ્ને વીર" ની કામેલ શક્તિ ધરાવનાર પેગામ્બર સાહેબે આ ક્રીયાકામોને લગતા કાયદાઓ આપેલા છે તે જાણ્યાથી જરથોસ્તી ક્રીયાકામની મોતેબરી શું છે તેનો કંઇક ખ્યાલ આવી શકશે.

હમદીન બસ્તેકુસ્તીઆનો કે જેઓ ખરાં અસલ જરથોસ્તી ફરમાનો ઇલ્મયતથી જાણવાને ખાહેશમંદ હોય તેઓની અંદરથી ક્રીયાકામો બાબેની અજ્ઞાનતા અને દીન બાબેનો અંધકાર તેઓની સમજણ શક્તિના મરતબાના પ્રમાણ પ્રમાણે દૂર થઇ શકે એવા "મીશ્ર" થી કેટલાએક મીત્રોની અરજ ઉપરથી હાલ કેટલોક વખત થયો "જરથોસ્તી ઇલ્મે ક્શ્નૂમ ઇન્સ્તીત્યુત" તરફથી તે મીત્રોની દીલસોજી ભરી મેહેરબાનીથી હમદીનોની અંદર આવાં મોતેબર અસલ જ્ઞાન યાને જરથોસ્તી ઇલ્મે ક્શ્નૂમની રોશનીમાં લખાયલી ધર્મને લગતી તથા ક્રીયાઓને લગતી બાબદો ફાહેશ કરવામાં આવે છે, અને ખુદાના ચાહવાથી બે ચોપાન્યાં મલીને ૧૦૦૦૦ નકલોની સંખ્યામાં તાલેબ-ઇલ્મ હમદીનોમાં વહેંચાઇ ગયાં છે.

ગયા ૧૯૧૩ માં રેવાજી નવરોજ મુબારકના હીંગામ વખતે **"જરથોશ્તી દએન પ્રમાણે મરણ પછી ઉરવનની હાલત, તથા શરૂઆતના ચાર દીવસો, અને ત્યારપછી કરવામાં આવતી ક્રીયાઓ"** એવાં મથાળાં હેઠળ, તથા ગયે સાલ ૧૯૧૫ માં **"સરોશ યજદનું કુદરતની તમામ પેદાયશમાં મ્હાન કાર્ય તથા તમામ દરૂજી સામે સરોશથી મળતો બચાવ"** એવાં મથાળાં હેઠળ એમ બે ચોપાન્યાં મુફત આપવામાં આવ્યાં છે, અને આ વખતનું ચોપાન્યું જે **"ઉરવનના ગુજરવા બાદ પહેલા ચાર દીવસની જરથોશ્તી ક્રીયાઓની મોતેબરી—સચકાર, ગેહસારણું તથા પાયદસ્તના અસલ જરથોશ્તી કાયદાઓ- તથા પાદફજ યાને પાછલી રાતના ઉઠમણ્ણની મ્હાન ક્રીયા"** એવાં મથાળાં હેઠળ હમદીનો સનમુખ રજુ કરવામાં આવે છે તે ત્રીજી વખતની ભેટ છે.

એ ચોપાન્યાંમાં જે બધી બાબદોનો સમાવેશ કરવામાં આવેલો છે તે બધી બાબદો ઘણીજ ધીરજથી અને ધ્યાનથી વાંચવાની અરજ

કરવામાં આવે છે, અને બધી બાબદોને ઘણી ઉપર ટપકેથી જણાવવામાં આવેલી છે તેથી જો વાંચનારના મનમાં કેટલાએક સવાલો ઉભા થવા પામે તો તે સવાલો કોઇ ભવીષ્યના વધુ ખુલાસા જરથોસ્તી ધરમે ક્ષ્નૂમનાં લખાણો મારફતે મળ્યાથી સમજ પડી શકશે એવા સબસ્યાત યાને ધીરજના વીચારથીજ આ ચોપાન્યું ઉકેલવાની એલતેમાસ કરવામાં આવે છે. આ ચોપાન્યાંમાં ધરમે ક્ષ્નૂમમાં વપરાતા અવસ્તા પહેલવી પાજંદ તથા ફારસી લોગતોની સમજણ ફૂટનોટની અંદર આપવામાં આવેલી છે એટલુંજ નહી, પણ કેટલીએક ખાસ અગત્યની બાબદો જેવી કે "પતેત" કરવાના ફાયદા; મૂરડાળ શરીરને નીરંગથીજ નહવાડવાની જરૂર; સરોશની ક્ષ્નૂમન સાથની કુસ્તી; દરૂજી-ઇ-નસુશ; "કશ" ખેંચવાની બાબદ; સગ-દીદ; "કદમ" ના કાયદા; સુચકેલાં શરીર આગળનું ભણતર; ગેહસારણું; પાયદસ્ત; "સજા" તથા "જજા" યાને શિક્ષા અને બદલો મળવાને લગતી બાબદો; માનવીની બંધારણ રચના; સરોશનો કરદો; દુજખને લગતું ઉરવન તે કયું; કરણી તથા ક્રીયાકામની હમશરીકી અસર; અપાખ્તર અને દુજખ વચ્ચેનો ફરક; "અનાસરો" યાને શરીર રચનાના તત્વોની ઉત્પત્તિ; "ખુદા" નામની શક્તિ તે કોઇ; જન્મ આપતી વખતે પાણીમાંના "ક્ષએતો ફ્રાદો" નામની શક્તિનું કાર્ય; દરેક શખ્સની જીંદગી દરમ્યાન ચોકસ ઉમરે ચોકસ ગ્રૃહોની અસર; હ્યાં જન્મ પામવાની મતલબ; ચેહારમનો દીવસ મુકરર થવામાં સમાયલો હોશબામનો હીસાબ; ગુજર પામતી વખતે, કેહરપ, ઉસ્તાન તેવીષી, ઉરવનનું શરીરથી છુટાં પડવું; કેરદાર; પાદરૂજ વખતે બરપા થતી ઉરવનની હોશદારી; ચેહારૂમનો શ્યાવ; જોડાંની ક્રીયા; પાછલી રાતના ઉઠમણાની ક્રીયાને લગતા મીશ્ર; અથોરનાનોના મરતબા; ભણવામાં લેવાં જોઇતાં ફૂલો; ધુપ નીરંગનાં ભણતરની અગત્યતા તથા એવાં પાજંદ ભણતરોની કીંમત; "અષાઉનામ ફ્રવષીનામ" ને લગતાં ઉરવનો; ખએતોદથ; ચેહારમના દહમના આફ્રીન્ગાંન કરવાના કાયદા; જોડાંની ક્રીયા કયારે કરી શકાય?; અઇપીની ક્રીયાઓ કેઇ અને તે ઘરમાંજ કાંય થવી જોઇએ? ઉરવાંનનાં ગુજરવા બાદ ચાલુ વરસો સુધી સરોશ યશ્ત વડી ભણવાથી થતા ફાયદા—વગેરે વગેરે ઘણીજ અગત્યની બાબદો ઉપર ખાસ શરેહના આકારમાં નોટ લખવામાં આવી છે, જેથી હમદીન વાંચનારાઓને દરેક બાબદ ઘણી સહેલાઇથી સમજવામાં મદદ મળી શકશે. આ શરેહ આપવા ઉપરાંત ફૂટનોટની અંદર અવસ્તા તથા પહેલવી અને પાજંદ લખાણોમાંથી કેટલાએક ફકરાઓ શાહદત તરીકે ટાંકવામાં આવ્યા છે,

અને જોકે હાલ આપણી પાસે મોજુદ બચી રહેલાં અસલ લખાણો ઘણુંજ જુજ છે, છતાં પુષ્કળ એવા ફકરાઓ ટાંકી શકાય એમ છે, પણ જે જે બાબદો ઘણીજ સાધારણ રીતે કોમમાં જાણીતી છે તેને લગતા જાણીતા ફકરાઓ જગ્યાની કોટાઇને લીધે આપવામાં આવ્યા નથી. જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમની બાબદોના સંબંધમાં આટલું તો યાદ રાખવું જોઇએ કે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ જરથોસ્તી દએનની દરેક બાબદ અખંડ રીતે તેના અસલ આકારમાં સમજાવે છે કે જે ઉસુલ્યાત તથા અખંડપણું આપણા મોતબર એકવીસ નુસ્કોમાંનો ફક્ત ઘણોજ નાનો અને તેબી ભાગોતુટો ભાગ હાલમાં બચી રહેવાને લીધે આપણે જાળવી શકયાં નથી, અને તેટલા માટે નાના ભાગાતુટા કટકાબુકલા જેવા બચી રહેલા ભાગમાંથી આખાં ક્ષ્નૂમ યાને જરથોસ્તી દએનની ઉસુલ્યાતી સમજણો માટે શાહદતો આપવી તદન અશકય થઇ પડે છે, છતાંબી હાલના લોકોનાં મગજની સ્થુળ પદ્ધતીને સમજણમાં ઉતરી શકે એવાં લખાણ બનાવતી વખતે જેટલી બને એટલી અવસ્તા અને પહેલવી શાહદતો વખત તથા સંજોગોને અનુસરીને આપવામાં આવે છે, અને તે ઉપરથી એમ નહી માની લેવું કે ફક્ત એટલા થોડાજ ફકરાઓ આ ક્ષ્નૂમને લગતાં લખાણને ટેકો આપે છે.

વળી અત્યાર સુધીમાં "જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ" ની રોશનીમાં જે જે બાબદો—જાહેર ભાષણો રૂપે, "જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ સીરીઝ" નામની ચોપડી રૂપે, તથા ચોકસ બાબદો ઉપર લખાયલાં ચોકસ પ્રસંગે મુફ્ત વહેંચાયલાં ચોપાન્યાં રૂપે, તથા જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુતનાં કલાસોમાં ચાલતાં નીયમીત શિક્ષણ રૂપે,—તથા હરેક રીતે બહાર પાડવામાં આવી છે તે તે બાબદો બાબે જે હમદીન વાંચનારાઓને અનુભવ મળ્યો હશે તેઓ જોઇ શકશે કે ઘણીવાર તદન નવીજ બાબદો જે હાલની કોઇબી કેતાબોમાં મળી શકે નહી તેવી જરથોસ્તી દએનને લગતી બાબદો હમદીનોની જાણમાં આવતી જાય છે. હાલની આપણા ધાર્મીક સાહીત્યની હાલત ઘણીજ અફસોસકારક છે, કેમકે અવસ્તાના એકવીસ નુસ્કમાંથી આપણી પાસે એકબી આખાં નુસ્કમાં આવે તેટલી બાબદ બચી રહેવા પામી નથી, તેમાં ખાસ કરીને આપણી બુલંદ ક્રીયાકામોને લગતા બારીક કાયદાઓ જે નુસ્કોની અંદર વખ્શુરે વખ્શુરાન સાહેબે સમજાવીને આપેલા છે તે નુસ્કો આપણી વચ્ચેથી તદન જાહેરમાંથી ગુમ થઇ ગયલાં છે, અને હાલ જમાનમાં જે ક્રીયાઓ આપણે ચાલુ કરતા આવ્યા છીએ તે અસલના આપણા વડવાઓ

તરફના ચાલુ ભક્તિભાવ અને એતેકાદ સાથના વસીલાના શિક્ષણથી સચવાઇ રહેવા પામેલાં છે. હવે હાલમાં અવસ્તા ભાષાનો અભ્યાસ થવા માંડયા પછી, તથા જે અવસ્તા "સ્તોત" રૂપે રચાયલી છે યાને બંદગીમાં ખાસ અણદીઠ રંગોની અસર ઉપજાવવાના કાયદાથી—જેને "માંથ્ર" ના કાયદા કહીએ છીએ તે માંથ્રના કાયદાથી—રચાયલા હોવાથી, તથા તે અવસ્તા માંથ્રમાં "સ્તોત" ઉપરાંત ઉસુલ્યાતી વખ્શુરે વખ્શુરાંન સાહેબના પોતાના "મીથ્ર" યાને વીચારોની અસર તેની અંદર "વીત" કરી લીધેલી યાને ગુંથી લીધેલી હોવાને લીધે—જે અવસ્તાની "તાવીલ" યાને સમજણ માંથ્રના સ્તોતને કાયદે તથા મીથ્રને કાયદે તેહેસીલ થવી જોઇએ તે અવસ્તાને હાલ જમાનમાં ફક્ત ઉપર ટપકેના શબ્દાર્થી અને કોઇ કોઇ વાર તો તદન કલ્પીત તરજુમાની મદદથી વ્યાક્રણને આધારે એક સાધારણ તનજ્જુલ યાને હલકા દરજ્જાની બોલાતી બાષા મીસાલ ગણીને સમજણ લેવામાં આવે છે, તેવા અયામમાં, અને તેબી ફક્ત જુઝ બચી રહેલાં ઘણાજ થોડા અવસ્તાના આવા તનજ્જુલ અભ્યાસના અયામમાં ક્રીયાકામ બાબેનો ખ્યાલ દીવસે દીવસે વખ્ત જતાં ભુલાતો જાય એ બનવાજોગ છે. જ્યાં સુધી હમદીનો વડવાઓના "અકવાલો" યાને કોલો ઉપર મજબુત રીતે રહીને એકીન અને દીન ઉપરની ફેદાગીરીથીજ ધર્મની દરેક બાબદમાં ચાલતા હતા ત્યાંસુધી દીની તરીકતો, દીન આઇનના રેવાજો, તથા દીની ક્રીયાકામોની તરતીબો ભુલાઇ જશે એવી વકી રાખવાની જરૂર હતી નહી. પણ હવે જ્યારે આપણે જોઇએ છીએ કે ગમે એવા પશ્ચિમ તરફની કેળવણી પામેલા યા અવસ્તાનો તરજુમો વાંચી જાણનારા યા ધર્મના ઉપાધ્યા ગણાતા, યા ધર્મની બાબદો વિષે કંઇબી નહી જાણનારા—એવા અનેક પ્રકારના હમદીનો તરફથી ક્રીયાકામો જેવી મોતેબર બાબદો માટે ગુમાન યાને શક્ક લાવીને, બીજાં લોકોના મનમાં તરેહવાર ફતવાઓ આપીને વસવસો તથા ડામાડોળપણું ઉભાં કરવાની કોશેશો થતી રહે છે તેવા અયામમાં જે લોકો દીન ઉપર સાબેત યકીન રાખીને હજીબી દીની અસલ બાબદો શું હશે તે જાણવાને તલબગાર હોય તેવાજ ફક્ત હમદીનો માટે જરથોસ્તી દએને ક્ષનૂમના શિક્ષણો બહાર પાડવામાં આવે છે, તે શિક્ષણોને હાલના અવસ્તાના બચી રહેલા જુઝ ભાગમાંથી શાહદતો ટાંકીન આપવાનું કામ ઘણુંજ મુશ્કેલ અને અશક્ય થઇ પડે છે. તેટલા માટે જરથોસ્તી દએને ક્ષનૂમની ઉસુલ્યાત માટે બે બોલ કહેવાની જરૂર છે, અને તે માટે અવારનવાર જાહેરમાં પણ ખુલાસો કરવામાં આવેલો હોવાથી અાં ટુંક ઇશારોજ બસ થઇ પડશે.

આ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ ખુદ આપણી જરથોસ્તી દએનના નુસ્કો જે રમ્જ યાને ભેદી જબાનમાં લખાયલાં છે તે નુસ્કો સમજવા માટેની અસલ ચાવી તરીકેનો અસલ જરથોસ્તી ઇલ્મ છે, અને તેને માટે હાલમાં બચ્યા રહેલા સ્પેન્તોમદ ગાથામાં હા ૪૮; ૧૨, તથા વહિસ્તોયશ્ત ગાથામાં હા ૫૩; ૨ માં ક્ષ્નૂમ શબ્દ અવસ્તામાં વપરાયલો આપણને મળી આવે છે. "ક્ષ્નૂમ" શબ્દ બાતેની ઇલ્મ યાને કુદરતના અણદીઠ બારીકમાં બારીક કાયદાઓ બાબેના અને અંતઃકરણની અંદર ખરેખરી ખુશાલી ઉત્પન્ન કરનારાં જ્ઞાન માટેજ વપરાયલો છે, અને "ક્ષ્નૂમ"ના જ્ઞાન વગર તથા જરથોસ્તી દએનની તાવીલ યાને ખરેખરી સમજણ—અવસ્તાના સ્તોતના રમ્જ યાને ભેદો ક્ષ્નૂમની ચાવી મારફતે ઉકેલાવ્યા વગર જરથોસ્તી દએન તેના અસલ આકારમાં સમજી શકાતી નથી. આ "ઇલ્મે ક્ષ્નૂમ" હાલ જમાનમાં જાહેરમાં મોજુદ નથી, પણ ઇરાંની સાસાની શહેનશાહાત પરાગંદે થવાની આસરે અરધી સદી આગમજ ઇરાન સરજમીન ઉપર ગોશેનશીન થયલા આપણા અસલી ઇરાની આબેદ સાહેબો જેઓ જરથોસ્તી "સાહેબ દેલાંન" યાને અંતઃકરણના સાહેબો (Master-Hearts) તરીકે ઓળખાય છે તે પવિત્ર સાહેબોએ પોતાની અશોઇની ચાલુ "વરજીશી" યાને તપેહ તથા અશોઇની શક્તિથી જાળવીને સાચવી રાખ્યો છે, અને તેઓની અંદર આ ઇલ્મ સીના-દર-સીના યાને ઉસ્તાદ શાગેર્દના તરીકા મુજબ ચાલુ ફાહેશ કરવામાં આવે છે, અને આ સાહેબો જાહેરમાં જાણીતા નથી. પણ મારા માજીના કેશાશને આધારે ખુદાના ચાહવાથી મારી મકદુર મુજબ આ ઇલ્મે ક્ષ્નૂમ તે આબેદ સાહેબોના રેહબર દસ્તુરાંન દસ્તુર આબેદ સ્રોષાવરેજ મરજબાન સાહેબના પાક કદમ આગળથી જે મરતબામાં હું તેહસીલ કરી આવેલો છું, તે ખાકસાર મરતબાને આધારે આજ કેટલાંક વરસો થયાં કેટલાએક મિત્રોની ઘણીજ ઉલટભરી અરજને આધીન થઇને હાલ જમાનના મરતબા મુજબ જાહેરમાં આ ઇલ્મ ફાહેશ કરવાની કોશેશો થતી રહી છે, અને તેટલા માટે આ ઇલ્મ "માકુલાતી મન્તક" યાને ફકત તર્કશક્તિની વીદ્યા (Intellectual Logic) ને લગતો નહી હોવાથી પણ એ ઇલ્મ "માહીયત" યાને કુદરતમાં ખરૂં શું છે તેની ઉસુલ્યાતી જાતી પીછાનને લગતો "અતાઇ ઇલ્મ" (Intuitive Knowledge of Nature) હોવાને લીધે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ સમજવામાં ઘણો બીકટ લાગે છે, અને તેની અંદર અનેક શાખાઓ એકમેક સાથે ઘાડો સંબંધ એક કરોળ્યાના જાળાંના તારો મીસાલ ધરાવતી હોવાને લીધે તેની કેટલી-

એક શાખાઓ જાણ્યા વગર શરૂઆતના વાંચનાર યા સાંભળનારને મુશ્કેલી નડે એ બનવાજોગ છે. પણ તેટલા માટે આપણી 'મગજશક્તિની હાલની પ્રકૃતિ સ્થુળ જ્ઞાનને લીધે સ્થુળ પ્રકારની થઇ ગયલી હોવાને લીધે આ બાતેન યાને સુક્ષ્મ ધર્મે ક્ષ્નૂમના શિક્ષણો ઉપર ગુમાન યાને શક લઇ જવો જોઇતો નથી. શરૂઆતમાં વખ્શુરે વખ્શુરાંન સાહેબના "અકવાલો" યાને જે કોલ તેવણ સાહેબે દરેક તરીકત તથા ક્રીયાકામોના કાયદાઓ બાબે પોતાની ઉમ્મતને આપેલા છે તે "અકવાલો" ઉપર જાનફેશાનીથી સાબેત રહીને એકીનથીજ આવાં સુક્ષ્મ જ્ઞાનના દરીયાવમાં આગળ વધવાની જરૂર છે, અને આગળ ચાલતાં જેમ જેમ આ બાતેની જ્ઞાન યાને ધર્મે ક્ષ્નૂમ વધુ પ્રમાણમાં તેહસીલ થતો જશે તથા જેમ જેમ જરથોસ્તી દએનની અશોઇની તરીકતો તથા ક્રીયાકામો તેના લાયક મરતબામાં હમદીનો અમલમાં મુકતા થશે તેમ તેમ આ જરથોસ્તી ધર્મે ક્ષ્નૂમના શિક્ષણો પોતાની મેળે અને વધુ સહેલાઇથી સમજમાં ઉતરતાં જશે. હાલમાં આપણે ધર્મની બાબદો ઘણીજ ભાગીતુટી અને અધુરી જાણ્યે છીએ અને તેબી હવે ભુલાઇ જવા લાગે છે, અને તેટલા માટે જરથોસ્તી ધર્મે ક્ષ્નૂમ જે એક અખંડ આપણા દએન નો ધર્મ (A Systematic Consistent Whole) છે તેની મારફતે ફકત અસલ વખ્શુરે વખ્શુરાંન સાહેબે દીનને લગતી દરેક બાબદોમાં શું શું કાયદાઓ સમજાવેલા છે તે હમદીનો જાણી શકે અને પછી પોતાની મુબારક સમજણમાં આવે તેમ દીનને ખાતર દીનનો અમલ કરવાને લાયકના થાય એવી મતલબથીજ આ લખાણોની કોશેશ કરવામાં આવે છે, જેથી હમદીનોમાં દીન બાબેનો અંધકાર તથા બેદરકારપણું દૂર થઇને, દીની જ્ઞાનની રોશની તથા જાનફેશાની અને એકીન તથા અશોઇના અમલનું વધવું થાય અને જારી રહે !

આ ચોપાન્યાંની અંદર મૂળ બાબદ "પાદ-રૂજ" યાને પાછલી રાતના ઉઠમણાની ક્રીયાની મોતેબરી તથા તે ક્રીયાને લગતા મીથ વગેરેને લગતી છે, અને તે બાબદ સમજાવવાને ખાતર ઉરવનનો એક આખો ચકરાવો,—અણદીઠ આલમમાંથી ઉરવનનું આં ખાકી આલમમાં જનમ પામવું, તથા જન્મથી તે મરણ સુધી, અને મરણ પછી તે ઉરવનની કરણીના મરતબા પ્રમાણે "દાદારે ગેહાન" યાને બહેસ્ત તરફ તથા હમેશતગાન અથવા તો પાછી આ દુન્યા યાને દુજખ તરફનો આખો ચકરાવો—એક "કુજા" ના આકારમાં (in a nutshell) સમજાવવાની કોશેશ કરવામાં આવી છે. અને આ બાબદ સમજાવવી

વખતે બીજી પુષ્કળ પેટા-બાબદો—સગ્યકાર, સગ-દીદ, ગેહસારણું, પાયદસ્ત વગેરેના અસલ કાયદા જણાવવામાં આવ્યા છે, અને "પાદ-રૂજ" ની ક્રીયાની સાથે જે "પાય-મોજદ" અને "સોશ" ને લગતા ભાગો છે તેની પણ સમજણ આપવામાં આવી છે. જે ઉરવન ગુજર પામ્યું હોય તેની તરફના ઉપકાર અને પ્યારના બદલામાં હાલ જે પાછલી રાતના ઉઠમણા વખતે રૂપ્યાની સખાવતો થાય છે તે તદન "ગેર-રાદી" (wrongly-directed charity) છે, અને તેને ઇલ્મ્યતથી બોલતાં ઉરવનને લાયકની યાને ઉરવનને મદદ કરનારી "રાદી" સખાવત (Right charity) નું નામ પણ છાજતું નથી. ઉરવનને મદદ કરવા માટે અવસ્તા-માંથ્રના સ્તોત યાને ધ્વનીથી ઉત્પન્ન થતા રંગોની અસરોની જરૂર છે, અને તેટલા માટે તે ઉરવનના એશ કુટુંબીઓ પાદ-રૂજની વખતે પોતે તે ઉરવનને માટે ચોક્સ સંખ્યામાં ભણવા માટે ભણતરોની ફરજ માથે લે છે, કે જે ફરજ લેવાની ક્રીયા "પાયમોજદ" તરીકે ઓળખાય છે, અને જે ઉરવનને માટેની ખરેખરી રાદી સખાવત છે. એજ પ્રમાણે બીજી ઘણીએક બાબદોમાં અસલ જરથોસ્તી મતલબ ભુલાઇ ગઇ છે યા તો હાલ ભુલાવી દેવામાં આવે છે, અને તેને બદલે જીવતાંઓની સગવડ સચવાય એવા રેવાજો ક્રીયાને નામે દાખલ થતા જાય છે. જે પ્રમાણે ભણતરોની સખાવતને બદલે જીવતાંઓના ફાયદાને માટે પૈસાની જે સખાવત જીવતાજીવત પોતાને હાથે કરવી ઘટારત છે તેને બદલે રૂવાનને નામે અને તેથી ગેર-રાદી સખાવત કરવાનો નીયમ દાખલ થતો જાય છે, તેજ પ્રમાણે પાછલી રાતનું ઉઠમણું યાને પાદ-રૂજ જે ખાસ અગત્યની ક્રીયા છે તેને બદલે જીવતાંઓથી રાતે ઉજાગરો નહી થાય યા એવી કોઇ બીજી જીવતાંઓને સગવડ થાય તેને ખાતર ફક્ત ઉજીરનનું ઉઠમણું કરવાનું સુચવવામાં આવે છે, અને પાદ-રૂજ યાને પાછલી રાતના ઉઠમણાની કંઇ જરૂર નથી એમ પણ કેટલેક ઠેકાણેથી જણાવવામાં આવે છે, અને આવા ફેરફારો ફક્ત જરથોસ્તી દએન અને તેમાં ફરમાવેલી ક્રીયાકામોને લગતા ઉસુલ્યાતી કાયદાઓ તથા ફાયદાઓ બાબેની બીલકુલ અજ્ઞાનતાને લીધે સુચવવામાં આવે છે. આવી કઢંગી રીતી આપણી કોમમાં ધર્મ તથા ક્રીયાકામોને લગતી બાબદોમાં થતી અટકશે અને હમદીનો પોતાના ધર્મમાં સમજાવેલી દરેક બાબતની ખરેખરી અસલ સમજણ ખરી વાજબી દીશાએથી મેળવવા પામીને દીન તથા ક્રીયાકામ ઉપરની પોતાની

**જ્ઞાન સાથની આસ્થા અને એતેકાદ** વધારતાં રહી ધર્મ તથા ક્રીયાકામને લગતી તરીકત તથા તરતીબ અને દીન આઇનને લગતા વાસ્તવીક રેવાજો સાથે ચેડાં કહાડતાં અટકશે, તો આ ચોપાન્યું બહાર પાડવામાં જે મીશ્ર રાખવામાં આવેલા છે તે મીશ્ર પાર પડેલા કહેવાઇ શકાશે.

હ્યાં ધ્યાન ખેંચવાની જરૂર છે કે આ ચોપાન્યાંમાં ચાર દીવસ માટેની જે ક્રિયાઓ સમજાવવામાં આવેલી છે તેમાં અને હાલમાં કરવામાં આવતી ક્રિયાઓમાં ઘણુંક દરજજે ફરક માલમ પડશે, પણ જે ક્રિયાઓ સમજાવવામાં આવેલી છે તે કાંઇ અલલટપ્પે સમજાવવામાં આવી નથી પણ જરથોસ્તી દએનમાં વખ્શુરે વખ્શુરાંન સાહેબે સમજાવેલા ઉસુલ્યાતી ક્રિયા કામો કે જે ક્રિયાઓ "સાહિબ દેલાંન" ટોલામાં રહીને મારી નજરો નજર થતી જોવામાં આવી છે, અને જે ક્રિયાઓ ખુદ અસલ હાલતમાં તે સાહેબો જાળવી રહેલા છે, તે ક્રિયાઓ ઇલ્મે ક્ષ્નૂમનાં ગ્નાનની મારફતે કુદરતના કાયદા અનુસાર સમજાવવામાં આવેલી છે.

ગયાં ૧૯૧૩ ના સાલમાં તેમજ ૧૯૧૫ ના સાલમાં વહેંચાયલાં બે ચોપાન્યાં બાબે જે ઇશારો ઉપર કરવામાં આવ્યો છે તે બેઉ ચોપાન્યાં બાબે જણાવવાની જરૂર છે કે ફક્ત ૫૦૦૦ નકલો દરેકની છપાયલી હોવાથી હવે એ બેઉ ચોપાન્યાં કમ-યાબ થયલાં છે, અને તેથી કોઇબી સાહેબોએ તે મંગાવવાં નહી એવી અરજ કરવામાં આવે છે. આ ચોપાન્યાંનીબી ફક્ત ૫૦૦૦ નકલો છપાઇ છે. વાસ્તે જેમ બને તેમ જલદીથી એ ચોપાન્યાં મંગાવી લેવાની કાળજી રાખવા માટે અરજ કરવામાં આવે છે. આ ચોપાન્યું આગલ ચાલતાં જણાવામાં આવ્યું છે તેમ જો કે ફક્ત રીપ્રીન્ટ થયલું છે છતા, હાલમાં લડાઇના સબબે કાગલની બેહદ મોઘવારીને લીધે, આ ૫૦૦૦ નકલ પાછલ ભારે ખરચ થયો છે, જેને પુગી વળવા માટે રાદી સખાવતને ચાહનારા સર્વે સાહેબોને નમ્ર અપીલ કરવામાં આવે છે, કે જો ભવીષમાં આવીજ રીતનાં દળદાર અને ઉસુલ્યાતી જરથોસ્તી શિક્ષણથી ભરપુર લખાણો હમદીનોમાં મુફત ચોપાન્યાંના આકારમાં ફેલાયલાં જોવાની ખાહેશ હોય, તો આ લખાણ વાંચ્યા પછી દરેક હમ-દીન વાંચનાર પોતાનો અદના ફાળો મોકલી આપવા ચુકશે નહીં. વળી, આ ઇન્સ્તીત્યુતમાં જે એક ખાસ ફંડ "**Free Literature Printing Fund**" યાને "**મુફત વહેંચવા માટે ખાસ લખાણો છપાવવાનું ફંડ**" એવું જે ખાતું રાખવામાં આવ્યું છે તે ખાતાં તરફ દરેક હમદીન વાંચનારનું

ખ

ધ્યાન ખેંચવામાં આવે છે, કે જેથી કરીને ઘણા મોટા પાયા ઉપર ભવિષ્યમાં ખુદાનું ચાહવું હશે તો આવી રીતે જરથોસ્તી દબ્બેનની અનેક અગત્યની બાબદોના ખુલાસા જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમની મારફતે હમકોમની અંદર ફાહેશ કરવાને લાયકના સંજોગો ઉભા કરી શકાય. આ "જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુત" જરથોસ્તી ધર્મજ્ઞાનના અચુક ફેલાવા માટે પોતાના કલાસો મારફતે, સીરીઝરૂપે ચોપડીઓ મારફતે, ભાષણો મારફતે, તથા મુફત વહેંચાતાં ચોપાન્યાં મારફતે, કેવી રીતે કાર્ય કરવાની નેમો ધરાવે છે તે બાબે, જેઓ વાકેફ થવા માંગતાં હોય તેઓનું ધ્યાન આ ચોપાન્યાંમાં સેવટે આપેલી એ ઇન્સ્તીત્યુતની નેમો તરફ ખેંચવામાં આવે છે.

સેવટે જણાવવાની જરૂર છે કે આ ચોપાન્યાંનું લખાણ મુંબઇની "પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી" તરફથી પ્રગટ થતાં ત્રીમાસીક ચોપાન્યાં **ફ્રશો-ગર્દ**માં ત્રણ અંકો—**પુ૦ ૫, અંક ૨, અંક ૩ તથા અંક ૪ માં** છપાયા પછી તેની રીપ્રીંટ તરીકે બહાર પાડવામાં આવ્યું છે, અને તેથીજ આવું આશરે ૨૦૦ પાનાનું દળદાર ચોપાન્યુ મુફત વહેંચવા માટે બહાર પાડવાની હાલમાં લડાઇને લીધે કાગળની બેહદ મોંઘવારી છતાં જોગવાઇ થઇ શકી છે. આ ચોપાન્યું બહાર પાડવાનાં કામમાં જે જે મીત્રોએ હરકોઇ પ્રકારની મદદ કરી છે તેઓનો સામટો ઉપકાર અત્રે માનવામાં આવે છે, અને આ ચોપાન્યું ઘણી ધીરજથી તથા મુનસફ-મીજાજથી હમદીન વાંચનારાઓ વાંચશે એવી આશા રાખવામાં આવે છે; અને આ ખુલાસો ખતમ કરતી વખતે તમામ ખલકતના પેદા કરનાર દાદાર હોરમજ્દ તથા અમશાસ્પંદો અને કુદરતમાં "યજ" થઇને કાર્ય કરતા બીજી તમામ અસરે રોશનીને લગતી શક્તિઓને યાદ કરી, વખ્શુરે વખ્શુરાન રમ્જગો અશો સ્પિતમાન જરાતોશ્ત સાહેબ માટે સદ-ઓ-હજાર આફરીન ગુજારી, તેવણ સાહેબના જાયનશીનો સાથે તનાસુલી સીલસીલો ધરાવનારા, તથા તમામ આબેદ સાહેબ દેલાન સાલિકો જેઓ દીની ઇલમની પાસબાની હજીબી ઇરાન સરજમીન ઉપર ચાલુ કરતા રહ્યા છે તેઓના રહેબર, તથા મારા માનવંત ઉસ્તાદ સાહેબ દસ્તુરાંન દસ્તુર ઓશાવરેજ મર્જબાન સાહેબ તરફના પુર માન અને અેહેશાન સાથના બુલંદ મીશ્ર સહીત,

લા૦ **બેહેરામશાહ નવરોજી શરાફ.**

માછલીપીઠ,

સુરત, તા૦ ૫-૮-૧૯૧૬.



# સાંકળચું.

પાનું.

પાનું.

પાનું.

પાનું.

# આ ચોપાન્યાંને લગતા સુધારા વધારા.

**પાને ૧૭:** જે ૬૨ મી ફુટનોટ આવેલી છે તેની છેડેથી ગણતાં ચોથી લીટીમાંનાં "સુદરેહ" શબ્દ પછી કૌંસમાં "(અને કુસ્તીનાં આલાતોમાંનો સુદરેહ)" એમ ઉમેરો કરવો. વળી એજ ફુટનોટને છેડે કૌંસમાં નીચલો ભાગ ચાલુ કરવો કે:

"(અને ગુજરેલાંના સબને સુદરેહ ઉપર જે તેની વાપરેલી કુસ્તી તરીકતથી વીંટાળવામાં આવે છે તે કુસ્તી પણ તે ગુજર પામેલાં ઉરવાને જીંદગી દરમ્યાન તરીકતપર સાબેત કદમ રહી જે બધા માંથ્રના સ્તોત ઉપજાવેલા હોય છે તે સ્તોતના જમીલાને પકડી રાખવાનો ગુણ કુસ્તી ધરાવતી હોવાથી સુદરેહની માફક કુસ્તી પણ મરણ બાદ તેને બહુ કાર્ય-સાધક અને બચાવકર્ત્તા થઇ પડે છે.)"

**પાનું ૯૦: ફુટનોટ નં૦ ૨૦૧, સોશની ક્રીયા**—આ ફુટનોટને છેડે નીચે મુજબ ઉમેરવું:

"હાલમાં ઉઠમણાંની ક્રીયામાં ધુપ-નીરંગનું ભણતર થયા પછી જે "ગાહે ભણાવવામાં" આવે છે, તેમાં ફરજ લેનાર અતલગનાં બેશી યા પાળકને આ પ્રમાણે ભણાવવામાં આવે છે:—

**"યક લાખ, પન્જ-સદ અહુનવર, સે યજશ્ને, સે વંદીદાદ, બીસ્ત-ઓ-ચેહાર દરૂન, અશોદાદ-ઈ-(ફલાંન) અશોદાદ દાદન ગેતીઆંન માનોઆંન હમબાયસ્તે વેહાંન શુમા, આંન્ચે બુદ ફરમાઈ કરદન અશોદાદ દાદન ગેતીઆંન મીનોઆંન."**

યાને "ગુજર પામનાર (ફલાન) ની નેયતે 'યક લાખ' ભણવાની, પાંચસો યથા ભણવાની, ત્રણ ઇજશ્ને તથા ત્રણ વંદીદાદ કરાવવાની અને ચોવીસ દરૂનની બાજ કરાવવાની ફરજ કે જે ફરજ (ફલાન) તરફની છે અને ગેતી અને મીનોઇને લગતી યજદી શક્તીઓની રૂબરૂ અશોઇથી આપવા લાયક છે તે અશોઇથી આપવાને તમો ભલાં હમશરીકોની તેમજ ગેતી અને મીનોઇને લગતી યજદી શક્તીઓની સનમુખ જેબી કંઇ અશોઇથી આપવાને મને ફરમાન કરવામાં આવે છે તે કબુલ મંજુર છે."

વળી, આ સોશની ક્રીયાની અસલ મોતેબર મતલબ શી હશે તેને લગતી વધુ સમજણ "પાદ-રૂઝના મીઝને લગતો મોટો કોઠો" જે આ ચોપાન્યાંમાં પાને ૮૨ મે જુદો જોડેલો છે તે કોઠામાં આવી જાય છે તેની નોંધ લેવી.

**પાને ૯૨:** '**લાખ**' ની ચાલુ ફુટનોટના **પાને ૯૨** માંના બીજા ફકરામાં જન્દેહ-રવાંન (યાને જીવતાંઓનાં ઉરવાન) ને લગતી 'લાખ' કેમ શોધી કાઢવામાં આવતી હતી તે બાબે જે ઇસારો કરવામાં આવ્યો છે તેનો ખરો ખુલાસો એમ થવો જોઇએ કે આ 'લાખ' ગણવાનો જુદો હીસાબ ને રીતી છે, તે હીસાબ મુજબ અસલ કોઇનીબી 'લાખ' કાઢી શકાતી હતી.

**પાને ૧૦૨: લાઈન ૧** લીમાં જે "પાને ૩૧૧" કરીને જણાવ્યું છે તે સુધારીને "**પાને ૧૦૩**" એમ વંચાવું જોઇએ.

**પાને ૧૩૯:** છેડેથી ગણતાં બીજી લાઇનમાં "ચાર દીવસની ક્રીયા" એ શબ્દો પછી નીચે મુજબ ઉમેરવું: '**પછી આખાં વરસના ક્રીયા.**'

**પાને ૧૫૦:** લાઇન ૧૦ મીમાં "ઇન્તેહા" શબ્દને "**ઈન્તેહાંમ**" કરીને વાંચવો. તેમજ લાઇન ૧૩ મીમાં "ઉસ્તાદ સાહેબ મર્જબાનજી" ને બદલે "**ઉસ્તાદ સાહેબ સોપા-વરેજ મર્જબાનજી**" એમ વાંચવું.

**પાને ૧૫૧:** છેડેથી ગણતાં ત્રીજી લાઇનમાંના "આફરીન" શબ્દને બદલે "વખાણ" શબ્દ મુકવો.



માજદયસ્ની જરથોશ્તી દએન મુજબ

# ઉરવાનના ગુજરવા બાદ

# પહેલા ચાર દીવસની

# જરથોશ્તી ક્રિયાઓની મોતેબરી.

સચકાર, ગેહસારણું તથા પાયદસ્તના અસલ
જરથોશ્તી કાયદાઓ.

દરેક ઉરવાનની પોતાની કરણીથી ઉત્પન્ન થતી કેરદાર.

શરીર ધારણ કરતી વખતે કુદરતમાં ચાલતી ક્રિયાની
અસલ જરથોશ્તી સમજણ.

(Zoroastrian Exposition of Human Embryology.)

# "પાદ-રૂઝ" યાને ઉઠમણાંની

# મહાન ક્રિયા:

ચેહારમની બામદાદનીજ તુરત આગમજ કાંચ થવી
જોઈએ તેનું તુલીતવીલ સાયન્ટીફીક કારણ.

"પાદ-રૂઝ" વખતે કરવામાં આવતી
મીથ્ર, પાયમોજ઼દ તથા સોશની બુલંદ ક્રિયાઓ.

ચેહારમને દીવસે શું શું ક્રિયાઓ કરવી જોઈએ?

---

લખનાર: બેહેરામશાહ નવરોજી શરાફ,
જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમના ઉસ્તાદ સાહેબ
તથા જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુટના માલેક.

## છેક ઉસુલથી કુદરતમાં કાર્ય કરતી શકિતઓના તનાસુલી સીલસીલાની યાદ.

અવલ **શએદાંન શએદ**[1]નો કાંઇક ઝાંખો ખ્યાલ લઇને, **હેશેઆમ** તરફ આવતાં **મજ઼દા** અને **અહુરાના** મરકજને નમન કરીને, આગલ તેહ[2] કરતાં જે સૃષ્ટિના પેદા કરનાર **દાદાર હોરમજ઼દ** કે જેણે કુલે જેહાંન પેદા કીધેલી છે તેના તસવ્વરી[3] પાયપર નમન કરીને, આગલ તેહ કરતાં અમશાસ્પંદોના વડા અહુરમજ઼દ અને તેના હમકાર અમશાસ્પંદો[4]ને, અને મીનો[4], દએ[4], ફરોગ[4], યજ઼દો[4]ને યાદ કરીને, અને બોહોળા તસવ્વર[5]ની અંદર કુલે ફ્રવષીઓ[6]ને મુજના નાકેશ દીલમાં મુનતઇ[7] કરીને, કે જે ફ્રવષીઓ સૃષ્ટિના પેદા કરનારની પેદાયશની અગાઉ પોતાના જુફતો[8]—જ઼રવાન[9], અષોતખ્ત[10], અને અહુનવર[11]—ની સાથે મુશાહેદા[12]માં મશ્ગુલ હતી તેને યાદ કરીને, અને અવલ પેદાયશોમાં

---

(૧) **શએદાન શએદ**—જુઓ ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧, પાનું ૨૦ મું નોટ નં૦ ૨૮.

(૨) **તેહ કરતાં**=આગલ વધતાં.

(૩) **તસવ્વરી**=વીચારમાં લીધેલા.

(૪) **અમશાસ્પંદો, મીનો, દએ, ફરોગ, યજદો**—જુઓ **ફ્રશો-ગર્દ**, પુ. ૫, અંક ૧, પાનું ૧૫ મું, **નોટ નં૦ ૩.**

(૫) **તસવ્વર**-વિચારશક્તિ.

(૬) **કુલે ફ્રવષીઓ**—જુઓ ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧, પાનું ૧૫ મું, **નોટ નં. ૨**, તથા પાને ૨૩ મે **નોટ નં૦ ૩૯.**

(૭) **મુનતઈ**=પ્યાર ભરેલાં જીગરે અંતઃકરણમાં મક્રુમ થયલું મરકજ.

(૮) **જુફતો**=હમ-કાર યાને સાથે મળીને કાર્ય કરનારા (co-workers).

(૯), (૧૦), (૧૧), **જ઼રવાન, અરષોતખ્ત, અને અહુનવર**—જુઓ **ફ્રશો-ગર્દ**, પુ. ૫, અંક ૧, પાને ૨૩-૨૪ મે **નોટ નં૦ ૪૨, ૪૩, ૪૪ તથા નં૦ ૪૨-૪૩-૪૪.**

(૧૨) **મુશાહેદા=શએદાન શએદ**ની સૌથી ચહડતા પ્રકારની રોશની જોઇને તેનાં તરફ આકર્ષણ થવું તે.

જે જીરમાની[13] આલમ છે કે જે જીરમો[14]થી ભરપુર છે અને જેની તોફીયત[15], ખાસ્યત, મફુલ[16], મુનફેલ[17] અને ઇન્ફાલ[18] જે પહેલી મીનોઇ[19] આલમની તુફેલ[20]માં સમાયલી છે કે જેનાથી ઇલ્લત અને માલુલ[21]નું પેદા થવું છે, તેની તરફ મીશ્ર કરીને, કાંઇક મુજના ખુદાની મરજીથી અને વસીલા-એ-વખશુરે વખશુરાંન રજ્જ-ગો અશો સ્પીતમાન જરથુસ્ત સાહેબના જાયનશીનોમાંના હાલી જાયનશીન સ્રોષાવરેજ મરજબાન સાહેબ[22]ની નીગાહે રહેમદીલીથી નીમ્રુ-એ-ઝમીર[23]થી આજનો વિશય મુજ ખાકસારીથી જે હાલે બસ્તે-કુસ્તીઆંનોની આગલ પેશ કરૂં છું તે ખ્યાલે-બઇદ[24]થી તસવ્વરમાં ફરમાવે[25] એ મુજ ખાકસારની અરજગુજારી છે.

---

(૧૩) **જીરમાની આલમ**—જુઓ ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧, પાને ૨૯ મે **નોટ નં૦ ૯૫.**

(૧૪) **જીરમો**—જુઓ **ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧,** પાને ૧૬ મે **નોટ નં૦ ૪.**

(૧૫) **તોફીયત**=કુદરતના કાયદાનુસાર ચલણ (જેવું ઘટે તેવું પાછું આપવાનો કુદરતનો કાયદો).

(૧૬), (૧૭) **મફુલ, મુનફેલ**=ચહડતા યા ઊતરતા દરજ્જાના એલકાબ (Epithet) માટે અનુક્રમે એ શબ્દો વપરાય છે.

(૧૮) **ઈનફાલ**=અસર; પરીણામ.

(૧૯) **મીનોઈ આલમ**-જુઓ **ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧,** પાને ૨૯ મે **નોટ નં૦ ૯૫.**

(૨૦) **તુફેલમાં**=વસીલામાં.

(૨૧) **'ઈલ્લત' અને 'માલુલ'**=કારણ અને પરીણામનો કાયદો (Law of Cause & Effect).

(૨૨) **સ્રોષા-વરેજ મરજબાન સાહેબ**=જુઓ **ફ્રશો-ગર્દ પુ. ૫, અંક ૧,** પાને ૧૮ મે **નોટ નં૦ ૧૩.**

(૨૩) **નીમ્રુ એ-ઝમીરથી**=ઊસ્તાદ સાહેબ તરફથી ચોકસ મરતબામાં તેહેસીલ કરેલાં ગ્નાનની રોશનીથી.

(૨૪) **ખ્યાલે-બઈદથી**=ઇલ્મ્યતનાં બળે દુરઅંદેશ થઇને.

(૨૫) **તસવ્વરમાં ફરમાવે**=તે ઊપર ધ્યાનથી નેગાહ પુગાડે.

**તમામ સૃષ્ટિ-રચનામાં ચાલી રહેલી "યસ્ન" તથા "યસ્ન" ની અંદર કાર્ય કરતા કુદરતના ઊસુલ્યાતી મૂળ કાયદાઓ; કુદરતમાં ચાલી રહેલી "યસ્ન" ઊપરજ રચાએલી સર્વે જરથોસ્તી યસ્ન યાને ક્રીયાઓ; વખ્શુરે વખ્શુરાંન સાહેબે ફૂરમાવેલી અનેક "યસ્ન" માંની એક "યસ્ન"—"પાદ-રૂઝ."**

આજનો વિશય **યસ્ન**[૨૬]નો યાને **ક્રિયાનો છે,** કે જે **યસ્ન** સીલસીલાબંધ **જ.રવાન**[૨૭] સાથે તાલુકો ધરાવે છે, અને જ.રવાન પોતાની ખુદીથી પોતાની સાથના **અસીત**[૨૮]ના યાને **અષોંતખ્ત**[૨૮] ના નુકતા[૨૯]ને લઇને જે **સ્તોતો**[૩૦] બરપા કરે છે તે સ્તોતો તસવ્વરની જુફ્તી[૩૧]થી જે ઇન્ફાલ રોજે અવલથી તે રોજે આખેર તુલીક જુફ્ત અને જુજ.[૩૨]ને કાયદે, અસરે રોશની અને અસરે તારીકી[૩૩]ને

---

(૨૬) **"યસ્ન"** શબ્દ અહીં તેના અસલ ઘણા ઓહોળા અર્થે વાપરયો છે. કુદરતમાં ફ્રશો-ગર્દને ખાતર ચાલી રહેલી તમામ ક્રીયાને તેમજ તે ક્રીયાની બરોબર સમાંતર પેગામ્બર સાહેબે રચી આપેલી **બધી** જરથોસ્તી દએનની ક્રીયાઓને એ શબ્દ લાગુ પાડવામાં આવ્યો છે, જોકે સાધારણ રીતે "યસ્ન" શબ્દ ફકત "યજશ્નેની ક્રીયા" માટે હાલમાં વપરાયછે.

(૨૭), (૨૮), (૨૯)-જુઓ ઊપર **નોટ નં૦ ૯-૧૦-૧૧.**

(૩૦) **નુકતા**=અસર સાથનું બીંદુ (Nucleus).

(૩૧) **તસવ્વરની જુફતથી**=કુદરતના નિરમાણ થયલા કાયદાથી કાર્ય કરતી 'જુફ્ત' જે લખાણમાં આગલ જતાં તુરત વર્ણવેલી છે તેની પુર સમજદારીથી.

(૩૨) **"જુફ્ત" અને "જુઝ" ને કાયદે**=Law of Duality & Law of Polarity યાને બે યા વધુ ચીજ સાથે મળીને કાર્ય કરીને શાદ યા બદ પરીણામ લાવવાનો કાયદો "જુફ્ત" ને નામે ઓળખાયછે, જ્યારે બે યા વધુ ચીજ એકમેકની સામે કાર્ય કરીને શાદ યા બદ પરીણામ લાવવાનો કાયદો "જુઝ" ને નામે ઓળખાય છે.

(૩૩) **અસરે રોશની અને અસરે તારીકી**-જુઓ ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧, પાને ૩૪ મે **નોટ નં૦ ૯૪.**

કાયદે, પઇત્યોગેત[34]ને કાયદે, મારેફતે-કુવતે-જો.ર[35]ને કાયદે,—કે જે કુવતે-જો.ર અસ્મો-ખાઓ[36], અષ્નો-ખાઓ[37], એરેજોઇશ-ખાઓ[38], અષહે-ખાઓ[39] અને અઇરયમન[40], સઓક[41] અને અષી[42]થી બરપા થાય છે,—જે ઉલ-વુજુબ યાને કુદરતના અચુક કાયદે નિરમાન થયલું છે—કે જે નિરમાનથી તે યસ્ન[43] આખી સૃષ્ટિની ઉપર દરેક સ્વાન્યા-એ-સ્વાન્યા[44]માં વ્યાપી રહેલી છે તેજ ઉલ-વુજુબ યાને કુદરતના અચુક કાયદે આપણી દએને-બેરેજીસ્ત[45]ની અંદર, દરેકે દરેક મરકજો.[46] અવલોકન કરીને, કુદરતમાં ચાલુ રહેલી યસ્નને મુકાબલે, ફસીફ[47] કાયદે, આપણા વખ્શુરે વખ્શુરાંન સાહેબે આપણ બસ્તે-કુસ્તીઆંનોને દરેક યસ્ન એનાયત કીધેલી

---

(૩૪) **પઇત્યોગેત**=કોઇબી કાર્યનું પાછું પ્રતીફળ લાવવાનો કાયદો. આ "પઇત્યોગેત" શબ્દ અવસ્તા છે અને તે ગાથા હા ૪૯; ૮ માં સમજાવવામાં આવ્યો છે, જ્યાં Law of Action & Reaction યાને દરેક કાર્ય અને તેના સામા પ્રત્યાઘાત માટે "ફ્યઓઇન અને પઇત્યોગેત" શબ્દો વાપરેલા છે.

(૩૫) **મારેફતે-કુવતે-જોર**="જોર" નામની શકિત બરપા કરીને. જુઓ ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧, પાને ૨૧ મે **નોટ નં૦ ૭૦.**

(૩૬), (૩૭), (૩૮), (૩૯) **અસ્મો-ખાઓ, અષ્નો-ખાઓ, એરેજોઇશ-ખાઓ, અષહે-ખાઓ**—જુઓ **ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧,** પાને ૧૮ મે **નોટ નં૦ ૧૮.**

(૪૦), (૪૧), (૪૨) **અઇરયમન, સઓક અને અષી**—જુઓ **ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧,** પાને ૩૨-૩૩ મે **નોટ નં૦ ૮૨, ૮૩, ૮૪.**

(૪૩) **યસ્ન**=સૃષ્ટીમાં ચાલી રહેલી મહાન ક્રીયા.

(૪૪) **દરેક સ્વાન્યા એ-સ્વાન્યામાં**=પળે પળ સેકેન્ડબી અટકયા વગર ચાલુ (Incessantly at work).

(૪૫) **દએને-બેરેજીસ્ત**=સૌથી ઊંચી બરજીસી જીરમની જરથોસ્તી દએન.

(૪૬) **મરકજો.**=Lit બીંદુઓ; અહીં 'કુદરતમાં પડેલાં વૃદ્ધિના સ્ટેશનો' માટે વપરાયો છે.

(૪૭) **ફસીફ કાયદે**=સ્થુળ પ્રયોગની રીતે (By artificial manipulation; experimentation).

છે. આ દરેક પસ્નમાંની અનેક પસ્નમાંથી જે "પાદ-રૂઝ"[૪૮] ની યસ્ન છે તે બરવકતે[૪૯] કરવાનું આપણાંમાં તાકીદનું ફરમાન ફરમાવેલું છે.

## એક મરણ પામતા બરતેકુરતીઆંન નજદીક કરવી જોઈતી ઘટતી ક્રીયા.

## પાજંદ પતેતની રચના અને તેની ખરી અસલ મોતેબરી.

## "રવાંનની પતેત" પહેલા ત્રણ દીવસ કાંય નહી થવી જોઈએ તેનું મુસ્તકીમ સાયન્ટીફીક કારણ.

આ "પાદ-રૂઝ" ની યસ્ન સમજવા પહેલાં શરૂઆતમાં આપણે એક ઉરવાનના અહીંઆંથી રહેલત થવા સાથેજ—યાને ગુજર પામવા સાથે—શું અને કેવી રીતે આપણી મજ્દયસ્નની જરથોસ્તી દએન પ્રમાણે તેનાં સબની વ્યવસ્થા કરવી જોઇએ, તેમજ તેનાં ઉરવાનની તેજ વખતે કુદરતી વ્યવસ્થા કેવી રીતે થાય છે, અને તેને યસ્ન મારફતે ટેકો આપીને તે ઉરવાનને આગલ વધારવામાં યસ્ન શું ભાગ ભજવે છે, તે બાબદ જરા ખુલાસાથી સમજવાની આપણે કોશેશ કરીએ.

આપણી માજ્દયસ્નની જરથોસ્તી દએનના કાયદા પ્રમાણે જ્યારે એક ઉરવાન રહેલત કરવાની યાને ગુજર પામવાની અણી ઉપર હોય છે, ત્યારે પોતાનાં ઘેરના પંથકીને યા તો સારા મરતબાવાળા ઉંચા

---

(૪૮) **પાદ-રૂઝની યસ્ન** યાને કે જેને આપણે સાધારણ બોલીમાં 'પાછલી રાતનાં ઊઠમણાંની ક્રીયા' કહીએ છીએ તે. આ "પાદ-રૂઝ" ઊરવાન માટે કેટલો બધો અગત્યનો અને ગંભીર પ્રસંગ છે, અને ચેહારમની બામદાદ આગમચજ કાંય "પાદ-રૂઝ" યાને ઊઠમણું થવું જોઇએ, અને "પાદ-રૂઝ" વખતે કઇ કઇ મોતેબર ક્રીયાઓ ફરમાવેલી છે,—તે બાબેનાં અસલ જરથોસ્તી શીક્ષણથી હમ-દીનોને વાકેફ કરવા કાજે આ વખતની આરટીકલ ખાસ તુલોતવીલ લખવામાં આવી છે.

(૪૯) **બર-વકતે**=કુદરતના નિરમાન કરેલા વખતે; પ્રસંગોપાત હીંગામ ઊપર.

દરજજાના આસ્નાતર[૫૦], રથ્વીશ્કર[૫૦], હાવનાન[૫૦], આતરવક્ષ[૫૦] યા જ્ઓતા[૫૦]ના મરતબાવાલા મોબેદને બોલાવવામાં આવે છે. આ મોબેદ સરોશની દુશ્મન સાથની કુસ્તી કરીને પેલાં મરણ પામનાર માણસની આગલ ઉભા રહીને, જ્યાંસુધી તે રહેલત કરી જાય અને 'મોરદેહ-શુયાંન'[૫૧]ને સોંપવામાં આવે છે ત્યાં સુધી ચાલુ

---

(૫૦) યોજદાથ્રેગરીને લગતા પસાર કરવાના ચઢ ઊતર પ્રકારના બધા મળીને **આથ્રવનના આઠ તબક્કા** છે તેનાં નામો તથા લંબાણ ખુલાસા માટે જુઓ **ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧,** પાને ૪૭ મે આવેલી **ફુટનોટ**; તથા મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ તરફથી રચાયલું મુફત વહેંચવામાં આવેલું ચોપાન્યું **"જરથોશ્તી દએન પ્રમાણે મરણ પછી ઉરવાનની હાલત,"** પાનાં ૨૪ થી ૨૭.

આ લખાણ આખું વાંચતાં વાંચનારને માલુમ પડશે કે જુદી જુદી ક્રીયા કરવા માટે જુદા જુદા તબક્કાના આથ્રવનોને લેવાને તાકીદ કરવામાં આવી છે, કારણકે અગાઉ આથ્રવનોનાં ઊરવાનોની ખિલેલી શકતી તથા લાયકાત મુજબનીજ તેઓને ફરજો તેઓના સૌથી વડા સ્રોષા-વરેજ સાહેબ પીછાણીને પછી સોંપતા હતા, અને એક તબક્કામાંથી બીજા ઊંચા તબક્કામાં ચહડાવવા આગમચ પુર તપાસ તથા લાયકાતની કસોટી પહેલે કરવામાં આવતી હતી.

(૫૧) **મોરદેહ-શુયાંન**=ગુજરેલાંનાં સબનો સચકાર કરનારા ખાસ રાખેલાં આદમીઓ. એ શબ્દ ફારસી છે, અને એ બોલનો છુટો અર્થ, ["મોરદેહ"=મુવેલાં + "શુયાંન"=(નીરંગથી) નહવાડનાર—ઊપરથી] "સબને નીરંગથી નહવાડી સઘળી સચકારની તરીકતો મુજબ તેનો સચકાર કરનારા" એમ થાય છે. હાલમાં આપણાં લોકો ગુજરેલાંના સબને ઘેરનાઓ મારફતે જેમ ગમે તેમ જોડ વગર અને તેબી વળી પાણીથી નહવાડે છે તે ઘણુંજ ખોટું છે. અસલ ફરમાન મુજબ ખાસ સબને ઘટતી રીતે પહેલેથી છેલ્લે વેર સચકાર કરવાના કામ માટે "મોરદેહ-શુયાંન" નો જુદો વર્ગ રહેતો હતો, અને મરદ માટે મરદ-મોરદેહ-શુયાંન અને ઓરત-ઊરવાન માટે ઓરત-મોરદેહ-શુયાંન રહેતાં હતાં, અને કાયદાસર, મુદલ પાણી વાપરયા વગર ફકત નીરંગથીજ તે સબને સાફ કરી ત્યારબાદ સચકાર કરતા હતા. **સબની ઉપર પાણી નાંખ્યાથી, દરૂજ-નસુશનું જોર ઘણું વધી જાય છે,** યાને કે મરણ પછી શરીરમાં જે કુદરતી કોહોવાટ યાને નાશની ક્રીયા શરૂ થાય છે તે વખતે પાણી તેને બીલકુલ લગાડી શકાય નહીં, પણ તાજો નીરંગ યાને આબેજર લગાડયાથી નસુશનું જોર કમતી કરવામાં કામ લાગે છે. વળી સબને પાણીથી નહવાડવું એ પાણીમાં નસો નાંખવા બરોબરનો મોટો ગુનાહ થાયછે, જે બાબે વંદીદાદમાં ઠામઠામ સખત તાકીદ ફરમાવેલી છે.

**"અષેમ"**[૫૨] ના કલામ તેના કાનમાં અવાજ પડે તેમ બુલંદ અવાજે ભણ્યો જાય છે. આ "અષમ" ના કલામ ભણતાં ભણતાં, તે શખ્સે પોતાની આગલી જીંદગીઓમાં તેમજ આએ ચાલુ જીંદગીમાં બીજી જીરમને લગતા જે ગુનાહો કીધેલા હોય તે ગુનાહમાંથી તેનું ઉરવાન છુટકારો પામે એવા ચાલુ મીશ્ર યાને વિચાર, તેનો દમ આખેર થાય ત્યાં સુધી, કરવામાં આવે છે. આગલા વખતમાં આ ગુનાહોને લગતા જે મીશ્ર કરવામાં આવતા હતા તે મીશ્ર હાલના હાસમી યાને મંગળના જમાનામાં કાયમ રહી શકશે નહીં એમ આગલા દસ્તુરોએ દુરઅંદેશીથી વીચારીને તેજ મીશ્રો કાયમ રાખીને પાજંદ ભાષામાં હાલની આપણી **પતેત**[૫૩] બનાવવામાં

---

(૫૨) જુઓ **પતેત પશેમાની**, કરદે ૧૨:

**"હમી ફરમાયમ અષેમ વોહુ વેગુદીશ્ત્રની"** યાને "હું ગુજર પામું તે વખતે 'અષેમ વોહૂ' ભણવાને હું ફરમાઉં છું."

(૫૩) અહીં જે **"પતેત"** કરવાની બાબદ છે તે તો ઉરવાનનાં ગુજર પામવાની છેલ્લી ઘડીની **આગમજ** હૈયાતી દરમ્યાન કરવાના સંબંધમાં છે. પણ જે પળે ઉરવાન રહેલત થાય કે ત્યારપછીથી ચેહારમની બામદાદે ઉરવાન અહીંથી અવલમંજલ થાય ત્યાં તુલીકના આખા વખત દરમ્યાન ઉરવાનની નઇયતે **"પતેત"** કરવાની ખાસ મનાઇ છે. આ મનાઇ શા માટે કરવામાં આવી છે, તે સમજવા માટે જો આપણે "પતેત" શું છે અને શી મતલબથી રચાઇ છે તે બરોબર ધ્યાનમાં રાખીશું તો આ બાબદ સમજવી સહેલ થઇ પડશે. ઉપર લખાણમાં સમજાવી ગયા છીએ તેમ, એક ઉરવાને પોતાની આગલી જીંદગીઓમાં બીજી જીરમોમાંથી પસાર થઇને આગલ વધતાં તેમજ આ જીંદગીમાં પણ તે ઊતરતી જીરમને લગતા જે ગુનાહો કીધેલા હોય છે તેની સીલસીલાબંધ યાદી પતેતને લગતા ગુનાહોની ટીપમાં સમાવી દીધેલી છે. અગાઊના વખતમાં ઊપલી બાબદના મીશ્ર યાને કે વિચારો ફેંકવામાં આવતા હતા, પણ હાલના હાસમી જમાનામાં મીશ્ર ખોરવાઇ જશે, એમ જાણી લઇને તે મીશ્રને "પતેત" ના રૂપમાં આદરબાદ મારેસ્પંદ જેવા મહાન દસ્તુર તરફથી રચવામાં આવ્યા, જેથી તે મીશ્ર ખુદાની મેહેરથી આજ દીન સુધી જળવાઇ રહેવા પામ્યા છે.

હવે જ્યારે એક ઊરવાન રહેલત પામવાની અણીપર હોય છે તે વખતે તે પોતાની ફકત આગલી અને છેલ્લી ગુજરેલી જીંદગીના બનાવો એક સામટાં વળાંમાં જોઇ લે છે; જે વખતે **છેલ્લી ઘડીએ** અષેમ સાથે ઊપર લખાણમાં જણાવેલા મીશ્ર કરવામાં આવતા હતા.

(ફુટનોટ ચાલુ.)

આવેલી છે, જેની અંદર તે ઉરવાને પોતાની આગલી જીંદગીઓમાં

---

[પાને ૮ થી ફુટનોટ ચાલુ.]

આ રીતે જ્યારે એક ઊરવાન જેવું રહેલત પામે છે કે તેવુંજ તેની આસપાસ ફકત છેલ્લી ગુજરેલી જીંદગીમાંજ કીધેલાં કાર્યોનું વળું ફરી વળે છે, તે વખતે ઊરવાન પોતાના પાદ-રૂઝના ૫૪ મા હાશ્રની શરૂઆત સુધી નીમ-હોશ યાને અરધાં ભાનમાં રહે છે, યાને કે છેલ્લી ગુજરેલી જીંદગી તરફજ તેનું વળગણ પોતાના તનુ સાથે જોડાઇ રહેલા ખ્લુ પ્રવાહરૂપી દોરાને લીધે રહેવા પામે છે, જેથી ઉરવાન હજી પોતાની સંપુર્ણ હોશદારીમાં ૫૭ હાશ્ર સુધી આવતું નથી, યાને કે તે ઊરવાંનની આએ જીંદગીની આગમચની બધી જીંદગીઓની સામટી આખી કારકીર્દી પુરેપુરી જોવાની જે તેની ખરી સંપુર્ણ હોશદારી શકિત છે તેમાં આવતું નથી. તેથીજ **"પતેત"**, કે જેમાં આગલી જીરમોમાંથી તેહ કરતાં ઊરવાનથી જે ગુનાહો થવા પામ્યા હોય તેમજ પોતાની આગલી જીંદગી-ઓમાં ઊતરતી જીરમોને લગતા એવા ગુનાહો તે ઊરવાનથી થયા હોય કે જેનો કેશાશ બે ત્રણ જીંદગી સુધી ભોગવવો પડે છે તે સમજીને આદરબાદ મારેસ્પંદ જેવા દસ્તુર તરફથી પતેતમાં તેની યાદી તરીકે ટીપ સમાવવામાં આવી છે, તે બધા મીંથ્રની ટીપ યાને **"પતેત"** તે ઊરવાનને 'પાદ-રૂઝ' યાને ચેહારમની બામદાદ આગમચનાં પાછલી રાતનાં ઊઠમણાંની શરૂઆત સુધી બીલકુલ કારગત લાગતી નથી, કારણકે તે પતેતના મીથ્ર તેને પેલાં અર્ધ-ભાનની હાલતને લીધે મુદલ પુગી શકતા નથી. એટલાજ સબબસર પાદ-રૂઝ સુધી "પતેત" કરવાનું તદન નિરથક યાને વગર-અર્થનું થઇ પડે છે, અને તેટલાજ માટે પતેત એટલો વખત નહીં કરવાનું અસલ ફરમાન છે. હાલમાં પહેલા ત્રણ દીવસ પતેત કરવાનો જે રવેયો છે તેથી ઊરવાનને કાંઇભી નુકસાન થતું નથી, પણ તે "પતેત" નો ફાયદો તેને મુદલ મળતો નથી, તે ખરી બીના જણાવવા કાજે ઊપલો ખોલાસો કર્યો છે. પણ જેવો 'પાદ-રૂઝ' નો અમલ શરૂ થાય છે, યાને કે કેહરપ નીકળવાના વખતથી ૫૪ મો હાશ્ર યાને કે ૭૨ મા કલાકની આગમજ ૨૦ મીનીટ (કારણકે એક "હાશ્ર" તો ખરેખર ૮૦ મીનીટનો હોય છે) ચેહારમની બામદાદ અગાઊ ઠોકાય છે કે તુરતજ ઊરવાન પુર હોશદારીમાં આવી પોતાની છેલ્લી ગુજરેલી જીંદગીનો બદલો કુદરતમાં શું નિરમાન થયો છે તે જોઇ લે છે, અને તેજ વખતે (Simultaneously) તે ઉરવાનનાં કેહરપ-ની આસપાસ છેલ્લી ખતમ થયલી જીંદગી તેમજ આગલી જીંદગી-ઓમાં જીરમોમાંથી તેહ કરતાં કીધેલાં કર્તુકોનું સામટું એક વળું બની તેની આસપાસ ચાલુ ફરવા માંડે છે. આએજ વખત પછીથી કરવામાં આવતી પતેતના મીથ્ર તે ઊરવાનને ઘણા કારગત થઇ પડે છે, કારણકે ઉરવાન જ્યારે પોતીકા એકરારો કરવા માટેની હાલત માટે

(ફુટનોટ ચાલુ.)

[પાને ૯ થી ફુટનોટ ચાલુ.]

જેમ જેમ વખતના વહેવા સાથે તૈયાર થતું જાય છે તેમ તેમ પતેત મારફતે ઊરવાનને મીઅ્રની મદદ મોકલી તેના એકરાર કરવામાં પુષ્ટી આપી મોટી સવળતા આપણે કરી શકયે છીએ. વાસ્તે ઊરવાનની નઇયતે એકચીત્તથી **ચાલુ 'પતેત'** કરવી ઘણી ઉત્તમ છે, અને તે ઊરવાન જયાંસુધી ગુજરવા પછી ત્રણ રાત પઉ હાઅ્ર સુધી અહીં અર્ઝ-ભાનમાં રહેલું હોય છે તે વખત સીવાય, ત્યાર પછીના કોઇબી દીવસે ચાલુ પતેત કરી શકાય છે; સીવાય કે, ફ્રવર્દેગાનના પહેલા દશ દીવસ દરમયાન, કે જયારે ઊરવાન પેલાં પોતાનાં કાર્યોનાં વળાંને થોડા વખત માટે છોડી આ જેહાંન તરફ બરવકતે 'અષાઊનાંમ ફ્રવષીઓ'ની તુફેલમાં ક્રીયાઓની ખાહેશ કરતું અહીં આવે છે, (એટલે કે જો તે ઊરવાન પોતાની કારદાનીથી ઊપરનાં મરકજપર થોભીને દુજખ યાને ફરીથી જનમ લેવાનું હોય તો આએ ફ્રવરદેગાનના વખતે પોતાના ઊરવાનનો ક્રિયાથી જલદીથી છુટકારો થાય એવી ખાહેશ કરતું આવે છે; પણ જે ઊરવાન પોતે તરીકતનાં પતમાનપર રહીને પોતાની તરીકતથી "દાદારે ગેહાન" તરફ આગળ વધેલું હોય તે ઊરવાન પોતાનું ઊરવાન આએ ક્રિયાથી ઘણુંજ આસાનીથી આગળ વધે એવી ખાહેશ કરતું આવે છે), તે વખતે પેલું બધી જીંદગીઓની સંપુર્ણ કારદાનીનું વળું આ દશ દીવસો દરમ્યાન તેની સનમુખ હાજર નહીં હોવાથી પતેતના મીઅ્ર પાછા તદન નિરથક થઇ પડે છે, અને તેટલાજ માટે એ દીવસો દરમ્યાન પણ "પતેત રવાંનની" નહીંજ ભણાવી જોઇએ. તે સીવાય ચાલુ રોજ અગતની ફરજ તરીકે તેમજ અનુશેહ-રવાંન આફ્રીન્ગાનને છેડે "રવાનની પતેત" કરવાની ખાસ તાકીદ ફરમાવેલી છે.

હાલની આપણી પતેતમાં જે ગુનાહોની ટીપ સમાયલી છે તે ગુનાહો આપણી હાલની જીંદગીમાં જો કે આપણાથી નહી પણ થયા હોય, છતાં આપણે ઊપર જોઇ ગયા તેમ—આગલી જીંદગીઓ તેહ કરતાં ઊતરતી જીરમને લગતા એવા ગુનાહો થયા હોય કે જેનો કેશાશ બેચાર જીંદગીઓ સુધી ભોગવવો પડે છે, તે સઘલું સંપુર્ણ ગ્નાન મારફતે સમજીનેજ દુરઅંદેશ દીનઆગ્નાહ આદરબાદ મારેસ્પંદ જેવા દસ્તુર સાહેબે હાલની આપણી પતેત બનાવેલી છે. આ પતેતમાં આવેલા ગુનાહો શા કારણે આદરબાદ મારેસ્પંદ જેવા દસ્તુર સાહેબે અંદર દાખલ કીધા છે તેની સંપુર્ણ માહીતગારી વગર જેઓ પતેત નહી ભણાવી જોઇએ એમ બોલવા નીકળે છે, તેમજ જેઓ બચાંની નવજોત વખતે ગુનાહોની ટીપને લગતા કરદાઓ કાઢી નાંખીને પતેત ભણે છે તેઓને નમનતાઇથી પુછી શકાશે કે શું તેઓ આદરબાદ મારેસ્પંદ જેવા દસ્તુર જેટલા મરતબામાં અશોઇ પરહેજગારી સાથે સંપુર્ણ ગ્નાન ધરાવે છે કે જેથી આવા વિચારો ફેલાવી દીનદાર જરથોસ્તીઓનાં દીલ તેઓ ડામાડોલ બનાવે છે?

(ફુટનોટ ચાલુ.)

કીધેલા હોય છે તેના તનાસુલી[૫૪] સીલસીલો આ પતેતને લગતા ગુનાહોની ટીપમાં સમાવવામાં આવેલો છે. હાલમાં આપણાંમાં પણ ચાલુ એ રીવાજ છે કે એક જરથોસ્તીનાં મરણના વખતની આગમચ મોબેદોને બોલાવીને ઘઉં વીગેરે મુકીને તેની પતેત

---

[પાને ૧૦ થી ફુટનોટ ચાલુ.]

એટલું ધ્યાન રાખવું, કે જેમ અનુશેહ—રવાંનની નઇયતે ભણાતાં એકેએક ભણતરોમાં તેમજ રવાંનની પતેતમાં પણ આખી "અહ્માઇ રએશ્ચ", "જસમે અવંઘહે મજ્દ" નો "રામનો ખાસ્ત્રહે....થી તે....મઇન્યઓમ" સુધીનો ભાગ, તેમજ "કેરફેહ મોજ્દ" આખી કદીબી ભણી શકાયજ નહી, કારણ કે ઊરવાંને ખાકી શરીર છોડી દીધા પછી, "અહ્માઇ રએશ્ચ" કે જેમાં તનની દુરસ્તી ચાહવામાં આવી છે તે, તથા જસમે અવંઘહે મજ્દનો "રામનો ખાસ્ત્રહે" વાળો ભાગ કે જેના માંથ્ર પણ જીવતી જીંદગી દરમ્યાન તનુનાં અનાસરોને છુટાં પડતાં અટકાવવાની મહાન ખીશ્કારી બજાવે છે તે, તેમજ "કેરફેહ મોજ્દ" કે જેમાં આ ખનીરથ-બામીપર એક જીંદગી ગુજારનાર (જન્દેહ–રવાંન) અશોઇભરી જીંદગી ગુજારવાની તલબ કરે છે તેના મીથ્ર સમાવવામાં આવ્યા છે, તે બધા ભાગો ગુજર પામેલાં ઊરવાંનને માટે તેનું **ખાકી તનુ નહી હોવાને લીધે** બીલકુલ નકામા અને વગર અર્થના થઇ પડે છે. તેથીજ ઊરવાંનની નઇયતનાં ભણાતાં **એકેએક** ભણતરમાં હર વખતે આખી "અહમાઇ રએશ્ચ", "જસમે અવંઘહે મજ્દ" નો "રામનો ખાસ્ત્રહે....થી તે....મઇન્યઓમ" સુધીનો ભાગ તથા આખી "કેરફેહ મોજ્દ" મુદલ ભણાવી નહી જોઇએ. ફક્ત "હઝંઘરેમ" કે જેમાં કેહરપની દુરસ્તી ચાહવામાં આવી છે તે તથા "જસમે અવંઘહે મજ્દ" નો શરૂઆતનો તથા છેડેનો ભાગ (રામનો ખાસ્ત્રહે વાળા ભાગ વગર) ઊરવાંનની નઇયતે હર હમેશ ભણવાનો હોકમ છે. આ રીતે જોતાં સમજી શકાશે કે હાલમાં આપણે "અહમાઇ રએશ્ચ" તથા "કેરફેહ મોજ્દ" અને "જસમે અવંઘહે"નો વચમાંનો ભાગ માત્ર પહેલા ત્રણજ દીવસ છોડી દઇએ છીએ, તે ઊપરાંત ઊરવાંનની ચાલુ હમેશની દરેક ક્રિયા વખતે પણ—તનુ સાથે તેનો સંબંધ નહી હોવાને લીધે—એ ભાગો છોડી દેવા જોઇએ.

(૫૪) **તનાસુલી**=Concatenated; link to link. ચાલુ અણદીઠ સંબંધથી જોડાયલો.

પશેમાની કરવામાં આવે છે:[૫૫] જે આપણી આગલા વખતમાં મીઝ્ર કરવાની તરીકત હતી તે હાલમાં પતેતના આકારમાં કાયમ રહેલી છે, પણ જે ઘઉં વીગેરે સાથે રાખવાનો આપણામાં હાલમાં જે રીવાજ છે તે આપણી જરથોસ્તી તરીકતમાં જાયજ નથી. છતાં આ ઘઉં મુકવાનો રીવાજ પાછલના વખતમાં દુરઅંદેશ દસ્તુરોએ "જાનનો બદલો સદકો" એ વિચારથી આમેજ કીધેલો છે, જે જોકે તરીકતમાં નથી છતાં ઇલ્મ્યતથી દુર નથી.

હવે એક ઉરવાન જેવું અહીંઆંથી રહેલત કરી જાય છે કે તુરતજ તેની આગલ ચેરાગ રોશન રાખવાનું આપણાંમાં ફરમાન છે, તેમજ તુરતજ જ્યાં સુધી 'મોરદેહ–શુયાંન'ને સોંપવામાં આવે છે ત્યાં સુધી તેના સબ સાથ એક જોડે અષેમ ભણતાં ચાલુ પેવંદ કરી રાખવાનું ફરમાન છે. જે ગેહમાં ગુજરયું હોય તેજ ગેહમાં ઘેરનાંઓ વીગેરે તે સબને અડકે તો કશી આલુદગી લાગતી નથી, અને લાકડાંનો પલંગ, બીછાનું કે કપડાં પણ અવાવ થતાં નથી, પણ સાધારણ રીતે સાફ કરીને કામમાં લેવાય છે. વળી જે ગેહમાં ગુજરયું હોય તેજ ગેહમાં સચકાર થઇ જવો જોઇએ,[૫૬] કારણકે બીજી ગેહ થઇ જાય તો દરૂજ–નસુશનો ગલબો શરૂ થાય છે, તે વખતે અડકે તો 'હમ–રીત'[૫૬] રીમની લાગુ પડે છે, અને "હમ–રીત" વાળાઓ બીજાંઓને અડકે તો "પતરીત"[૫૭] રીમની લાગુ પડે છે.

---

(૫૫) એ રીવાજ જે સાધારણ રીતે "અખ્યાણું ભરવું" તરીકે ઓળખાયછે તેમાં અસલ ખરેખરી સચ્ચાઇ શું સમાયલીછે તે અહીંઆં વીગતે દર્શાવવામાં આવીછે. હાલમાં તો "અખ્યાણું ભરવાનો ચાલ" ચોકસ દાખલાઓમાંજ જાયજ છે, પણ અસલ ફરમાન જોતાં તો, દરેક ઉરવાનની છેલ્લી ઘડી **આગમજ**, "અષેમ" સાથે તેણે આગલી જીંદગીઓમાં બીજી જીરમોમાંથી તેહ કરતાં કીધેલા તેમજ આ જીંદગીમાં કીધેલા બીજી જીરમને લગતા ગુનાહોની તોજેશના મિઝ્ર કે જે મીઝ્ર **પતેત**-ના આકારમાં જળવાવા પામ્યા છે તે મોબેદ પાસે કરાવવાનું ફરમાન છે, તે અસલ શુભ ફરમાન પાછું આપણાં લોકોમાં ચાલુ થવું ઘટે છે.

(૫૬), (૫૭) **'હમરીત'** રીમની તેને કહે છે કે જે કોઇબી નસાની ચીજના સીધા સંબંધ (direct contagion) માં આવવાથી ખોરેહમાં

(ફુટનોટ ચાલુ.)

## મૂરદાળ શરીરને નહવાડવાની તથા સચકાર કરવાની અસલ તરીકત.

હવે જ્યારે એક ઉરવાન અહીંઆંથી રહેલત કરી જાય છે, ત્યારે આપણી માજદયસ્ની જરથોસ્તી દએનના કાયદા પ્રમાણે તે સબને, જો મરદ હોય તો બે મરદ–મોરદેહ–શુયાંન, યા ઓરત હોય તો બે ઓરત–મોરદેહ–શુયાંન, આબે–ર્‌વા[૫૮]થી પાક થઇને સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી[૫૯] પાદયાવ કરીને, સરોશ બાજની "મુન"

---

[પાને ૧૨ થી ફુટનોટ ચાલુ.]

ઊત્પન્ન થયલી હોય છે, અને જે આલુદગીનું જોર બહુ રહે છે. **'પતરીત'** રીમની તેને કહે છે કે હમ–રીત રીમની થયા પછી તે હમ–રીત રીમન થયલો બીજાં કોઇને ચોકસ પ્રમાણ સુધી અડકે તો તે બીજાંના ઓરેહમાં પત–રીત રીમની (Indirect or mediumatic contagion; infection) લાગુ પડે છે. જુદા જુદા પ્રસંગે હમ–રીત અને પત–રીત રીમની જુદી જુદી હદ સુધી લાગુ પડે છે તેના બારીક હીસાબી કાયદાઓ **વંદીદાદ**માંથી સમજવાની જરૂર છે.

(૫૮) **આબે–ર્‌વા**=નદી, મહાસાગર કે "ચાહ" યાને કુવાનું વહેતું સ્વચ્છ કુદરતી જોશ ધરાવનારૂં પાણી. આવાં પાણીમાંજ પાંચે **ફ્રાદો** યાને પાણીમાં રહેતી પાંચ જાતની ખાસ્તર યાને વિજળીક **શક્તિઓ** (Hydro–electric forces)—જેઓનાં નામ આવાં ન્યાએશ તથા આવાં યસ્ત પ્રમાણે, આફ્–ફ્રાદો, વાંઠવો–ફ્રાદો, ગએથો–ફ્રાદો, ક્ષ્એતો–ફ્રાદો, અને દંઘહુ–ફ્રાદો—છે તે બધી તેનાં પુર બહારમાં સમાયલી હોય છે. દરેક જરથોસ્તી તરીકતોમાં તેમજ ક્રીયાઓમાં ઊપલા સબબથી પાક "આબે–ર્‌વા" વાપરવાનું ફરમાન છે. આવાં 'આબે–ર્‌વા' નેજ 'આબે–નેઝાદ' યાને "નેઝાદી પાણી" તરીકે ઓળખાવી શકાય, કારણકે તે પાણીને કુદરતે જે કામ સોંપેલું છે તે કરવા માટે પોતાનો જાતી–કુદરતી–ખવાસ ('નેઝાદ') જેમનો તેમ તેનામાં જળવાઇ રહેલો હોય છે.

(૫૯) **સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી**–હાલમાં આપણે જે "કુસ્તીનું ભણતર" ભણયે છીએ તેમાં "સરોશની ક્ષ્નુમન" નહીં આવતી હોવાથી તે અધુરૂં કહેવાય. જરથોસ્તી દએનનાં અસલ શિક્ષણ મુજબ, આપણે હમેંશાં **"સરોશની ક્ષ્નુમન સાથનીજ કુસ્તી"** કરવી જોઇએ તોજ તે સંપુર્ણ કાયદાસરની કહેવાય, કારણકે એક જરથોસ્તીને તો **દમેદમ** સરોશ યજદનીજ પનાહમાં રહેવાનું ફરમાન છે,—તે એટલે સુધી કે જન્મતાંને વાર, જીંદગી દરમ્યાન, તથા મરણ બાદ તેનું ઊરવાન

(ફુટનોટ ચાલુ.)

યાને બાજ લઇને, તે બન્ને જાણાં કુસ્તીની પેવંદ પકડીને, તે

[પાને ૧૩ થી ફુટનોટ ચાલુ]
આખો વખત સરોશનીજ પનાહ હેઠળ રહેવું જોઇએ. સરોશ યજદનું કુદરતમાં શું કાર્ય છે, તથા સરોશ યજદ કેટલો બળવાન અને દરેક બસ્તે-કુસ્તીઆન માટે સૌથી અગત્યનો યજદ છે, એ બાબેનું સવીસ્તર બયાન જેઓએ **"સરોશ યજદનું કુદરતની તમામ પેદાયશમાં મહાન કાર્ય"** એ મથાળાં તળે **ફ્રશો-ગર્દ, પુ. ૪, અંક** ૩ તથા ૪ માં આપેલું લખાણ (કે જે મુફત ચોપાન્યાં રૂપે પણ **"જરથોશ્તી ઇલમે ક્ષ્નૂમ ઈન્સ્તીત્યુટ"** તરફથી ૫૦૦૦ નકલોમાં ઇ૦ સ૦ ૧૯૧૫ માં વહેંચાયું હતું) તે લખાણ ધ્યાનથી વાંચ્યું હશે તેઓ બરોબર સમજી શકશે કે પળેપળ સરોશની પનાહમાંજ કાંય આપણને રહેવાની ખાસ જરૂર છે?

આ **"સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી"** નું ભણતર શું છે તે આપણે ઘણીજ સહેલાઇથી નીચે મુજબ યાદ રાખી શકીશું:

પહેલાં **"ક્ષ્નઓથ્ર અહુરહે મજ઼દાઓ, અષેમ વોહૂ ૧"** ભણી ખરી રીતના પાદયાવ કરવા. ત્યાર બાદ, કુસ્તી છોડયા વગર નીચે મુજબ ભણવા માંડવું:

(૧) **ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ, અષેમ વોહૂ ૩.**

(૨) પછી, **સરોશ બાજ**માંનો **"ફ્રવરાને મજદયસ્નો જરથુશ્ત્રીશ"** થી તે આખી **"કેમના મજદા....અષેમ વોહૂ ૧"** સુધીનો ભાગ ભણી જવો.

(૩) ત્યાર બાદજ મુંગે મહોંડે કુસ્તી છોડવી, અને કુસ્તી હાથમાં ધરીને પહેલાં પાછું **"ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ, અષેમ વોહૂ ૧"** ભણવું.

(૪) હવે, કુસ્તી બાંધવાની **"અહુરમજદ ખોદાએ"** વાલી નીરંગ આખી પઢી, બે **"યથા"** તથા એક **"અષેમ"** થી ગાંઠો બાંધી, **"જસમે અવંઘહે મજ઼દ; મજદયસ્નો અહ્મિ"** આખી રાખેતા મુજબ પઢી જવી.

(૫) ત્યાર બાદ, **સરોશ બાજ**નો બાકીનો ભાગ—યાને બે **"યથા"**, **"યસ્નેમ્ચ, વહ્મેમ્ચ"** થી તે **"કેરફેહ મોજદ"** તુલીક પઢી જવો.

ઊપર મુજબનુંજ આખું ભણતર ભણ્યાથી, સરોશની ક્ષ્નુમન સાથની સંપુર્ણ કુસ્તી અસલ દીની કાયદા મુજબ કીધેલી કહેવાય છે.

સબને આબે-જ઼રથી સર-તા-પા[૬૦] પાક કરે છે. આ રીતે પાણી નહીં પણ આબે-જ઼રથીજ તે સબને પાક કરવાનું ફરમાન છે, અને તે બે જણમાંથી એક જણ નીરંગ નામે છે, જ્યારે બીજો જણ હાથે પાવ કીધેલાં દસ્તાના યાને મોજાં પહેરીને તે સબને પાક કરે છે. પછી તે સબને સકીલ[૬૧] ચીજપર મુકીને તેનો સચકાર કરવામાં આવે છે, જે વખતે માથાંનો ભાગ દક્ષીણ, પુર્વ કે પશ્ચીમ—એ ત્રણમાંથી એક દીશાએ કરવાનું ફરમાન છે. આ સચકાર કરતી વખતે, નીરંગથી તે સબને પાક કીધા પછી તે ઉરવાનનો પોતાનોજ સુદરેહ-કુસ્તી[૬૨] હોય તેજ પહેરાવવાનું ફરમાન છે, તેમજ તે દરેક કપડાં ઘણાંજ જુનાં[૬૨] લેવાનો

(૬૦) **સર-તા-પા**=માથાંથી પગ વેર અનુક્રમે આખાં બદનના ભાગોને (From head to foot).

(૬૧) **સકીલ**=યાને પથ્થર જેવી નક્કર ચીજ (Imporous solid).

(૬૨) જુઓ "**સુદરેહની તાવીલ**" પાનાં ૧૩૮ થી ૧૪૧; જેમાંથી નીચે ઊતારો કરવામાં આવ્યો છે :—

"જરથોશ્તી દએન કુદરતના તમામ કાયદાઓની એવી તો બારીક સાયન્તીશીક સમજણ સમાવી દે છે, કે 'કાલબુદ' યાને મરણ પામેલાં શરીરને પણ સુદરેહ પહેરાવવાનું ફરમાન આપવામાં આવ્યું છે. આખી જીંદગી દરમ્યાન એક શખ્સ જે સુદરેહ પહેરીને તે સુદરેહના સરથોકની અંદર પોતાની પાળેલી તમામ તરીકતની અસરનો જમીલો એકઠો કરેલો હોય છે તે પોતાનો વાપરેલો સુદરેહ તેનાં મરણ વખતે તેનો સચકાર કરતી વખતે તેના કાલબુદને પહેરાવવાની ખાસ જરૂર છે. મરણ બાદ શરીરની અંદર જે કોહવાની ક્રીયા ચાલુ થઇ અસરે તારીકી પેદા થાય છે અને દરૂજી-ઇ-નસુશ, યાને નાશ પામવાની તથા કોહોવાની ક્રીયા (Unseen Magnetically Destructive Force) ચાલુ થતી વખતે જે અસરે તારીકી યાને અશોઇથી ઊલટી અસર યાને દરૂજી બરપા થાય છે તે, તે શરીર ઊપર ગલબો કરે છે તે દરૂજી-ઇ-નસુશનું જોર ચાલુ ઓછું રાખવાને માટે સચકાર વખતની તરીકતો તથા ક્રીયાઓ અને 'ખુરદેહ યસ્તેગાંન' યાને 'સચકેલાં શરીર આગલ ભણવાનાં ભણતરો' વગેરે ચાલુ કરવાનો હોકમ પએગામ્બર સાહેબે આપેલો છે. દરૂજી-ઇ-નસુશનું જોશ "ફ્રેહબુત" યાને ઘણું વધી પડેલું થવાથી શરીરની બહાર ત્યાં આગળ રહેલાં ઊરવાનને ઘણું દુ:ખ થાય છે, અને તે ઊરવાન આકુળવ્યાકુળ થઇ જાય છે. તેટલા માટે ઊરવાનને શાંતીમાં રાખવાને ખાતર દરૂજી-ઇ-નસુશનું જોર

(ફુટનોટ ચાલુ.)

આપણામાં ખાસ હોકમ છે. આ કપડાં પહેરાવવા આગમચ તેને કાછો બાંધીને પછીજ કપડાં પહેરાવવામાં આવે છે. ત્યારપછી માથાં તળે ગાદી મુકવામાં આવે છે તથા આંખ, કાન ખુલ્લા રાખી મોંઢાં ઉપર પદાન બાંધવામાં આવે છે. ત્યારપછી, તે મરદ—યા ઓરત—મોરદેહ—શુપાંન તેનીપર માત્ર ગાંઠ વાળતી વખતેજ ફકત બે "યથા" અને "અષેમ"ના કલામ ભણીને કુસ્તી બાંધે છે. ત્યાર પછી તે સબને બંધ બાંધી સચકાર કરવામાં આવે છે. આ સચકાર વખતે પેલાંજ જુનાં કપડાંને ફાડીને તેની

---

[ પાને ૧૫ થી ફુટનોટ ચાલુ. ]

કમતી રાખવાને ખાતર—અસરે તારીકી મરણ પામેલાં કાલબુદને લીધે કુદરતી કાયદે ઉત્પન્ન થાય છે તેને ચાલુ જીજને કાયદે અસરે રોશનીમાં ફેરવ્યા કરવાને ખાતર—આવો ઉમદા હોકમ સચકાર વગેરેની બાબદમાં જરથોસ્તી દએનમાં આપવામાં આવેલો છે.

"આવી વખતે પણ સુદરેહ પોતાની ખીશ્કારી બજાવે છે. એક બસ્તે—કુસ્તીઆંનના કાલબુદની ઉપર સુદરેહ પહેરાવવાનો હોકમ છે એટલુંજ નહિ પણ તે કાલબુદને તમામ સફેદજ રંગનાં કપડામાં રાખવું જોઇએ છે. ..........જરથોસ્તી દએનમાં સફેદ રંગની ખુબી "સ્તોત યસ્ન" (Science of Chromatics) ને કાયદે ઘણી બુલંદ લેખવામાં આવી છે તથા સફેદ રંગ તમામ દરૂજીની સામે ટક્કર ઝીલી અસરે તારીકીને પાછી અસરે રોશનીમાં ફેરવી નાખવાનો ઉમદા ગુણ ધરાવે છે. એ ઉપરથી ત્યારે મરણ પામેલાં શરીર ઉપર જે વખતે નસુશ—દરૂજનો વસારો થાય છે તે વખતે સુદરેહ કુદરતી કાયદે પોતાના સ્તોતને લીધે નસુશ—દરૂજનો જોશ ઓછું કરવાનું કાર્ય કરે છે, તેથીજ કાલબુદને સુદરેહ પહેરાવવાની જરૂર છે. વળી સુદરેહબી તે ગુજર પામનાર શખ્સે પોતે જીંદગી દરમ્યાન વાપરેલો પોતાનોજ હોવો જોઇએ, કારણ કે પોતે પાળેલી તમામ તરીકતની અસરોનો જમીલો સુદરેહ પોતે સોશન કરવાનો ગુણ ધરાવે છે, અને તેટલા માટે સચકાર વખતે પોતાનોજ સુદરેહ જો તે કાલબુદને પહેરાવવામાં આવેલો હોય છે તો પોતાના સુદરેહમાં જેટલાં પ્રમાણમાં બખ્તર રૂપી જોશ તરીકતો પાળવાને લીધે રહેલો હોય છે, તેટલાં પ્રમાણમાં નસુશ—દરૂજની સામે એક અચ્છી ઢાળ યા કોટ તરીકે કાર્ય કરી તે કાલબુદ દોખ્મેનશીન થાય ત્યાં સુધી ત્યાં શરીર આગળ રહેલા ઉરવાનને શાંતીમાં રાખવામાં આ સુદરેહ કીંમતી મદદ કરે છે, અને આવી રીતે કાલબુદને તે શખ્સનો પોતાનો સુદરેહ પહેરાવેલો હોવાથી તે કાલબુદ તરફ અરવાહી આલમની ઉતરતા દરજ્જાની નુકસાનકારક શક્તિઓ ખેંચાતી નથી, અને આ અરવાહી આલમની શક્તિઓ સુદરેહને લીધે ઉરવાનને બીહવરાવી હરકત કરી શકતી નથી. (ફુટનોટ ચાલુ.)

જાડી એવડી દોરી બનાવીને પેલા સબને ચાર ઠેકાણેથી બંધ બાંધવામાં આવે છે: તેમાં પહેલો બંધ "અષેમ"[63] ના કલામ ભણતાં ગળાંપર બાંધવામાં આવે છે; બીજો બંધ "અષેમ" ના કલામ ભણતાં હાથપર બાંધવામાં આવે છે; ત્રીજો બંધ "અષેમ" ના કલામ ભણતાં કમરપર બાંધવામાં આવે છે; અને છેલ્લો ચોથો બંધ "અષેમ" ના કલામ ભણતાં ગુંઠણ આગલથી બન્ને પગો વાળીને,[64] મરદ હોય તો જમણા ગુંઠણપર

---

[પાને ૧૬ થી ફુટનોટ ચાલુ.]

"આ રીતે ચારે સચકારની તરીકતોમાં પણ સુદરેહ પોતાનો અગત્યનો ભાગ બજાવે છે. જો કે કાલબુદને સુદરેહ પહેરાવવાની બાબદ કદાચ નજીવી ગણવામાં આવે, તો પણ ઊરવાન ગુજરયા બાદ શરીરને જેમ ગમે તેમ બાંધ્યાથી ઊરવાનનો શરીર સાથે જે અણદીઠ સંબંધ રહે છે તેને લીધે ઉરવાન આકુળવ્યાકુળ થાય છે, તેટલા માટે દોખ્મેનશીની થાય ત્યાં સુધી તે શરીરને જરથોશ્તી દએનના કાયદાઓ મુજબજ રાખવું જોઇએ. જીંદગી દરમ્યાન હરેક રીતે ઊરવાનને આગળ વધારવાની પાયારૂપી તરીકત જે "સુદરેહ-કુસ્તી" છે તેમાંનો આ સુદરેહ ઊરવાનના ગુજર પામવા બાદ શરીરની આસપાસ રહી આ તરીકતનો જમીલો પકડી રાખનાર, અસરે તારીકીને દુર કરી દરૂજી-ઇ-નસુશ સામે ટક્કર ઝીલનાર, એજમતી આલાત સુદરેહ ઊરવાનને દરેક રીતે વૃદ્ધિનાં માર્ગમાં મદદ કરી, પોતાનું અસરકારકપણું બતાવી આપે છે."

(૬૩) "દરેક બંધ બાંધતી વખતે બંધ બાંધતાં એકેક 'અષેમ' ભણવામાં આવે છે, કે જેથી તેનાં સાંધાઓ મારફતે જે 'દરૂજે-નસુશ' કુદરતી કાયદેજ નીકળવા માંડે છે, તે જોરાવર પ્રકારે નહિ નીકળતાં નિર્મૂળ થઇને નીકળી કુદરતમાં દરૂજીનો ફેલાવો કરી શકે નહિ. તેમજ આ રીતે દરેક સાંધાઓ ઊપર બંધ બાંધવાથી તે શરીરના સાંધાઓ 'અષેમ' ના સ્તોતની ખુબીથી જલદીથી છુટા પડી જાય છે."— **"જરથોશતી દએન પ્રમાણે મરણ પછી ઉરવાનની હાલત"** પાને ૧૩ મેથી ઊતારો.

(૬૪) સબના પગ વાળવા કે નહીં તે સવાલના સંબંધમાં અસલ દીની ફરમાન તો એજ છે કે પગ હમેશ વાળવાજ જોઇએ, જેથી જોઇયે તે કરતાં વધુ જગ્યા સબથી રોકીને જમીનના સ્પેન્દારમદ અમશાસ્પંદને નાખુશ નહી કરવામાં આવે. એ બીનાને **વંદીદાદ, ફરગરદ ૫; ફકરા ૧૧ માં** ખુલ્લી સાહદત મલે છે કે:

**"નોઇત્ ફ્રષ-પાદએઇબ્ય, નોઇત જ્સ્તએઇબ્ય વીતરેમ."**

યાને **"લાંબા પગનું નહીં,** અને હાથ છુટા અને લંબાવેલાબી **નહીં જોઇએ."**

એક આંટો લઇને પગ બાંધવામાં આવે છે અને ઓરત હોય તો ડાબા ગુંઠણપર એક આંટો લઇને પગ બાંધવાનું ફરમાન છે. આ બંધ બાંધતાં જે કપડાંની વણેલી દોરી લેવામાં આવે છે તે એક આખીજ સળંગ લેવાનું ફરમાન છે, અને દરેક બંધ સાથે તે દોરીનું પેવંદ રાખીનેજ[૬૫] બંધો બાંધવામાં આવે છે. પછી એક ધાતુના ખીલાથી તે સબના ડાબા કાન આગલથી ત્રણ અહુનવર ભણતાં ત્રણ કશ[૬૬] ખેંચવામાં આવે છે, અને તે ધાતુનો ખીલો તે સબની બાજુમાં યા છાતીપર મુકે છે.

આ કશ ખેંચ્યા બાદ તે સબથી ત્રણ કદમ દુર આતશ રોશન કરવામાં આવે છે.

---

(૬૫) યાને કે તે આખી સળંગ દોરીથી દરેક બંધ બાંધીને તેને તોડી નાંખવામાં આવતી નથી, પણ દર બંધે દોરી તોડયા વગર આખી સળંગ રાખીનેજ ચારે બંધો ઉપર મુજબ મારવામાં આવે છે.

(૬૬) આ "કશ" ની ખરી સાયન્ટીફીક મતલબ શું છે તેનો **"જરથોશ્તી દએન પ્રમાણે મરણ પછી ઉરવાનની હાલત"** નાં ચોપાન્યાંમાં પાને ૧૨-૧૩ મે જે ખોલાસો આપવામાં આવ્યો છે તે નીચે મુજબ છે:

"તેવીષી, ઉશ્તાન, અને ઉરવાંન સાથનું કેહરપ પેલાં ખાકી શરીર સાથે બ્લુ પ્રકાશીત દોરા રૂપી પ્રવાહની મારફતે જોડાયલું રેહે છે. જો તે પાપી માણસનું ઉરવાંન હોય છે તો તેનું કેરદાર રૂપી ખોરેહ જે તેના કેહરપની આસપાસ ફરી વળેલું છે, તે વધારે સ્થુલ પ્રકારનું હોવાને લીધે તે ખાકી શરીરની બાજુમાં નીચેથી ખાકી શરીર તરફ ઢળેલું રહે છે, પણ જો તે એક અશો પવિત્ર સવાબી માણસનું ઉરવાંન હોય છે તો તેના કેહરપની આસપાસ ફરી વળેલું તેનું કેરદાર રૂપી ખોરેહ ઘણુંજ સુક્ષ્મ હોવાને લીધે તે ખાકી શરીરની બરાબર સીધું ઊંચે રહે છે.".. .. .. .. .. ..

"આ "કશ" ખેંચવાની ખુબીને લીધેજ ખાકી શરીરમાંથી છુટું પડેલું ઉરવાંન સાથનું કેહરપ——જો કે તે ખાકી શરીરને ગમે એટલું પણ દુર લઇ જવામાં આવે તે છતાં—તે શરીરની સાથે નહિ જતાં સચકવાની જગ્યાએ માથાંવાલી જગ્યા નજદીક ૫૪ હાથ્ર યાને ૭૨ કલાક સુધી રહે છે, અને આ પ્રકાશીત બ્લુ દોરારૂપી પ્રવાહની મારફતે પેલાં ખાકી શરીર સાથનો સીલસીલો ૭૨ કલાક સુધી જાલવી રાખે છે; જો કે પછી તે ખાકી શરીરને ગમે એટલુ પણ દુર લેઇ જવામાં આવે છે છતાં પણ તે પ્રવાહ લંબાતો જઇ શરીર અને ઉરવાંન સાથનો જોડાણ રૂપી સંબંધ તો ચાલુજ રહે છે. દાખલા તરીકે આપણુ

(ફુટનોટ ચાલુ.)

## "સગ-દીદ" ની ક્રીયાની ખુબી; "સગ-દીદ" માટે ખાસ જાતના કુતરાની પસંદગી.

આ વખતે તેમજ દરેક ગેહ બદલાવાની સાથે, ત્યાં હાજર રાખેલા કાંઇ પણ ખોડખાંપણ વગરનાં, "આહુ-ચશ્મ" "વેશી-હારૂન" જાતના તથા એક જાતના પહાડપર વસનારા સગ યાને કુતરાંની નજર તે સબ ઉપર પાડવામાં આવે છે, જેને "સગ-દીદ"[૧૭] કહીએ છીએ. સબને "સગ-દીદ" કરાવ્યાથી તે કુતરાંની

---

[પાને ૧૮ થી ફુટનોટ ચાલુ.]

જરથોસ્તીઓનાં ઊરવાંનોને સચકાર કરીને એક એલાહેદી જગ્યામાં મુકતી વખતે તેની આસપાસ "કશ" ખેંચેલો હોવાથી તે ખાકી શરીરને જ્યારે દોખ્મેનશીન કરવા માટે લઇ જવામાં આવે છે, ત્યારે પેલું તેવીષી, ઊશ્તાન, અને ઊરવાંન સાથનું કેહરપ પેલાં ખાકી શરીરની સાથે નહિ જતાં જે જગ્યાએ તે ખાકી શરીરને સચકીને એલાહેદું મુકવામાં આવેલું હોય છે તેજ જગ્યાએ તેના માથાં વાળી જગ્યા નજદીક રહે છે; ચહારમની બામદાદે એટલે જ્યારથી શરીરમાંથી કેહરપ છુટું પડવા માંડયું હતું તે વખતથી ૫૪ હાથ યાને હાલના આપણા ૭૨ કલાક પછી તે ઊરવાંનનું આ જેહાનમાંથી અવલમંજલ પોંહચવું થાય છે યાને ઊરવાંન રહેલત કરી જાય છે. આ વખતેજ પેલાં પ્રકાશીત બલુ દોરારૂપી પ્રવાહ મારફતે રહેલો ઊરવાંન અને ખાકી શરીર સાથનો સંબંધ છુટો પડી જાય છે, અને તે ઊરવાંન સરોશ યજદની પનાહમાં રહી પોતાની નીમાંણ કરેલી જગ્યા તરફ રહેલત કરી જાય છે."

૧૭. **સગ-દીદ** માટે જે ખાસ કુતરો લેવામાં આવે છે તેની કાન યા પુછડી કાંઇ પણ કાપેલી નહી હોવી જોઇએ, તેમજ તેનામાં કુદરતી કાંઇ પણ ખોડ નહી હોવી જોઇએ. વળી, તે **"આહુ-ચશ્મ"** યાને કે આંખની ઊપર કપાળપર બે ધાબાં ધરાવતોજ કુતરો હોવો જોઇએ, અને તે જાતનો **"વેશી-હારૂન"** (અવસ્તા "વીસ-હરૂન") યાને "મોહલ્લાની પાસ્બાની કરનાર" હોવો જોઇએ, અને તે ઓછાંમાં ઓછાં ૨૦ થી ૨૧ નખ સાથનો હોવો જોઇએ. સબને ઠેકાણે પાડવાની જરથોસ્તી રૂહીમાં "સગ-દીદ" પણ અગત્યનો ભાગ ભજવે છે, અને જેનું સાયન્ટીફીક કારણ આપણે ઊપર જોયું છે, જેને હાલનાં બચેલાં આપણાં ધર્મ-પુસ્તકોનો પણ ટેકો મલે છે. આ "સગ-દીદ" તેમજ બીજા સબપોસરજ **"સગ"** યાને **"કુતરા"** ની બાબદમાં **વંદીદાદમાં** ખાસ પ્રકરણ લખાયલાં છે. 'સગ-દીદ' કેટલો બધો અગત્યનો છે તે એટલા ઊપરથીજ જણાઇ આવશે કે જો એક શખ્સનો ચોકસ રીતે દમ રૂંધાઇ જવાથી તેને

(ફુટનોટ ચાલુ.)

આંખમાંથી નીકળતાં કુદરતી "મગનાટીસ" (યાને મેગ્નેટીઝમ એટલે વિજળીક આકર્ષણ—શક્તિ) થી ભરપુર પ્રવાહો, તે સબ નજદીક ઉત્પન્ન થયલી કાંઇબી નસાની આલુદગીનો ચાલુ નાશ કરી નાંખે છે.

## સચકાર કરીને મુકેલાં મૂરદાળ શરીરવાળી ભોંયને રાખવાની તરીકત.

પછી નસેસાલારો આવીને, મકાનની બહાર સરોશની બાજ લઇને, તે સબને ગેહાંનમાં મુકીને માથાંનો ભાગ આગલ રાખીને

---

[પાને ૧૯ થી ફુટનોટ ચાલુ.]

મુએલો ધારી તેનો સચકાર થયો હોય, પણ તેને "સગ-દીદ" કરાવતાં જો તે કુતરો તુરત ભસવા મંડી જાય, તો ખચ્ચીત જાણવું કે તે શખ્સ જીવતો છે, અને અસલના હોકમાઓ યાને ડૉકટરો તે સચકેલા શખ્સને આ "સગ" ના ભસ્વા ઊપરથી તુરત ઊપાયો લઇને તે મુએલાં ધારેલાં માણસને સજીવન કરતાં હતાં. તેમજ ખરેખરાં મરણ પામેલાં માણસનાં શરીર-માંથી જે "દરૂજે નસુશ" ને લગતી આલુદગી ચાલુ નીકલે છે તે આલુ-દગીને તે સગની ચશમમાંથી નીકલતો Magnetic પ્રવાહ કતે કરી નાંખે છે.

અહીં ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે જે ખાસ ઊપર જણાવેલી જાતનાજ કુતરા સગદીદ માટે જોઇએ તે નહી લેતાં જો સાધારણ કુતરા સગદીદ માટે લેવામાં આવે છે, તો કોઇ વખતે તેવા કુતરા સચકેલાં સબનાં સફેદ કપડાં જોઇને પણ ભસવા મંડી જાય છે, માટે તે વખતે તે માણસ જીવતોજ હોવો જોઇએ એમ માની લેવું નહી. જો આપણાં જરથોસ્તી ધર્મમાં ફરમાવેલી જાતનાંજ કુતરા આપણે સગદીદમાં લઇએ તોજ એક માણસ જીવતો છે યા મુવેલો છે તે તે કુતરો પારખી શકે છે.

કેવો મોતેબર સાયન્ટીફીક "સગ-દીદ" નો આપણો અસલ જર-થોસ્તી કાયદો છે, છતાં આપણા હાલ શીખીને પરવારી ગયલાઓ એજ કાયદાની હશી કરીને પેગામ્બર સાહેબના કોલ ઊપર ગુમાન લઇ જાય છે!

અહીં નોંધવું ઠીક થઇ પડશે કે સબને સચકવાના વખતથી તે દોખ્મે-નશીન થાય ત્યાં સુધીમાં જુદે જુદે વખતે નીચે મુજબ **"સગ-દીદ"** કરવાનું ખાસ ફરમાન છે:

**(૧) સચકાર પછી તુરત; (૨) દરેક ગેહ બદલાવાની સાથે; (૩) મોટી ચશ્તેગાંન યાને ગેહસારણાંની તુરત આગમજ; (૪) અરધી ચશ્તેગાંન થયા પછી સબને ગેહાંનમાં મુકયા આગાઉ; (૫) બાકીનું ગેહસારણું પુરૂં થયા પછી તુરત; (૬) દોખ્મેનશીન થવાની તુરત આગમજ.**

બહાર કાઢે છે. તેજ વખતે જે શીલ (યાને પથ્થર) ઉપર તે સબને મુકવામાં આવેલું હોય છે ત્યાં માથાં આગલ એક રોગનનો ચેરાગ તુરતજ રોશન કરવામાં આવે છે, અને તે શીલને બહાર કાઢી નાંખવામાં આવે છે, અને તેને નીરંગથી પાવ કરવામાં આવે છે, જયારે તે સબને મુકેલી જગ્યા તાજો નીરંગ છાંટીને તદન એલાહેદીજ રાખવામાં આવે છે, યાને તેની બરોબર ઉપર કાંઇ પણ ક્રીયા થવી જોઇએ નહી. આ ઘેરમાંની એલાહેદી રાખવામાં આવેલી સચકારવાલી જગ્યા, જો 'જમેસ્તાન' (શીયાળો) યાને બીજી હાવનના પાંચ મહીનાનો અમલ હોય તો દશ દીવસ પછી પાક થાય છે, અને જો 'હામીન' (ઉનાળો) યાને રપીથવનના સાત મહીનાનો અમલ હોય તો તે જગ્યા એક માસ પછીજ પાક થાય છે, તેથી ઉપલી મુદતો મુજબ ભોંય રાખવાનો હોકમ છે.[૬૮] વળી ભોંય રાખી હોય તેટલો વખત રોજ એકવાર તે સચકારની જગ્યાએ તાજો નીરંગ છાંટીને સુકયા પછી કપડાંએ નુછી નાંખ્યા પછી પાણી છાંટવાનો હોકમ છે, તેમજ તાજાં પાણીનો કળસ્યો તથા ચેરાગ ત્યાં રાખવા બાબે આપણે આગલ ચાલતાં જોઇશું.

## સચકાર કીધેલાં શરીરને મુકવાની જગ્યા—"ઝાદ-મર્ગ;" તથા ત્યાં કરવામાં આવતું ચાલુ ભણતર— "ખુરદેહ-યશ્તેગાંન."

નસેસાલારો તે સબને લઇ જાય છે ત્યારે તેની આગલ પેલા રોશન કીધેલા આતશને, આફ્રરગાન્યાંને પેવંદ કરીને, એસમ બોએ

---

(૬૮) જુઓ વંદીદાદ ફ૦ ૫; ૪૨:

**"આઅત ઞ્એઓત અહુરો મજદાઓ નવ ક્ષપરેમ ઉપ માનયેન અએતે યોઈ મજદયસ્ન અઈવિ-ગામે આઅત હમ માજદ્રાજહીમ."**

યાને "પછી અહુરમજદે જવાબ આપ્યો કે તે માજદયસ્નાન શીયાળામાં દીવસ સુદાંની નવ રાત થોભે, પણ ઊનાળામાં એક મહીનાના એયામ સુધી થોભે."

સાથે લઇને, એક "ફ્રબેરેતર" દરજજાનો મોબેદ નવ કદમ[૬૯] દુર આગલ ચાલે છે, અને તે સબને "ઝાદ-મર્ગ"[૭૦] માં લઇ

---

(૬૯) કદમ—જરથોશ્તી દએનમાં ખોરેહના કાયદાઓમાં એકમેકથી દુર રહેવાના અંતરનું માપ "કદમ" તરીકે ઓળખાય છે. "કદમ" એ ફારસી શબ્દ છે: એનું અવસ્તા રૂપ "ગાંમ" અથવા "ગાઇમ" છે. અને "કદમ" શબ્દનો અર્થ સાધારણ 'પગલું' નહી, પણ ચોકસ હીસાબની ગણત્રીથી લીધેલું માપ છે, જે ગણત્રી આ પ્રમાણે છે: બુરૂજે હમલ યાને મેશ રાશીમાં સુરજ દાખલ થાય તે વખતે એક શખ્સ મધ્યાનની સવા 'હાથ્ર' (યાને ૧૦૦ મીનીટ) અગાઊ ચોગાનમાં ઊભો રહે અને તેનો જે "હમજાદ" યાને પડછાયો પડે તે પડછાયાની લંબાઇ તે શખ્સને માટેનું તેના રહેવાસની ('લોનજીત્યુડ' અને 'લેટીટયુડ' ની) જગ્યાને માટેનું સરાસરી **એક કદમનું** માપ ગણાય છે. આ રીતે જોતાં, દુન્યાંના જુદા જુદા ભાગોમાં એકજ શખસનું કદમ જુદું જુદું થવા જાય છે. એવાં એવાં ૩ કદમ, ૯ કદમ, ૩૦ કદમ, ૯૦ કદમ વગેરે જુદી જુદી બાબદના સંબંધમાં ખોરેહ જાળવવાને વાસ્તે એકમેક વચ્ચે અંતર રાખવાનાં ફરમાનો વંદીદાદ વગેરેમાં આપવામાં આવ્યા છે. આ ગણત્રીએ મુંબઇમાં એક સાધારણ ઊંચાઇના શખ્સનાં **એક કદમનું** માપ આશરે ૩।। ફીટનું નોંધવામાં આવ્યું છે. આ માપ સરાસરી તરીકે ચાલી શકશે.

(૭૦) **ઝાદ-મર્ગ**—જરથોશ્તી દએનનાં ફરમાન મુજબ, જે ઘેરમાં ઊરવાન થયું હોય તે ઘેરમાં ફકત સચકાર સુધીનીજ ક્રીયા કરવામાં આવતી હતી. સચકાર **પછી** ઘેરમાંથી તે સબને એ કામ માટે ખાસ એલાહેદાં બનાવેલાં મકાનમાં લઇ જઇ દોખ્મે-નશીની માટે બહાર કાઢવામાં આવે ત્યાંસુધી રાખવામાં આવતું હતું, જયાં સઘળી ક્રીયાઓ—નાની તેમજ મોટી યશ્તેગાંન યાને કે ગુજરેલાં આગલ ભણવાનાં ભણતરો તથા ગેહસારણું કરવામાં આવતાં હતાં. અને જયાંથીજ "પાયદસ્ત" કરવામાં આવતી હતી. આ એલાહેદાં બનાવેલાં મકાનને "**ઝાદ-મર્ગ**" કહેતા હતા.

હાલનાં 'નસા-ખાનેહ' આપણું અસલી 'ઝાદ-મર્ગ" નો કાંઇક ભાસ આપે છે. આ "ઝાદ-મર્ગ" માં સબને મુકવા માટેની કાયદેસરની પાવીઓ તેમજ શીલ યાને પથ્થરો રહેતા હતા, અને "પાયદસ્તે" જનારાઓ માટે ત્યાંજ તે પાવીઓથી કેટલાક કદમ દુર ખાસ સગવડ રહેતી

(ફુટનોટ ચાલુ.)

જવામાં આવે છે, અને ત્યાં તે "આદ-મર્ગ" માં સબને મુકવાની જે પાવી કીધેલી હોય છે તે પાવીમાં ત્યાં રહેતા શીલ ઉપર તે સબને મુકીને તે પાવીથી ત્રણ કદમ દુર દીની સરીયત પ્રમાણે જે ખુઆન મુકેલો હોય છે તેનાપર પેલો રોશન કીધેલો આતશ "ફ્રબેરેતર" મોબેદ એસમ બોએ (યાને સુખડ લોબાંન) સાથે મુકે છે. ત્યાર બાદ, ત્યાં ફ્રબેરેતર[૭૧], આબેરેતર[૭૧], આસ્નાતર[૭૧], યા રથ્વીશ્કર[૭૧] એ ચાર મરતબાના મોબેદોમાંથી કોઇપણ મરતબાનો

---

[પાને ૨૨ થી ફુટનોટ ચાલુ.]

હતી, તેમજ કુટુંબ, દોસ્ત આસ્નાવ તેમજ અનજુમનની ઓરતો માટે એલાહેદી સગવડ પણ રહેતી હતી. હાલમાં જેમ ગુજરનારનાં ઘેરમાંજ સચકાર કરીને ત્યાંજ ખુરદેહ યશ્તેગાંન તેમજ ગેહસારણું કરાવી, ત્યાંથીજ તે સબની પાયદસ્ત-ક્રીયા થાય છે, તેમ અસલ થતું ન હતું, પણ ચોકસ મોહલ્લાઓના અંતરે ખાસ "આદ-મર્ગ" બનાવેલાં રહેતાં હતાં, જ્યાં ઊપર જણાવેલી હદ સુધ્ધીનીજ યાને સચકાર પછીથી તે ગેહસારણાં સુધ્ધીનીજ ક્રીયાઓ થતી હતી. પણ સબને દોખ્મે-નશીન કર્યાં પછી, ઊરવાનની સઘળી ક્રીયાઓ— જેવી કે, ત્રણ દીવસ ભોંય આગલનાં ભણતર; દર ગેહેગેહ ન્યાએશ (પતેત વગર); સરોશનાં પાતરાંની ક્રીયા; પાદ-રૂઝ યાને પાછલી રાતનાં ચેહારમની બામદાદ અગાઊનાં ઊઠમણાંની ક્રીયા—આ બધી ક્રીયાઓ તે ઊરવાનનાં રહેવાનાં મકાનમાંની સચકારવાળી એલાહેદી રાખેલી જગ્યાની બાજુમાં (તે જગ્યાની ઊપર નહીં) કરાવવાનું જરથોસ્તી દએનનું ખાસ ફરમાન છે, કારણકે તે સચકારની જગ્યાએ ચેરાગ આગલ તે ઊરવાન ચેહારમની બામદાદે અહીંથી અવલમંજલ થાય ત્યાં સુધ્ધી મુકામ કરીને રહે છે. વાસ્તે પાયદસ્ત ક્રીયા થયા પછી પહેલા ત્રણ દીવસની (અને ત્યાર પછીની પણ) બધી 'અઇવિ' ની ક્રીયાઓ—જેવી કે આફ્રીનગાંન, બાજ, ફરોખ્શી, સતુમ, મુકતાત, પાવી, ગાહામ્બાર વીગેરે—તેનાં કુટુંબ કબીલાનાં રહેવાનાં મકાનમાંજ થવી ઘટે છે, અને અગ્યારી કે બીજે કેઠે પણ તે ક્રીયાઓ કાંય સોંપાવી જોઇએ નહીં, તે બાબે હવે પછી જોઇશું.

(૭૧) આથ્રવનના તબકાની સમજણ માટે જુઓ ઊપર પાને ૭ મે આપેલી ફુટનોટ નં૦ ૫૦.

મોબેદ "ખુર્દેહ યશ્તેગાંન"[૭૨] યાને અવસ્તાવાણી ચાલુ ભણવાની શરૂ કરે છે. આ "ખુર્દેહ યશ્તેગાંન" જ્યાં સુધી મોટી યશ્તેગાંન[૭૩] યાને ગેહસારણું કરવામાં આવે છે ત્યાં સુધી ઝાદ-મર્ગમાંજ ચાલુ રાખવામાં આવે છે. ત્યાં તે સબને ગાશેક[૭૪]ની આલુદગી નહીં લાગુ પડે એટલે કે જ્યારે સબ "હરારતે ગરેજીઆ"—યાને ખરી સજીવન શક્તિની ગરમી—વગરનું હોય છે, ત્યારે તેની ઉપર કુદરતને અચુક કાયદે ઉલટી ક્રીયા યાને કોહોવાટની ક્રીયા થવા માંડે છે, અને તેથી ગાશેકની આલુદગી લાગે છે તે ગાશેકની આલુદગી ચોકસ દરજજામાં દુર કરવાને વાસ્તેજ તે સબની આગલ રોશન આતશ સાથે નાની યશ્તેગાંન કરવામાં આવે છે.

---

(૭૨-૭૩) **યશ્તેગાંન**—ગુજરેલાં આગલ ભણવાનાં ભણતરોને "યશ્તેગાંન" તરીકે ઓળખાવેલાં છે. "ખુર્દેહ યશ્તેગાંન" એટલે નાની યશ્તેગાંન, જેમાં સાધારણ ખોરદેહ અવસ્તાનાં ભણતરો આવી જાય છે. આ "ખુર્દેહ યશ્તેગાંન" માં ખાસ કરીને **મોટી હુપ્તન યશ્ત, હોમ યશ્ત, વનન્ત યશ્ત** તથા **ખોરદાદ યશ્ત** ભણવાનો ખાસ હોકમ છે, જેનાં માંથ્રના સ્તોતથી "દરૂજ-નસુશ" નું જોર ઘણું ઘટાડી શકાય છે. "મોટી યશ્તેગાંન" એટલે આખું ગેહસારણું સમજવું, જેમાં સરોશની ક્ષ્નુમનથી આખો **અહુનવદ ગાથા** ભણાવો જોઇએ. (વધુ માટે જુઓ હવે પછી આપેલી **ફુટનોટ નં૦ ૭૬, ૭૭** પાને ૨૫-૨૬ મે.)

(૭૪) કુદરતમાં **ગાશેક** ચાલુ કેમ બને છે અને તેની અસર દરેકે દરેક ચીજપર કેટલી બળવાન હોય છે તેની સમજણ ઘણી લંબાણ હોવાથી તે અત્રે ટુંકમાં પણ આપી શકાય નહી. અહીં "ગાશેક" જે અર્થે વપરાયો છે તે જોતાં આપણે એટલુંજ યાદ રાખીશું કે આપણું શરીર કે જે અનાસરોનું બનેલું છે તેની તરફ કુદરતમાં અનાસરોને લગતું જે ગાશેકપણું યાને સ્થુળપણું પડેલું છે તે કુદરતી કાયદેજ તેની ઉપર ચાલુ ગલબો કરે છે. આ ગાશેકપણું રાત અને દીવસ જેમ દરેક ચીજ ઉપર તેમ આપણાં શરીર ઉપર ખેંચાયાજ કરે છે, પણ દીવસ કરતાં રાતે તેનું જોર વધુ રહે છે; અને જીવતાં આદમીઓનાં બદન કરતાં મુએલાં તન ઉપર બહુ જોશભેર ધસારો તેનો કુદરતીજ રહે છે, કે જેનો ચાલુ નાશ કરવાને ખાતર કેટલીક ક્રીયાઓ ખાસ ફરમાવેલી છે, જેમાં પહેલા ત્રણ દીવસ અઇવિસ્રૂથ્રેમનો "સરોશનો કરદો" સૌથી અગત્યની ક્રીયા થઇ પડે છે.

## મોટી "યશ્તેગાંન" યાને ગેહસારણું કરવાની તરીકત.

ત્યાર બાદ દોખ્મેનશીની માટે લઇ જવા આગમચ, મોટી યશ્તેગાંન યાને ગેહસારણાંની ક્રીયા તે સબથી નવ કદમ દુર ઉભા રહીને હાવનાન, આતરવક્ષ, યા જોઓતાના દરજ્જાવાલા બરશ્નુમ[૭૫] સાથના મોબેદો કરે છે: તેમાં અરધી યશ્તેગાંન ગેહાંન ઉપર નજર કરીને મીશ્ર ફેંકતાં અને બાકીની અરધી યશ્તેગાંન તે ગેહાંનમાં સબ મુકીને તે ઉપર નજર ફેંકીને મીશ્ર કરતાં કામેલ યાને તમામ કરે છે.[૭૬] આ ગેહાંન જે સકીલ ચીજની યાને ધાતુની બનાવવામાં આવે છે, તે નસેસાલારથી વાપરેલી હોય યા નવી હોય, તોપણ તે અવાવ કહેવાય છે; તેથી તેને પહેલાં જે યશ્તેગાંનનો પહેલો અરધો ભાગ ભણવામાં આવે

---

(૭૫) **બરશ્નુમ**ની ક્રીયા બોરેહમાં કુદરતી રીતે આમેજ થતી આલુદગીને કાઢી નાંખી પાક કરવા માટે કેટલી બધી કીમતી છે, જેના વગર ક્રીયાકામને કેટલી બધી ખલલ પોંહચે છે, અને દર છ મહીને એક યોજદાથ્રેગરે શા માટે બરશ્નુમ લેવુંજ જોઇએ, તેની તુલોતવીલ સમજણ **"જરથોશ્તી દએન મુજબ મરણ પછી ઉરવાનની હાલત"** પાને ૨૮ થી ૩૩ મે આપવામાં આવી છે.

(૭૬) જેમ જરથોસ્તી દએનની અનેક બાબદોમાં—ક્રીયાઓ, તરીકતો તથા ફરમાનોના સંબંધમાં—તેમ હાલમાં **ગેહસારણાંની ક્રીયા** તેમજ "પાદ-રૂઝ" યાને ચેહારમની બામદાદ અગાઊ પાછલી રાતનાં ઊઠમણાં સામે લોકોમાં ખોટો વસવસો પેદા કરવાની ચોકસ શીખેલા ગણાતા વર્ગ તરફથી ઘણી ખેદકારક કોશેશો કરવામાં આવે છે, જે સામે કોમે મજબુત અવાજ ઊઠાવવો જોઇએ છે. ગેહસારણાંની ક્રીયા આખી થવી જોઇએ કે અરધી—તે બાબે કોમને દોરવવા નીકળવા પહેલાં,—"ગેહસારણું શા માટે કરવુંજ જોઇએ? તેની સાયન્ટીફીક અસર અને ફીલસુફી શું છે? ગેહસારણાં માટે **અહુનવદ ગાથાજ** કાંય મુકરર કરવામાં આવ્યો છે? તેને ફશુષો-માંથ્ર યાને ચહડયાતા વર્ગના માંથ્ર શા માટે ગણવામાં આવ્યા છે? ઊરવાનને આખાંજ ગેહસારણાંથી શું ફાયદો થાય અને અરધાં ગેહસારણાંથી અથવા ગેહસારણું મુદલ નહી ભણ્યાથી કેટલી બધી ખલલ તેને પહોંચે છે?"—વીગેરે વીગેરે અનેક સવાલોનો નમનતાઇથી અને મુનસફ મીજાજથી અભ્યાસ કરીનેજ બહાર પડવું જોઇએ, અને જો ગેહસારણાનો ખરેખરો મતલબ પેગામ્બર સાહેબે શું સમજાવેલી છે તે જો નહી સમજી શકતા હોઇએ તો ખાકસારીથી તેમ જાહેર કરી, આપણાંમાં અસલથી પળાતા આવેલા શુભ રેવાજ બાબે યાહોમ જાહેરમાં એક યા બીજી બાજુ મત આપતાં અવસ્તા-અભ્યાસીઓએ અટકવું જોઇએ

(ફુટનોટ ચાલુ.)

છે તે પહેલા ભાગના માંથ્રના સ્તોતનાં બળથી જેમ એક હાથ ઉપર સબના મીથ્ર[77] તુટી જાય છે તેમ બીજા હાથ ઉપર આ

---

[પાને ૨૫ થી ફુટનોટ ચાલુ.]

છે. શું ઊરવાનના આ જેહાંનમાંથી રહેલત થતી વખતે, જે છેવટની ગંભીર ફરજો તેને રાહત આપવા માટે જરથોશ્તી દએને તાકીદની ફરમાવી છે, તે શું એટલી બધી નજીવી—એટલી બધી નાંખી દેવા જેવી છે કે "ગેહ-સારણું" અને "પાદ-રૂઝ" જેવી ઘણી ગંભીરાઇથી તથા પુર જ્ઞાન સહીત વાત કરવાની બાબદોને જેમ ગમે તેમ જાહેરમાં ચરચાવી લોકોનાં મન ધર્મની બાબદમાં ચાલુ ડામાડોળ કરવાથી કોમને ફાયદો સેહેજબી કરી શકાશે ? **ઉરવાનની ચાર દીવસની ક્રીયાઓ તો તેની ખાસ મતા છે, જે જાળવોને રાખવા માટે આપણાં ન્યાગાનો ઉપર આફરીન કરવી ઘટે છે**—જેની ખરી સાયન્ટીફીક, મગજ તેમજ અંતઃકરણને ખુશાલી પમાડે તેવી ઊંડાણ સમજણો ખરી દીશાએથી મેળવીને જાહેરમાં લોકોનાં મન ઉપર ઠસાવવી ઘટે છે, અને લોકોનાં યકીન આવી સૌથી મોતેબર ક્રીયાઓ ઉપરથી ઊઠાડી મુકી હકદાર ઊરવાનના આ મોતેબર હકને બાજુએ હડસેળવાની નાલાયક કોશેશો કરવાથી દુર રહેવું ઘટે છે.

ગેહસારણાંની મોતેબરીની બાબદમાં **જરથોશ્તી ઈલ્મે ક્ષ્નૂમ ઈન્સ્તીત્યુટ** તરફથી બહાર પાડેલાં અને મુફત વહેંચાયલાં **"જરથોશ્તી દએન પ્રમાણે મરણ પછી ઉરવાનની હાલત,"** (જે ચોપાન્યું **ફ્રશો-ગર્દ પુ૦ ૩, અંક ૧,** સાથે પણ વહેંચાયું હતુ) પાને ૭ છેલ્લી પાંચ લાઇનથી પાને ૧૨, લાઇન ૯ સુધીમાં ઘણો સંતોષકારક લંબાણ ખોલાસો કરવામાં આવ્યો છે. વળી જુઓ હેઠળ **ફુટનોટ નં૦ ૭૭.**

(૭૭) **સબના મીથ્ર**—મરણ પછી કેહરપ કે જેની અંદર "તવીષી, ઊશ્તાંન અને ઊરવાન" વાસો કરે છે તે કેહરપની આસપાસ કેરદાર રૂપી ખોરેહના ફરી વળવાની સાથેજ તે ઊરવાનની મરતી વખતની જેબી કોઇ ઇચ્છા કે જે ઘણીજ જોરાવર હોય છે, તે ઇચ્છા વાસ્નાનું એક "પીંજર" (subtle shell of mental worldly vibrations) યાને કોટલું બની તે કેહરપ અને ખોરેહની ઊપર ફરી વળે છે, તે આખાં "પીંજર" ને અહીં ટુંકમાં **"સબના મીથ્ર"** એમ કહ્યું છે. આ દુન્યાને લગતા તેના વિચારોનું જે સુક્ષ્મ કોટલું યાને "પીંજર" તે ઊરવાનની આજુબાજુ ફરી વળેલું છે અને તેને આ ખાકી દુન્યાં તરફજ ખેંચેલું રાખવા માંગે છે તે કોટલાંને—યાને કે સબના મીથ્રને—તોડીને કુદરતના અચુક કાયદા મુજબ જ્યાં તે ઊરવાનની નિરમાન થયલી જગ્યા હોય છે ત્યાં તેને મોકલવામાં આ આપણું ગાથાને લગતું ગેહસારણાનું ભણતર તેમાંથી નીકળતા સ્તોત અને ધ્વનીને લીધે તેને મોકળું કરી આગલ અને આગલ વધારે છે. (વધુ **માટે જુઓ "ગેહસારણું"** બાબે ઊપર આપેલી **ફુટનોટ નં૦ ૭૬.)**

સફીલ ચીજપર લાગેલી હરીરી[૭૮] (microbes) મુરદાળ થઇને જમીન તરફ " મગનાટીસ "[૭૯] (magnetise) થઇ જાય છે. પછી તે સબને તે પાવ થયલી ગેહાંનમાં મુકવામાં આવે છે જે વખતે તે મોબેદોની જોડ ફરીને ઉભા રહે છે, અને ત્યાર બાદ પાછા ફરીને તે સબ ઉપર નજર ફેંકતાં બાકીની અરધી યશ્તેગાંન જે મોટે ભાગે " ફ્શુષો-માંથ્ર "[૮૦]ના સ્તોતવાળી રહેલી છે તે તમામ કરવામાં આવે છે, કે જેથી તે સબના મીથ્ર અને ગેહાંનની આલુદગી સમુળગી નાશ પામે છે.

આ આખાં યશ્તેગાંનના વખત દરમ્યાન તે સબને લઇ જનારા નસેસાલારો, જેઓ સરોશની બાજ લઇને પછી અંદર આવેલા હોય છે તેઓ " અષેમ " ના કલામ ચાલુ ભણીને " અષેમ " ના સ્તોત બરપા કરે છે. પછી તે સબને નવ કદમ દુરથી અનજુમને સેજદો કીધા પછી, " અષેમ " ભણતાંજ ગેહાંનપર ચદરો[૮૧] બાંધે છે. પછી તે સબ સાથની ગેહાંનને બહાર કાઢીને દોખ્મેનશીની કરવાના રસ્તા તરફ લઇ જવામાં આવે છે. આ ઝાદ-મર્ગમાંથી, લાસને જે દરવાજેથી લાવવામાં આવે છે તે દરવાજેથી નહી પણ બીજેજ દરવાજેથી બહાર કાઢવાનું ફરમાન છે, અને તે કારણને માટે તે ઝાદ-મર્ગને બે દરવાજા કરવામાં આવેલા હોય છે.

---

(૭૮) **હરીરી**=ઘણાંજ સુક્ષ્મીક, સુક્ષ્મદર્શક યંત્ર વડે પણ નહીં દેખાય તેવાં બારીકમાં બારીક જંતુઓ. (Unseen magnetic microbes).

(૭૯) **મગનાટીસ**=આ " મગનાટીસ " શબ્દ ઊસ્તાદી લબ્ઝ છે, અને એનો અથ " ખાસ્તર યાને વિજળીક આકર્ષણ " થાય છે. એ અંગ્રેજી શબ્દ 'Magnetise' 'મેગ્નેટાઇઝ'ને મળતો આવે છે, કે જેનો અર્થ પણ ઊપર મુજબ થાય છે.

(૮૦) **ફ્શુષો-માંથ્ર**=અવસ્તા માંથ્રના જે બે મહાન વિભાગો—માંથ્ર સ્પેન્ત તથા ફ્શુષો-માંથ્ર—કરવામાં આવ્યા છે તેમાંના ચહડયાતા મરતબાના અવસ્તા માંથ્રને " **ફ્શુષો-માંથ્ર** " યાને " આગલ વધારનાર માંથ્ર " તરીકે ઓળખાવેલા છે. આ બન્ને મરતબાના માંથ્ર આપણાં બચેલાં અવસ્તા ભણુતરોમાંથી પણ સ્તોત યસ્નને કાયદે ઓળખાવી શકાય છે.

(૮૧) **ચદરો**=ગેહાંન ઊપર ફરતું બાંધવામાં આવતું આખું કપડું.

## "પાયદસ્ત" કરવાના કાયદા, તથા પાયદસ્ત જતી "અનજુમન."

દોખ્મે-નશીની કરવા લઇ જતાં રસ્તામાં નસેસાલારો "અષેમ" ના કલામ ચાલુ ભણતા ભણતા, પોતાનો રસ્તો ઘણીજ ગંભીરાઇથી કાપતા, સખને તાજીમ-તવાજોથી "પાયદસ્ત"[૮૨] કરે

(૮૨) અગાઊના વખતમાં, દીનની શરીયત મુજબ, ગુજરેલાં ઊરવાન તરફ કેટલી બધી ગંભીરતા તથા અદા જાળવીને તેના સબ પાછળ **"પાયદસ્ત"** કરતા હતા તેનો ખ્યાલ આ આખા **"પાયદસ્ત"** ના ફકરા ઊપરથી આપણુને બરોબર આવે છે. હાલમાં જેમ ગમે તેમ પાયદસ્ત માટે દોડાદોડી કરવામાં આવે છે, અને ગુજરેલાં ઊરવાન તરફની સૌથી છેલ્લી ફરજ કરતાં પણ આ દુન્યાંની બીજી ત્રીજી રોકાણોને પહેલી ગણવામાં આવે છે, તેમ અગાઊ કરવામાં આવતું ન હતું, પણ જો ટુંકા દહાડા હોય અને રસ્તો લંબાણ હોવાને લીધે ગંભીરતાથી "પાયદસ્ત" કરવાનો વખત થઇ ગયો હોય તો દોડાદોડી નહીં કરતાં બહારવનેના દિવસ ઊપર મુલતવી રાખતા હતા, જેથી બરોબર **તાજીમ-તવાજોથી** યાને પુર અદા અને માન સહીત ખરી "પાયદસ્ત" કરવાનો પુરતો વખત મલે.

વળી, સેજદો કરવા આવેલા શખ્સો, હાલમાં જેમ ખાલી ટોલટપ્પા અને દુન્યવી બાબદોની વાતોમાં ચિત્ત રોકે છે તેમ મુદલ ન કરતાં, ત્યાં હાજર રાખેલાં આબે-રવાથી એકેએક જણ કુસ્તી-પાદયાવ કરી પોતાની ફરજ-ગુજારીમાં મશ્ગુલ રહે છે, અને ઝાદ-મર્ગમાં સેજદો કરવા અગાઊ આખી અનજુમન પેવંદ સાથે જોડ થઇને સરોશની બાજ ધરે છે, અને પછીજ પેવંદ સહીત નવ કદમ દુરથી સેજદો કરે છે.

વળી, આખે રસ્તે આખી પાયદસ્તે ગયલી મીજલસ—નસેસાલારથી તે મોબેદો, એશકુટુંબીઓ, દોસ્ત-આસ્નાવ તથા અનજુમન યાને બહારનાંઓ સઘળાંઓ ચુપકીદી ધારણ કરતાં હતાં, અને ઊરવાન તરફનાજ મીશ્રમાં મોહબત અને માનથી મશ્ગુલ રહેતાં હતાં, અને રસ્તામાં હાલની માફક ટાહેલાંટપ્પા કે દુન્યવી વાતચીત મુદલ કરતાં નહીં હતાં. આવીજ ગંભીર ક્રીયાને ઊરવાનની **પાયદસ્ત-ક્રીયાનું** નામ આપવું વાજબી કહેવાય.

વળી, નસેસાલારો પણ પહેલેથી છેલ્લેવેર આખો વખત પોતાની ફરજ એટલી તો ગંભીરાઇથી ચુપકીદીથી અને દીનની સરીયત મુજબ બજા લાવતા હતા, કે તેઓ **"નસેસાલાર"** એટલે કે "નસુ-દરૂજ ઊપર કાબુ ધરાવનારા" (Masters of Nasu) ના એલકાબને ખરેખર જેબ આપનારા થઇ પડતા હતા, અને કંઇ પણ કસુર કે ગફલતીથી તેઓ **"નસે-હમાલ"** યાને "નસુ-દરૂજના ગુલામ" (Nasu-bearers) રખે થઇ જાય તેની બહુજ ચોંપ દીલમાં રાખતા હતા, અને તે માટે બહુજ ડર રાખતા હતા.

છે. ત્યાર બાદ, એક જોડ—હાવનાન, આતરવક્ષ અને જઓતાના દરજ્જાવાલી એક જોડ—મોટી યસ્તેગાંન ભણતાં ભણતાં રસ્તાની ગાશેકી આલુદગીને સાફ કરતા કરતા તે સબની પાછલ ઓછાંમાં ઓછાં ૪૫ કદમ દુર તાજીમ-તવાજોથી પાયદસ્ત કરે છે. તેઓની પાછળ મગદુર માફક "હાવનાન, આતરવક્ષ અને જઓતા" સીવાયના મરતબાવાલા મોબેદોની જોડ "હપ્તહંધહાઇતી"[૮૩]ના કલામો સાથે તે સબને તાજીમ-તવાજોથી ઓછામાં ઓછી ૪૫ કદમ દુર પાયદસ્ત કરે છે. ત્યાર બાદ, તે પેશ[૮૪] મોબેદની જોડ તથા તેઓની પાછલના મોબેદોની જોડની પાછલ તેનાં ખેશકુટુંબીઓ, દોસ્તઆસ્તાવો, અને અનજુમન સરોશની બાજ લઇને, "મુન"[૮૫]માં "અષેમ" ભણતાં ભણતાં, જોડ થઇને તાજીમ-તવાજોથી પાયદસ્ત કરે છે. તેમજ એક પેશ-હમાલ સબની આગલ નવ કદમ દુરથી સગનો ખોરાક અને એસમ બોએ લઇને ચાલે છે, તે પણ તાજીમ-તવાજોથી પાયદસ્ત કરે છે, જ્યારે તે અનજુમનની પાછલ બીજા હમાલો[૮૬], તે દરેક ખેશકુટુંબી, દોસ્તઆસ્નાવ અને અનજુમનના શખ્સોના સુમાર પ્રમાણે, તેઓ દરેકના એસમ બોએ લઇને તાજીમ-તવાજોથી પાયદસ્ત કરે છે. આ પાયદસ્ત કરતી વખતે, જ્યારે નસેસાલારો રસ્તામાં ઉભા રહીને પોતાની ખાંધ બદલે છે તે વખતે પેલી ઓછાંમાં ઓછાં ૪૫ કદમ દુર ચાલનારી જોડને પણ તુરતજ ઉભું રહેવાનું ફરમાન છે. જો તેઓ ઉભાં નહી રહેતાં ૪૫ કદમની અંદર ચાલી જાય છે, તો જેટલી જોડ ૪૫ કદમની અંદર આવી ગઇ હોય તેઓને નસાની આલુદગી લાગીને "હમરીત" રીમની પોંહચે છે, જ્યારે તેની પાછલની જોડોને "પતરીત" રીમની પુગે છે. આ કારણને લીધેજ નસેસાલારોથી ઓછાંમાં ઓછાં ૪૫ કદમજ દુર રહીને ચાલવાનું આપણા જરથોસ્તી ધર્મનું ખાસ ફરમાન છે.

---

(૮૩) હપ્તહંધહાઇતી=મોટી હપ્તન યશ્તને 'યસ્ન હપ્તહંધહાઇતી' તરીકે પણ ઓળખવામાં આવે છે.

(૮૪) પેશ=આગલ ચાલતી યાને પહેલી.

(૮૫) "મુન" માં=બોલ્યા વગર ચુપકીદીથી.

(૮૬) હમાલો=નોકરો માટેનો ફારસી શબ્દ "હમાલ" છે. અહીં બસ્તેકુસ્તીઆંન નોકરોજ સમજવા.

## ઝાદ-મર્ગ યાને નસાખાનેહ તથા દોખ્માની વચ્ચેના રસ્તાને ખાસ "સગ" મારફતે પવિત્ર કરવાની જરૂર.

ત્યાર બાદ, તે સબ અને અનજુમનની પછવાડે, ઝાદ-મર્ગથી દોખ્મુ જેટલા તફાવતે હોય તેટલા તફાવતનો સુમાર કાઢીને, બે યા ત્રણ યા ચાર એમ સુમાર પ્રમાણે "સગ-હુમાલ[૮૭]" સગને પકડીને તે તફાવતમાં વહેંચાઇ જાય છે; પછી તે સગને "સેબાર"[૮૮] પોતાના સુમાર પ્રમાણે તે રસ્તાની વચ્ચે ફેરવે છે, કે જે સગની ચશ્મમાંથી નીકળતા કુદરતી "મગનાટીસ" થી ભરપુર પ્રવાહો તે દરેક તફાવતની અંદરની આલુદગીને કાપી નાંખે છે, જેથી તે સબને જે રસ્તે લઇ જવામાં આવેલું છે તે રસ્તાને જે આલુદગી લાગેલી હોય છે તે આલુદગી ફતે થઇ જવાથી તે રસ્તે જનારા કોઇબી જરથોસ્તીને તે આલુદગી લાગી શકતી નથી. આ સગ કાંઇબી ખોડ વગરનો "આહુ-ચશ્મ[૮૯]" લેવામાં આવે છે. વળી આપણે ઉપર જોઇ ગયા તેમ, ઘેર આગલ તથા રસ્તામાં યશ્તેગાંનની જે ક્રીયા કીધેલી હોય છે તેના સબબથી, દોખ્માંને તાણો પુરવાની તેમજ ઇજવાની ક્રીયાથી જે કવીપણું[૯૦] દોખ્માને છે તેમાં યશ્તેગાંન સાથના નસાને

---

(૮૭) **સગ-હુમાલ**=સગ યાને કુતરાંની ઊપર દેખરેખ રાખનારા નસ્તેકુસ્તીઆંન નોકર.

(૮૮) **'સેબાર' ફેરવે છે**—એટલે કે કુતરાને તેટલા રસ્તાપર જે જગ્યાએથી દોડવાનું શરૂ કરે છે ત્યાં પાછો લાવી,—એમ ત્રણ આખી વાર ફેરવે છે. એ માટે વંદીદાદ, પરગરદ ૮, ફકરો ૧૬ જણાવે છે કે:

**"સ્પાનેમ જઈરિતેમ ચથ્રુ-ચષ્મેમ, સ્પએતેમ, જ્ઈરિ-ગઓષેમ, આપ્રિતીમ તદ અઓતાઓ પથાઓ વીવાદયન્તુ."**

યાને "કુતરો સોનેરી રંગનો, ચાર આંખનો (યાને બે આંખના ભવાંની ઊપર આવેલાં ધાબાં સાથે), સફેદ, સોનેરી કાનનો, ત્રણવાર એ રીતે તે રસ્તા તરફ ફેરવ્યા કરે."

(૮૯) **આહુ-ચશ્મ**=જુઓ ઊપર પાને ૧૩૪ મે આપેલી ફુટનોટ નં૦ ૬૭; તેમજ ઊપર નં૦ ૮૮ માં જણાવવા મુજબ **"ચાર આંખનો"**.

(૯૦) **કવીપણું**=કાર્યસાધકપણું; બળવાનપણું.

મુકવાથી કાંઇપણ ન્યુનતા આવતી નથી, અને વળી સબના મરતી વખતના છેલ્લા મીશ્રને અને ગેહાંનની આલુદગીને અને રાહની ગાશેકી આલુદગીને પણ આ યશ્તેગાંનો કતે કરે છે.

હવે દોખ્માની નજદીક આવી પુગતાં, તે સબને છેલ્લો સેજદો કરવાની ખાસ બનાવેલી પાવીમાં મુકવામાં આવે છે, અને પહેલાં પેલી પહેલી મોબેદોની જોડથી જે રસ્તામાં મોટી યશ્તેગાંન ખતમ થઇ હોય તો તેમ, નહી તો તે પાવીથી ૪૫ કદમ દુર આખી પાયદસ્તની અનજુમન તથા મોબેદો પહેલાં થોભી જાય છે અને ત્યાં તે યશ્તેગાંન તમામ કરવામાં આવે છે, અને પછી મોબેદો સઘડી આગળ જાય છે, જ્યારે પેલી પાવીથી નવ કદમ દુર આખી પાયદસ્તની અનજુમન (યાને ખેશકુટુંબીઓ, દોસ્તઆસ્નાવો અને અનજુમન—ફક્ત બધા મોબેદો સીવાય) તે સબને સેજદો કરે છે.

## પાયદસ્તે ગયલી અનજુમનનું "ઘેર" તરફ પાછું ફરવું.

પછી જે અનજુમન તાજીમતવાજેથી પાયદસ્ત ગયલી હોય તે, ત્યાં સબને દોખ્મેનશીની કરવામાં આવ્યા પછી, બાજ મુકીને દોખ્માનો નમસ્કાર કર્યા પછી, નીરંગથી મોંહડું હાથ ધોઇ, ફક્ત "અહુરમજદ–ખોદાએ" ભણીને કુસ્તી ખતમ કરે છે, ને ત્યાર પછી તાજો નીરંગ રેતી લગાડીને ગોસલ ઉતારીને તન પાક કરીને જ્યારે પાછા ફરે છે, તે વખતે પાછલ ચાલતા હમાલ સાથે તે દરેક પાયદસ્તે જનારાઓ તરફથી જે એસમ બોએ લઇ જવામાં આવેલી હોય છે તે દરેક જણ આતશે દાદગાહપર તે ઉરવાનનાં નામથી ચઢાવે છે. જ્યારે તે અનજુમન ઘેર તરફ પાછી ફરે છે ત્યારે, ઉપર જણાવ્યા પ્રમાણે સગ મારફતે જે રસ્તો આલુદગીથી મોકળો કીધેલો છે તે રસ્તો તે દરેક અનજુમનને દીનની શરીયત માફક મુબારક થાય છે. પછી તે અનજુમન રહેલત કરી ગયલાં ઉરવાનનાં ઘેર તરફ પહેલાં પાછી ફરે છે. ત્યાં આવીને સરોશની ક્ષ્નુમનની પાદયાવ કુસ્તી કરીને એકમેકની સાથે હમાજોર થઇને પોતપોતાનાં મુકામે પોંહચે છે.

ત્યાર બાદ 'સગ–હમાલો' પેલા "આહુ–ચશ્મ" વાલા સગને લાવીને તેને જોઇતો ખોરાક નાન અને શીર (યાને રોટી ને દુધ) આપે છે.

## ઝાદ–મર્ગમાંથી ઘેરમાં લાવવામાં આવતો આતશ, તથા ઘેરમાં ચેરાગ અને બેહરેહ રાખવાની તરીકત.

ત્યાર બાદ ઘેરનાં દરેક કુટુંબીઓ જે—જનાંના (ઓરતો) અને મરદાંના (મરદો) રહેલાં હોય તેઓ—પોતે ગોસલ ઉતારી સરોશની પાદયાવ કુસ્તી કરીને, પેલાં ઝાદ–મર્ગમાં સબની જગા આગલ—કે જે જગા અને શીલ પણ નીરંગથી પાક કીધેલી હોય છે અને જ્યાં પહેલેથીજ આતશ ખુઆનપર રાખેલો હોય છે ત્યાં—જઇને એસમ બોએ તે આતશપર મુકે છે, અને તે એસમ બોએ મુકતાં, તે ઉરવાને આખી જીંદગી દરમ્યાન કીધેલી કારદાનીની 'સજા'[૯૧] અને 'જજા'[૯૨]ના મીગ્ર ફેંકે છે. ત્યાર પછી તે

---

(૯૧), (૯૨) 'સજા' અને 'જજા' એ શબ્દો અહીં ખાસ મતલબે વાપરવામાં આવ્યા છે. જો એક ઉરવાને જીંદગી દરમ્યાન તરીકત ઉપર નહીં રહી દુરવંદી જીંદગી ગુજારેલી હોય છે, તેઓ પોતાની દુરવંદી જીંદગીના ગુનાહોની મરણ બાદ "સજા" (retribution; punishment; પેહલવી "પાદ-ફ્રાસ") ભોગવે છે, અને "સજા" ને લગતું ઉરવાન હમેંશાં દુઝખને લાયકનું યાને કે આ દુન્યામાં ફરી જનમવાને લાયકનું થાય છે. પણ જો એક ઉરવાંન અહીં તરીકતપર રહેલું હોય, પણ તરીકત પાળવામાં કાંઇ એવી રીતની ખામી યા નજરચુક તેનાથી થઇ હોય, કે જેથી તે "દાદારે ગેહાન" ને લાયકનું હોવા છતાં ચોકસ વખત સુધી તેને "વરજમી" ના મરકજ ઉપર થોભવું પડે છે, અને ત્યાં પોતાની કસરના કામોની "જજા" (reward; produce; પેહલવી "પાદ-દહીશને") ભોગવે છે. "જજા" ને લગતું ઉરવાન કદી આ ખનીરથખામી ઉપર પાછું આવતું નથી, પણ 'જજા' ભોગવીને "દાદારે ગેહાંન" માંજ દાખલ થાય છે. "સજા" માટે "પાદ-ફ્રાસ" બોલ, અને "જજા" માટે "પાદ-દહીશને" બોલ આપણા

(ફુટનોટ ચાલુ.)

આતશનાં પાતરાંને આદ-મર્ગમાંથી પોતાનાં ઘેરમાં જ્યાં પેલાં સબનો સચકાર કરીને ચેરાગ રોશન કરવામાં આવેલો છે, ત્યાં લાવીને તે જગ્યા આગલ ત્રણ દીવસ સુધી તે આતશ રોશન[૯૩] રાખવામાં આવે છે. વળી આતશ લાવ્યા પછી ત્યાં મુકેલા ચેરાગની બાજુમાં એક ચોખ્ખાં 'આબે-રવા'[૫૮] થી ભરેલો બેહેરેહ યાને કળસ્યો મુકવામાં આવે છે, અને તેની ઉપર ફુલ્યાંમાં ગુલ (યાને ફુલો) રાખવામાં આવે છે. આ પાણીનો કળસ્યો તથા ગુલ, ત્યાર બાદ, જેમ ભોંય રાખી હોય તેમ[૬૮], યાને હામીનના યાને રપીથ્વનના સાત મહીનાના અમલ દરમ્યાન એક મહીનો સુધી રોજ તાજાં મુકયા કરે છે, અને જમેસ્તાન યાને બીજી હાવનના પાંચ મહીનાના અમલ દરમ્યાન દશ દીવસ સુધી રોજ તાજાં મુકયાં કરે છે. ત્યાર પછી તે ખેશ કુટુંબીઓ, જેનાં ઘેરમાંથી ઉરવાન રહેલત કરી ગયું હોય તેઓને ઘેર તોશો પુગાડે છે, કારણ કે જે ઘેરમાં ઉરવાન

---

[ પાને ૩૨ થી ફુટનોટ ચાલુ. ]

પાજંદ ભણતરો તથા ઘણા પહેલવી લખાણોમાં વપરાયસો મલે છે, જે શબ્દો ઉપર મુજબ ખાસ લોગતીક અર્થ (technical sense) ધરાવે છે એમ આપણે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમની રોશનીમાં હવે બરોબર સમજી શકયે છીએ.

**'સજા' અને 'જજા'** ના **મીથ્ર** યાને ખાસ વિચાર, જે આગલ ચાલતાં આ લખાણમાં આપવામાં આવશે, તેનો અહીં સગવડને ખાતર ખાસ નીચે ઊતારો કરવામાં આવે છે:—

'કેશાશને કાયદે દરેક **જીરમમાંથી સીલસીલાબંધ થતા આવેલા ગુનાહોથી** તે ઉરવાન કુદરતના ઈનસાફને કાયદે અને **પેગામ્બર સાહેબે** જણાવેલી ચસ્નને કાયદે, **જો તે ઉરવાન "સજા" ને લગતું હોય તો** તેમાંથી જલદી છુટે, **અને જો "જજા" ને લગતું હોય** તો પોતાનો "હમ-બેહેરે' **લઈને આગલ વધે, તે માટેના મીથ્ર કરવામાં આવે** છે.'

(૯૩) જુઓ **પહેલવી દાદેસ્તાને દીની,** સવાલ ૨૭; ફકરો ૫ મો: "**એ**જ કારણસર **ત્રણ દીન સુધી** યજશને, **આતશ રોશન કરવો અને તેને ચાલુ એસમ-બોએથી જારી રાખવો,** અને ઊરવાંન સાટેનો બીજો **ફીયારૂપી** બચાવ **ફરમાવેલો** છે."

થયું હોય તે ઘેરના આતશ ઉપર ૫૪ "હાઅ"[૯૪] સુધી ખાણું પકાવવામાં આવતું નથી, પણ માત્ર તે ઉપર સુક્કી કાઠી અને એસમ બોએજ મુકવામાં આવે છે.

## ત્રણ દીવસ સુધી ઊરવન સાથે ખાકી શરીરને રહેતો સંબંધ તથા ત્રણ દીવસ ઘેરમાં ચાલુ માથ્રના ભણતરની અને સરોશની બાજ તથા ત્રણ "સરોશ" વગેરે બીજી ક્રીયાઓની ખાસ જરૂર.

જ્યાં ઉરવાન રહેલત થયલું છે તે ઘેરમાં જ્યાં તેનો કશ ખેંચી સચકાર કરવામાં આવેલો છે અને જ્યાં ચેરાગ રોશન કરવામાં આવેલો છે ત્યાં, મોટી યશ્તેગાંન ઝાદ-મર્ગમાં થયા પછી, પેલા ચેરાગ આગલ કેહરપ[૯૫]-તેવીષી[૯૬]-અને ઉશ્તાન[૯૭]

---

(૯૪) **૫૪ "હાઅ"**—જેમ હાલમાં ૨૪ કલાકનો એક દીવસ ગણાય છે તેમ અસલ ઇરાનમાં ૧૮ "હાઅ"નો એક દીવસ ગણાતો હતો. તે હીસાબે જોતાં, **એક "હાઅ"** એટલે હાલની આશરે **૮૦ મીનીટ** થવા જાય છે, અને **૫૪ હાઅ એટલે ૭૨ કલાક યાને ૩ દીવસ** થાય છે.

અહીં, જે ૫૪ "હાઅ"ની ગણત્રી લેવામાં આવી છે તે તો ઊરવાન જે દીવસે રહેલત થવાનું હોય તે દીવસે ખુરશેદ ઊગવાની આગમચની ૩૬ મીનીટ, જે હાવનની મેહેર ગણાય છે તેની શરૂઆતથી તેનું કેહરપ નીકળવા માંડે છે ત્યાંથી ગણતાં પુરેપુરા ૫૪ હાઅ યાને ૭૨ કલાક સમજવા. આ ૫૪ હાઅ ચેહારમની બામદાદ યાને હાવનની મેહેર બેસ્તાંજ હમેશાં ખતમ થાય છે જે વખતે ચેહારમની ક્રીયાઓ શરૂ કરવાનો હોકમ છે.

(૯૫), (૯૬), (૯૭) **કેહરપ, તેવીષી, અને ઉશ્તાન**—જરથોસ્તી ધરમે કનૂન મુજબ, માનવીનું બંધારણ નવ વિભાગોનું બનેલું છે, જે વિભાગોનાં નામો અવસ્તામાં નીચે મુજબ **યજશ્નેના ૫૫ મા** હામાં મલે છે:

**માનવીનાં બંધારણના નવ વિભાગો:—**

**સ્થુળ-હાદેસ:**

૧. **તનુ**—યાને ખાકી શરીર. (Outer bodily form with skeleton.)

(ફુટનોટ ચાલુ.)

સાથનું ઉરવાન પોતે માથાં આગલ મુકામ કરીને ૫૪ હાઅ યાને ૭૨ કલાક સુધી પેલાં દોખ્મે-નશીની કીધેલાં સબની સાથે "માયલે ફુલકી"—યાને સુક્ષ્મ બલુ—પ્રવાહ[૯૮] સાથે સંબંધ કરીને રહેલું છે, તેની આગલ ૫૪ હાઅ સુધી માઅવાણી ચાલુ ભણુવામાં આવે છે, જેની સાથે સાથેજ ત્રણ દીવસ સુધી અઈવી-

---

[પાને ૩૪ થી ફુટનોટ ચાલુ.]

૨. **ગએથા**--યાને અંદરના બધા મુખ્ય અંગો. (Vital Organs.)

૩. **અઝદ**—યાને મવાદી શરીર, જે રોગનનું બનેલું છે, અને જે શરીરનો આબેહુબ અણુદીઠ આકાર ધરાવે છે (Subtle counterpart of the physical form), અને જે મરણ પછી ખાકી શરીરની સાથે સંકોચાઇ જાય છે.

**સુક્ષ્મ-હાદેસ :**

૪. **કેહરપ**—યાને સુક્ષ્મ શરીર, જેમાં ૧૬ અણુદીઠ ચક્રો રહેલાં છે, અને જેમાં ઊરવાન આ દુન્યા છોડયા પછી વાસો કરે છે.

૫. **તવીષી**—ઇચ્છા-વાસ્ના-લાગણીનું મરકજ.

૬. **ઉશ્તાન**—સુક્ષ્મ બાતેની જીવનશક્તિ.

**કદીમ :**

૭. **ઉરવાન**—યાને રવાંન (Soul).

૮. **બઓધંગ**--યાને મીનોઇ ગ્નાન.

૯. **ફ્રવશી** (કે જે **અતલક** યાને સૌથી ઊંચામાં ઊંચો અંશ છે.)

"સ્થુળ હાદેસ" એટલે ખાકી ઇંદ્રીઓથી પામી શકાય એવા તથા વખતના વહેવા સાથે વધતા ને વખતના વહેવા સાથે સંકોચાઇ જતા વિભાગો.

"સુક્ષ્મ હાદેસ" એટલે અણુદીઠ આલમને લગતા તથા વખતના વહેવા સાથે વધઘટ પામતા વિભાગો.

"કદીમ" એટલે હમેશાના, જેમાં કાંઇબી ફેરફાર કે વધઘટ થવા પામે નહીં તેવા વિભાગો.

ઊપર આપેલા નવ વિભાગો મજબુત રીતે ગોખ્યાથીજ, આ વખતની આખી આરટીકલ સમજવામાં બહુ મદદ મળી શકશે.

(૯૮) આ સુક્ષ્મ **બલુ પ્રવાહરૂપી દોશ**ના વધુ ખુલાસા માટે જુઓ ઊપર પાને ૧૮ મે આપેલી **ફુટનોટ, નં૦ ૧૧.**

સ્રુથ્રેમ ગેહમાં સરોશનાં પાતરાંની ક્રીયા[૯૯], અને દર ગેહેગેહ ચાલુ **ન્યાએશની ક્રીયા**[૧૦૦] તે ઉરવાનના મીઝ્રથી કરવામાં

---

(૯૯) આ સરોશનાં પાતરાંની ક્રીયા, જેને **"સરોશનો કરદો"** કરીને પણ ઓળખવામાં આવે છે, તેની ખરી સાયન્ટીફીક ખુબી શું છે તથા ગુજરેલાંના તનુનાં અનાસરોને એહારમની બામદાદે દહમ યજદના હવાલામાં સોંપવામાં આવે ત્યાંસુધી તે અનાસરોપર કુદરતી ચાલુ આવતો ગાથીકપણાંનો ગલબો સુર્યાસ્ત પછી અઇવીસ્રુથ્રેમ ગેહમાં બહુ વધી જતો હોવાથી તે ગલબાને એકદમ અટકાવવામાં આ "સરોશ યશ્ત વડીનો સાતમો કરદો" શો ભાગ ભજવે છે, તે ઘણું લંબાણથી **"જરથોશતી દએન મુજબ મરણ પછી ઉરવાનની હાલત"** ના પાનાં ૧૬ થી ૧૮ મે બહુ અસરકારક રીતે સમજાવવામાં આવ્યું છે.

આ "સરોશનો કરદો" અઇવીસ્રુથ્રેમની મેહેરનો પહેલો ભાગ વીત્યા પછી યાને સુર્યાસ્ત પછી ૩૬ મીનીટ જવા દઇને પછી માંડવાનો હોકમ છે, કારણ કે જો કે અઇવીસ્રુથ્રેમની મેહેર, જે સુર્યાસ્ત પછીની પહેલી ૩૬ મીનીટથી બીજી ૩૬ મીનીટ સુધીનો એકંદર ૭૨ મીનીટનો એયામ છે, તેમાંનો પહેલો સુર્યાસ્ત પછીનો ૩૬ મીનીટનો એયામ પુરો થવા પછીની બીજી ૩૬ મીનીટનાં એયામ વખતે માંથ્રવાનીનાં સ્તોતની અસર કતે થતી હોવાથી તે વખતે કોઇબી સાધારણ માંથ્રવાની ભણવાની દરેક જરથોશ્તીઓને સખત મનાઇ કરવામાં આવી છે, છતાં આ સરોશનાં પાતરાંની ક્રિયા તેમજ એવી કોઇબી અમલ્યાત સાથની ક્રિયાને આ બીજી ૩૬ મીનીટના એયામનો બાધ આવતો નથી. "સરોશનો કરદો" કરનારા મોબેદોએ, ઉપલા વખતનો લાભ લેવા માટે, પોતાની ફરજ્યાતમાં ફકત સરોશ બાજ અને ગેહ કરી લઇને, તુરત ઉરવાનની નઇયતે સરોશ યશ્ત વડી કરીને "સરોશનો કરદો" માંડવો, જયાર પછી પણ **પતેત** કરવાની જરૂર નથી.

(૧૦૦) ત્રણ દીવસ સુધી મોબેદની જોડ આવીન પોતાની ફરજ્યાત કરી રહીને, ગુજરેલાં ઉરવાનની નઇયતે ગેહે ગેહ ખોરશેદ મેહેરની ન્યાએશ કરે છે, અને અઇવીસ્રુથ્રેમ ગેહમાં સરોશ યશ્ત વડી પણ ઉરવાનની નઇયતે તેઓએ પોતાની ફરજ્યાત પછી જુદીજ કરવી જોઇએ, અને ઉશહીનમાં પણ પોતાની ફરજ્યાત પહેલે નીચે મુજબ કરી લઇને, પછી ઉરવાનની નઇયતે પાછું તેમજ જુદું પઢવું: યાને કે રાતના લોકલ ૧ ને ૪૦ (રાતના ૧૨ થી ૧ ને ૪૦ યાને સવાહાથ્ર સુધી સાધારણ માંથ્રવાણી ભણવાની સખત મનાઇ છે) થી તે ૩ વાગા સુધીના વખતમા સરોશ બાજ, ઉશહીન ગેહ, ને હશ્તન યશ્ત કરવી; અને પાછલી રાતના ૩ પછીનો વખત હોય તો સરોશ બાજ, ઉશહીન ગેહ, ને સરોશ હાદોખ્ત ભણવી ને તેની સાથે બને ત્યાં સુધી ઉરવાનની નઇયતે હશ્તન યશ્ત પણ કરવી બહુ ફાયદાકારક છે. પણ ઉપર પાને ૮ મેની **ફુટનોટ નં૦ ૫૭** મુજબ, આ ત્રણ દીવસ સુધી ઉરવાનની નઇયતે **પતેત** ભણાવવી નહીં.

આવે છે. આ ખોરશેદ તથા મેહેરની ન્યાએશ દર ગેહે ગેહ પોતાની ફરજ્યાતની ખોરશેદ તથા મેહેરની ન્યાએશ કરયા ઉપરાંત બીજી ખોરશેદ મેહેરની ન્યાએશ ખાસ તે ગુજર પામનાર ઉરવાંનને માટેનાજ મીગ્રથી થવી જોઇએ છે, કારણકે ખોરશેદ મેહેરની ન્યાએશમાં તેમજ સરોશ યશ્ત વડીમાં જે ક્ષુષો-માંથ્રનાં સ્તોતની ખાસ અસર રહેલી છે તેમાં ખાસ એ ખુબી છે કે તે સ્તોત સાથે જેવી રીતના મીગ્ર કરવામાં આવે છે તે મીગ્ર તરફ વલાણ લેઇને તે સ્તોત મીગ્રને બરનીજ અસર લાવે છે. આ ખુબીને લીધે આ ખોરશેદ મેહેરની ન્યાએશ કરતી વખતે તે ગુજર પામનારનાં સબને ખુરશેદ-નેગીરશ્ને પુર જોસથી મલે અને તેનાં સબનાં માંસ હાડકાં જલદીથી ગલાઇને છુટાં પડી જાય એવા મીગ્ર કરવાનું ફરમાન છે. આ રીતે પહેલા ત્રણ દીવસ ગેહે ગેહ ન્યાએશ ચાલુ કરવાથી તેમજ રાતે જુદી સરોશ યશ્ત ભણવાથી આ ન્યાએશ તથા યશ્તમાંનાં ક્ષુષો-માંથ્રના સ્તોતની ખુબીને લીધે તે ગુજર પામનારનાં સબનાં હાડકાં માંસ વીગેરે ઉપર ખોરશેદ યજદના પ્રવાહ તથા મેહેરના સ્વા પુર અસ્પંદીથી અસર કરીને તેને જલદીથી છુટાં પાડી નાંખવામાં કુદરતને મદદ કરે છે, અને સરોશ યજદ તેનો રેહબર થાય છે.

વળી, જેવું ઉરવાન રહેલત પામે છે કે તુરતજ ઉરવીસ-ગાહમાં યાને તે મોહોલ્લાને લગતીજ આદરાંનની અગ્યારીમાં તે ઉરવાનની નઇયતે ત્રણ દીવસ દર ગેહે ગેહ સરોશની બાજ[૧૦૧] ઇજવાની શરૂ કરવામાં આવે છે, અને એક જઓતા અને આતર-વક્ષના દરજ્જાવાલી યોજદાથ્રેગરની જોડ ત્રણ દીવસમાં ત્રણ

(૧૦૧) પહેલા ત્રણ દીવસ સુધી દર ગેહે ગેહ **"સરોશની બાજ"** ઇજાવવાની જરૂર, તેની ખુબી, અને તેથી તે ઊરવાનનાં બાન ઊપર થતી અસર બાબે ઘણો અસરકારક ખોલાસો **"જરથોશ્તી દએન મુજબ મરણ પછી ઉરવાનની હાલત"** નાં ચોપાન્યાંમાં પાને ૧૪ થી ૧૬ સુધી લંબાણથી કીધેલો છે.

**સરોશ**[૧૦૨] **અને ત્રણ વંદીદાદ**[૧૦૩]ની ક્રીયા તે ઉરવાનની નઇપતે સંપુર્ણ રીતે પાકી પરહેજગારીથી કરે છે.

આ જે ૫૪ હાશ્ર સુધી ચાલુ માંથ્રવાણી ભણવામાં આવે છે તે માંથ્રવાણીના સ્તોતથી માથાં આગલ જે ઉરવાન મુકામ કરી રહેલું છે તેને પોતાની આખી જીંદગીની કારદાનીની બદ કેરદારથી જે અફસોસ થાય છે તેમાં તસલ્લી યાને રાહત મલે છે, અને જો 'શાદ' કેરદાર હોય છે તો તેની ખુશાલીમાં વધારો થાય છે.

## ૫૪ મા હાશ્ર યાને ત્રીજી રાતની ઊશહીનની હોશબામ વખતે કરવી જોઈતી "પાદ-રૂઝ" યાને પાછલી રાતના ઊઠમણાની ક્રીયા અને તેની ખરી મોતેબરી; પાદ-રૂઝની લંબાણ તુલોતવીલ સમજણ.

આ ૫૩ હાશ્ર સુધીની ક્રીયાઓ પુરી થયા પછી, ૫૪ મા હાશ્ર[૧૦૪]માં પાદ-રૂઝની ક્રીયા કરવામાં આવે છે. **આ પાદ-રૂઝની ક્રીયા એક ઊરવાનનાં રહેલત પામવા પછી ૫૪ મા હાશ્ર યાને ૭૨ મા કલાકેજ કાંય કરવી જોઈએ** તે સમજવાની આપણે કોશેશ કરીશું.

---

(૧૦૨), (૧૦૩) **ત્રણ સરોશની યજશ્ને અને ત્રણ વંદીદાદ** ચેહારમની અગાઊ ત્રણ દીવસની અંદરજ કરાવવાનું અસલ ફરમાન છે. યજશ્નેની મોતેબર ક્રીયાની કેવી બારીક સાયન્ટીફીક તમામ ખુબી ભરેલી અસર છે અને તે ઊરવાનની કેરદારને પીગળાવવામાં કુદરતને કેટલી બધી અને કેવી રીતે મહાન મદદ કરે છે, તેના ખોલાસા માટે જુઓ **"જરથોશ્તી દએન મુજબ મરણ પછી ઊરવાનની હાલત,"** પાને ૭૩ વચમાંથી તે પાને ૭૭ સુધી.

ઊપલી યજશ્ને અને વંદીદાદ થવા ઊપરાંત, ચેહારમથી તે વરસી સુધીના વખતમાં બીજી જુદી ત્રણ સરોશની યજશ્ને અને ત્રણ વંદીદાદ કરાવવાની ફરજ સોશની ક્રીયા વખતે મરનારની ફરજ લેનારને માથે નાંખવામાં આવે છે. (જુઓ હેઠળ **ફુટનોટ નં૦ ૨૦૪.**)

(૧૦૪) **હાશ્ર**—જુઓ ઊપર પાને ૩૪ મે આપેલી **ફુટનોટ નં૦ ૯૪.**

**“પાદ-રૂઝ”** યાને એક બસ્તે-કુસ્તીઆંન ઊરવાને પોતાના છેલ્લી જીરમમાં કેશાશ[૧૦૫]નાં પ્રમાણ પ્રમાણેના ફેરાની અંદર પોતાની આખી જીંદગી દરમ્યાન ખનીરથબામી ઉપર જે કાંઇ કારદાની કીધી હોય તેના દરેક બનાવોનો બદલો જાણવાના વખતની શરૂઆત થાય છે તે;

**ખનીરથબામી ઊપર પાછું આવનાર ઊરવાન તથા તેની પોતાની કારદાનીના પીકચરો; ઊરવનનું “શમ્સ” યા તો “દએ” માં ખેંચાવું; ચેહારૂમના દહમ યજદના આફ્રીન્ગાનની અસર; અનાસરોનું ઊરવાનની સાથે સાથે આગળ વધવું.**

એટલે કે, કુદરતમાં એવી રીતનું પડેલું છે કે આપણી મજદયસ્ની જરથોસ્તી દએન પ્રમાણે એક ઊરવાન પોતાની આખી જીંદગીની કારદાની[૧૦૬]માં એવી રીતની અસ્પંદી[૧૦૭]માં આવે છે કે જે[૧૦૮]

---

(૧૦૫) **કેશાશ**—જુઓ **ફ્રશો-ગર્દ, પુ૦ ૫, અંક ૧,** પાને ૪૦-ધ મે **નોટ નં૦ ૧૪૯.**

(૧૦૬) **કારદાની**=આખી જીંદગીમાં દમેદમ કીધેલા આચારવિચાર તથા રહેણીકરણીનો જુમલો.

(૧૦૭) **અસ્પંદી** જેમ ખાકી (concrete) ચીજોના તોલ માટે “વજન” શબ્દ વપરાય છે, તેમ અણદીઠ (abstract) ચીજોનાં “માપ” માટે **“અસ્પંદી”** શબ્દ વપરાય છે. વધુ માટે જુઓ **ફ્રશો-ગર્દ, પુ૦ ૫, અંક ૧,** પાને ૪૦-જ મે **નોટ નં૦ ૧૬૧.**

(૧૦૮) **જે અસ્પંદી શમ્સ અને દએની જીરમથી ભરપુર ન થતાં**—આ બાબદ “જીરમમાંથી એક ઊરવાન કેવી રીતે તેહ કરે છે યાને વૃદ્ધિ કરી આગલ વધે છે?” તેને લગતી બહુ ગુહ્ય અને બીકટ હોવાથી હાલમાં સમજાવી શકાય તેમ નથી. પણ ટુંકમાં આપણે એટલુંજ યાદ રાખીશું કે આ ખનીરથબામીને લગતાં ઊરવાનો જે જે જુદી જુદી જીરમને લગતાં હોય છે તે તે જીરમમાંથી ચહડયાતી જીરમમાં પએ-દર-પએ ઊરવાનો પ્રગટીકરણને કાયદે તેમજ પોતાની જીરમને લગતા ધર્મ મુજબ રહીને તેહ કરે છે યાને આગલ વધે છે. આવી રીતે ઊરવાનો પાંચ મુખ્ય જીરમોમાં વહેંચાઇ જાય છે, જેમાં સૌથી ચહડતા મરતબાની જીરમ બરજીસ યાને બ્રેસ્પતીની આવે છે, તેથી ઊતરતા મરતબાની જીરમ અતારદ યાને બુધની ગણાય છે, તેથી ઊતરતા મરતબાની હાસમ યાને મંગળની, તેની પછી નાહીદ યાને શુક્રની અને છેક છેલ્લી જીરમ કયવાન યાને શનીની છે. આ પાંચે જીરમોને લગતા પાંચ મુખ્ય ધર્મો

(ફુટનોટ ચાલુ.)

[પાને ૩૯ થી ફુટનોટ ચાલુ.]

દુન્યામાં ચોકસ ચોકસ જમાને સ્થાપીત થાય છે, જેમાં સૌથી શ્રેષ્ટ બરજીસી જીરમની જરથોસ્તી દએન પહેલી આવે છે, તેનેથી ઊતરતા મરતબામાં તારદી જીરમને લગતા હીંદુ અને બુધીસ્ટ ધર્મો (પેટા–ધર્મો સાથે) આવે છે, તેથી ઊતરતા મરતબામાં હાસમો જીરમનો ઇસ્લામી ધર્મ, તેથી ઊતરતા મરતબામાં નાહીદી જીરમનો મુસાઇ યાને યાહુદી ધર્મ, અને સૌથી ઊતરતા મરતબામાં કયવાની જીરમનો ઇસાઇ યાને ખ્રીસ્તી ધર્મ ગણાયલો છે. આ તો મુખ્ય ખાલેસ પાંચ જીરમો અને તેને લગતા મહાન ધર્મોની વાત થઇ; પણ તે ઊપરાંત મુરક્કબ્યાત (યાને એકથી વધુ મીશ્ર) જીરમની અસરથી પુષ્કળ ફીરકાઓ અને તેના માનનારાઓના વર્ગો થઇ જાય છે, જે બીના હાલમાં ફકત નોંધીને "ખાલેસ જીરમો" ઊપરજ ધ્યાન રોકીશું.

હવે, એક ઊતરતા મરતબાની જીરમમાંથી તેનેથી ચહડયાતા મરતબાની જીરમમાં દાખલ થવા પહેલાં, જે વચગાળેના તબકા (transition-stages) માંથી ઊરવાનો કુદરતી રીતે પસાર થાય છે, તે વચગાળેના તબકાઓ અનુક્રમે પહેલે દએ (યાને ચંદ્રમા), અને તેનેથી ચહડતો શમ્સ (યાને ખુરશીદ) ની જીરમને લગતા કહેવાય છે. એજ મુજબ, જયારે એક ચહડયાતા મરતબાની જીરમનું ઊરવાન પોતાના ધર્મના 'પતમાન' (central balancing point) મુજબ પુરેપુરૂં રહેવાને બદલે યાને કે પોતાના ધર્મની તરીકત પાળવાને બદલે પોતાની અઘટીત કારદાનીથી પોતીકી જીરમમાંથી આસ્તે આસ્તે ગબડવા માંડે છે, ત્યારે તેનેથી ઊતરતી જીરમમાં એકદમ ગબડવાને બદલે જે વચગાળેના તબકાઓ (transition-stages) ઊપર કુદરતી રીતે ચોકસ એયામ તેને થોભાવવામાં આવે છે, કે જયાંથી તે ઊરવાન જો ચાહે તો કારદાની પાછી સુધારીને અસલ પોતાની જીરમના "પતમાન" પર પોહચી શકે, તે વચગાળેના ઊતરતી જીરમમાં ગબડી પડતા અટકાવનારા (transition stages) તબકાઓ પણ અનુક્રમે પહેલે "શમ્સ" અને પછીનો ઊતરતો "દએ" ની જીરમને લગતા ગણાય છે. દાખલા તરીકે, બરજીસી જરથોસ્તી દએનનું ઊરવાન તેની પુરેપુરી તરીકતો ઊપર સંપુર્ણ રીતે ન રહેતાં કાંઇક કસુરથી 'પતમાન' (યાને Balance) ખોહી દે છે ત્યારે, જો પુરેપુરી નહીં તો થોડી ઘણીબી તે જમાનને લગતી પળાય તેટલી તરીકતો ઊપર પણ જો તે ઊસ્તેવાર રહે છે, તો તેનાં અંદાજ યાને પ્રમાણ પ્રમાણે "ખુરી" યાને 'શમ્સ' ના કે "દએઇ" યાને 'દએ' ના મરતબામાં ટકી રહી શકે છે, અને તે ઊરવાન પુરેપુરૂં ખાલેસ બરજીસી તરીકે નહીં ઓળખાતાં, "બરજીસી–શમ્સી" યા તો "બરજીસી–દએઇ" એમ મરતબા પ્રમાણે કુદરતમાં ઓળખાય છે. એજ મુજબ બીજા ધર્મો પાળતાં ઊરવાનો માટે પણ જીરમોના મરતબા મુજબ સમજવું. હવે આવાં પોતપોતીકી જીરમનાં

(ફુટનોટ ચાલુ.)

તે ઉરવાનનું વરજમી[109]નાં તબક્કા ઉપર પોતાની જજા ભોગવીને અણુદીઠ આલમમાં "દાદારે ગેહાન દીન"[110] તરફ આગલ વધવાનું નહીં થતાં,—જ્યારે તે દુજખ[111] યાને આએ દુન્યાંમાં ફરીથી

[પાને ૪૦ થી ફુટનોટ ચાલુ.]

'પતમાન' પર નહી રહેવાયા છતાં પોતપોતીકી જીરમના "શમ્સી" મરતબા-માં પુરેપુરૂં કે "દએઇ" મરતબામાં ચોકસ હદ સુધી પણ ટકી રહી, જજા ભોગવવા જોગ હદ સુધીનીજ કારદાની તેણે કીધેલી હોય છે, યાને મરગર-જાંની ગુનાહો નહીં કીધેલા હોય છે, તો તેનું આ દુન્યાંમાં પાછું આવવું થતું નથી, પણ તે ખનીરથબામી હમેશનું છોડી જઇ "વરજમી"ના મરકજ ઊપર પોતાની ચોકસ માફ કરવા લાયક કસુરોની જજા ભોગવીને—(પહેલવી) પાદ-દહીશ્ન મેલવીને, "દાદારે ગેહાંન" માં દાખલ થાય છે.

ઊપર લખાણમાં જે ઇસારો "જીંદગીની કારદાનીની અસ્પંદી શમ્સ અને દએની જીરમથી ભરપુર ન થવા" બાબેનો કરવામાં આવ્યો છે, તેનો આટલો બધો લખાણથી ખુલાસો કરવામાં આવ્યો છે. ટુંકમાં, એ વાકયનો એટલોજ અર્થ થાય છે કે દાખલા તરીકે એક બસ્તે-કુસ્તીઆંનથી બરજીસી જરથોશ્તી દએન મુજબ જો સંપુર્ણ રીતની કારદાની નહીં રખાઇ હોય તો પણ તેના કુંભાગે "બરજીસી-શમ્સી" તબક્કા સુધીની કારદાની યા તો તેના કુંભાગે "બરજીસી-દએઇ" તબક્કાને લગતી કારદાનીબી ટકાવી નહીં રાખી હોય, તો તે બસ્તે-કુસ્તીઆંન નહીં પણ 'દુરવંદ' ગણાય છે અને "દુજખ" (જુઓ હેઠળ **ફુટનોટ નં૦ ૧૧૧**) ને યાને ફરી જન્મને લગતું ગણાય છે.

(૧૦૯) **વરજમી**ના તબક્કા માટે જુઓ **"જરથોશ્તી દએન મુજબ મરણ પછી ઉરવાનની હાલત"** પાના ૨૨-૨૩, તથા **ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧,** પાને ૩૮ મે **નોટ નં૦ ૧૧૫.**

(૧૧૦) "દાદારે ગેહાંન દીન" નો તબક્કો, જે આ ખનીરથબાથી હમેશને માટે છોડી જવા પછી, વરજમીપરની કેરદાર પીગળી જવા પછી, અણુદીઠ શશ (યાને છ) કેશ્વરોમાંના પહેલાં વોઊરૂ-બરેસ્તી કેશ્વરમાં દાખલ થવાનો દરવાજો (Entrance) છે, તે માટે વધુ ખોલાસા માટે જુઓ **"જરથોશ્તી દએન મુજબ મરણ પછી ઉરવાનની હાલત,** પાનાં ૨૩-૨૪, તથા **ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧,** પાને ૩૯ મે **નોટ નં૦ ૧૧૬.**

(૧૧૧) **દુજ્ખ**—એ શબ્દનો છુટો અર્થ "ખરાબ હૈયાતી" થાય છે. અવસ્તા શબ્દ 'દુજંઘહ' અથવા 'દઓજંઘહ' ઊપરથી પહેલવી 'દુશખન' અને પાજંદ 'દુજ્ખ' શબ્દ આવ્યો છેઃ અવસ્તા 'દુજ'= ખરાબ+'અંઘુહ'=હૈયાતી ઊપરથી, ખરાબ હૈયાતી (evil existence) એવો અર્થ "દુજ્ખ" નો થાય છે. ગાથામાં આવતા "દ્રુજો-દેમાન"

**(ફુટનોટ ચાલુ.)**

જન્મ લેવાની અસ્પંદીમાં પોતાની કારદાનીનાં પ્રમાણ પ્રમાણે ઉસ્તવાર રહે છે ત્યારે, તે ઉરવાન પોતાનાં કેહરપ-તેવીષી-અને-ઉસ્તાંન સાથે આખી પોતાની છેલ્લી જીંદગીના બનાવો, એક પછી

---

[પાને ૪૧ થી ફુટનોટ ચાલુ.]

શબ્દ (જુઓ, હા ૪૧; ૧૧, તથા હા ૪૯; ૧૧, તથા હા ૫૧; ૧૪) માટે મરહુમ એરવદ કાવસજી કાંગા ફુટનોટ આપે છે કે તે વંદીદાદનો (૧૯; ૪૭) 'દઓજંઘહ' છે. હવે સ્તોતને કાયદે, "દ્રુજો દેમાન" નો અર્થ "દરૂજીનું મુકામ" યાને કે "આ દુન્યા જે દરૂજીનું ધામ છે" એમ થાય છે. જેઓ પોતાની બદકરણીને લીધે આ દુન્યાંમાં ફરી જનમવાના હોય છે તેઓને "દુજખ" ને લગતા યાને કે ખરાબ હૈયાતીમાં પડવાને લાયકના, ટુંકમાં ફરી જન્મવાને લાયકના એમ ઓળખાવવામાં આવે છે. સાધારણ રીતે, મરણ પછી અણદીઠ આલમનાં જે મરકજમાં એક પાપી ઊરવાન 'સજા' પામવા થોભે છે તેને 'દુજખ' કહેવામાં આવે છે, પણ તે મરકજ માટે ખરો અવસ્તા શબ્દ **"અપાખ્તર"** (જુઓ હેઠળ **ફુટનોટ નં૦ ૧૨૭**) છે, કે જ્યાં બદ કરણીવાળાઓની "પઈરી" યાને સામટી કેરદાર હમેશાં બંધાય છે અને જ્યાં હમેશાં "દુજખ" ને લગતાં યાને કે આ દરૂજનાં મકાનમાં એટલે આ દુન્યાંમાં ફરી જન્મ પામવાને લાયકનાંજ ઊરવાનો મરણ પછી નેમેલા વખત તુલીક વાસો કરે છે. માજદયસ્ની જરથોસ્તી દએન મુજબ ખરેખર ચાલનાર જરથોસ્તી માટે ખચીત 'તનાસખ' યાને પુનરજન્મ નથીજ, જે માટે રોજની આપણી કુસ્તી વખતની એકરારની "જસમે અવંઘહે મજદ" માં માજદયસ્ની જરથોસ્તી દએનને **"નિધાસ્નઈથિષેમ"** યાને કે **"હથ્યાર છોડાવનારી"** ખાસ ભાર મુકીને જણાવેલી છે. અહીં 'હથ્યાર' ની મોરાદ સાધારણ લડવાના પોલાદનાં હથ્યારોની થતી નથી, પણ આ શરીર કે જે ઊરવાનનું હથ્યાર છે તે હથ્યારરૂપી શરીર વિષેનો રમ્જમાં ઇસારો છે, એમ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નુમ શીખવે છે. જરથોસ્તી દએન મુજબ ચાલનાર એક ઊરવાન અશોઇમાં આગલ વધેલું હોવાથી, તેને તેનાં આ શરીરરૂપી હથ્યારની જરૂર નહીં પડતી હોવાથી તે પડતું મુકે છે, તે બુલંદ મતલબે "હથ્યાર છોડાવનારી જરથોસ્તી દીન" જણાવેલી છે, કારણકે સ્પેનામીનો અને ગનામીનો (અસરે રોશની અને અસરે તારીકી) વચેની અંતર-લડાઈમાંથી મુકતી પમાડે એવી રીતની (અવસ્તા **"ફ્રસ્પાયઓખ્દશંમ"**) જરથોસ્તી દએન છે. પણ તેથી એમ નથી ઠરતું કે ગમે તેવાં બુરાં અજરથોસ્તી કામ કરનારને માટે તે જરથોસ્તી દએનમાં જનમેલો હોવાથી તેને માટે કુદરતમાં પુનરજન્મ નથી.

એક વળાંથી, ગંજીશી,[૧૧૨] કંગદેજી[૧૧૩] યા વરજમીનાં મરકજ્વે તેહ કરતાં તે ઉરવાંન પોતાની આસપાસ જોયા કરેછે; તેમજ તે ઉરવાનનાં પોતાને લગતાંઓનાં તોખમ,[૧૧૪] ઓદાન,[૧૧૫] ખુન[૧૧૬] અને તેવીષી[૧૧૭]નાં બળાબળ[૧૧૮] પ્રમાણે જે ખાસ્તર[૧૧૯] તેનાં કેહરપમાં રહેલી છે તે ખાસ્તરની અસરથી, તે ઉરવાન પોતે જે બનાવો જોય છે તે પોતાનાં લાગતાંવળગતાંઓને મારેફતે-ખ્વાબ[૧૨૦]થી પહેલાં પોતે કઇ હાલતમાં છે તે દરેક ચેતવણી આપ્યા કરે છે. ત્યાર બાદ, જ્યારે તે ઉરવાનનાં પોતાની કારદાનીનાં વળાંનાં પ્રમાણ પ્રમાણે, તેનો એયામ કાંઇક વરસોએ—કુદરતના પ્રગટીકરણના કાયદાથી લાંબે વખતે અથવા તો પોતાની જીરમની યસ્ન[૧૨૧]

(૧૧૨), (૧૧૩) **ગંજીશી તથા કંગદેજી** નામના તબકાઓ, કે જ્યાં બદ કરણીનાં ઉરવાનોને મરણ પછી ચોકસ વખત વેર થોભવું પડે છે તેના લંબાણ ખોલાસા માટે જુઓ "**જરથોશ્તી દર્શન મુજબ મરણ પછી ઉરવાનની હાલત**, પાનાં ૨૦–૨૨.

(૧૧૪) **તોખમ**=બાપનું ખુન.

(૧૧૫) **ઓદાન**=માતાનાં ગર્ભસ્થાનમાં બચાંને પોશણ આપતો એક જાતનો રસ.

(૧૧૬) **ખુન**=લોહી (અહીં 'લોહી' ઘાડી સગાઇના સંબંધ માટે વપરાયો છે.)

(૧૧૭) **તેવીષી**=ઇચ્છા વાસ્ના; લાગણી (અહીં લાગણી તથા સોબત અને વાસ્નાથી જે ઘાડી દોસ્તીનાં સગાઇની ખાસ્તર જેવા સંબંધો બંધાય છે તેને લાગુ પાડયો છે.)

(૧૧૮) **બળાબળ**=Resultant respective strengths. એકમેકમાં આમેજ થઇને નીપજતાં બળ.

(૧૧૯) **ખાસ્તર**=વિજળી Electricity.

(૧૨૦) **મારેફતે-ખ્વાબથી**=સીધી યા આડકતરી રીતે સ્વપ્ના મારફતે.

(૧૨૧) **પોતાના જીરમની યસ્ન**=પોતપોતીકા ધર્મની જીરમના ભરતખા મુજબની કીયાઓ.

નાં ધનફાલથી ટુંકા વખતમાં[122]—અપાખ્તર[123]ની

---

(૧૨૨) અહીં ખુલ્લું જણાવવામાં આવ્યું છે કે ધર્મક્રીયા વગર ફકત પ્રગટીકરણને કાયદે, સુક્ષ્મ ખાતેની કેરદારને પીગળતાં બહુ લાંબો વખત વહી જાય છે. અહીંજ આટલાં નાનાં પણ સુંદર વાકયમાં ક્રીયાકામોની ખરી ખુબી, ઊત્તમતા, અને ભેદ સમાવી દીધાં છે. આપણે એકજ દાખલો લઇશું. જેમ આપણે અહીં જીંદગી ગુજારતાં નોંધ્યે છીએ કે ફક્ત કુદરત ઉપર છોડવાથી પણ અમુક દરદ સાજું તો થાય છે, પણ તે લાંબે અચોકસ વખતે થાય છે, પણ જો તે દરદની પરીક્ષા બરોબર કરીને એક હુશ્યાર તબીબ તેને માટેની 'અદવાઇ' ફરમાવે છે અને તે જો તેના ઊપર બરોબર લાગુ પડતીજ બનાવવામાં આવેલી હોય છે, તો તેજ દરદી ટુંક વખતમાં "દરદ" થી શફા પામી તે તબીબનો એહેસાનમંદ થશે. દવાએ શું કીધું? ફકત દરદની પારખ કરી, કુદરતને મદદ કરી તેનું કામ વધારવાની સવળતા અને સંજોગ તે દવાએ કરી આપ્યો, જેથી કુદરતે ઘણાં ટુંક વખતમાં તેજ દરદને સાજું કરી વખતનો ઊગાળો કર્યો. તે વખતે શું આપણે ખરી દવાને હસી કાહાડયે છીએ કે? એજ મુજબ ધર્મક્રીયાઓબી કાર્ય કરે છે. જીવતાંજીવત વરજમી ઊપર બંધાતી ઊપરના તબકાઓ સાથે સરખાવતાં સ્થુલ કેરદારને અને આએ દુન્યાંની નીચેની કરણીની કેરદાર સાથે સરખાવતાં સુક્ષ્મ ખાતેની કેરદારને, અહીં પાછો આવનાર માટે અપાખ્તરમાં અને દાદારે ગેહાંન તરફ જનાર માટે ત્યાંજ વરજમીમાં પ્રગટીકરણને કાયદે પીગળાવતાં **એકલી** (Unaided) ધીમી કુદરત પોતાનો નેમાયલો લાંબો વખત લે છે, કારણ કે કુદરત તો ઘણીજ ધીમે ધીમે પોતાના પ્રગટીકરણના કાયદા પ્રમાણેજ કામ કરી રહી છે. હવે જો કુદરતને પીછાણી લઇને તેનાં કામમાં મદદ આપે અને તેનું કામ ઝડપી બનાવી દે એવી રીતે રચેલી આપણી સઘળી મોતેબર ક્રીયાઓ આપણી ઊંચ જીરમનાં મરતબા પ્રમાણે આપણા પેગામ્બર સાહેબ ફરમાવી જાય તેમજ બીજી જીરમનાં મરતબા પ્રમાણેની તે જીરમનાં લોકોને બરની ક્રિયા બીજા ધર્મના મહાન સાહેબો ફરમાવી જાય, તો તેમાં તેઓનો હેતુ નિરાધાર અજ્ઞાન આદમજાતને મદદ કરી કુદરતના કાયદાઓનો વધુ લાભ તેઓને અપાવવા સાવાય બીજો હોતો નથી. તેમાં તેઓ ખોટું શું કરે છે? જેમ ઇલ્મ-જ્ઞાનના બળે અહીં આદમજાત કુદરતને ચોકસ દરજજે દોરવી શકે છે (કે જેમ ઇલ્મની ગેરહાજરીમાં બનવું મુશ્કેલ છે) તેમ આપણા પેગામ્બર સાહેબ અને બીજા ધર્મના મહાન સાહેબો કુદરતને પોતપોતીકા મરતબામાં પીછાણી તે મુજબ પોતાનાં અણદીઠ આલમોને લગતાં પોતાના ચઢઊતર મરતબા મુજબનાં જ્ઞાનનો લાહવો પોતીકી ઊમ્મતના લોકોને આપવા, જીવતાં જીવત જરૂરની તેમજ મરણ પછીની ક્રીયાકામો જીરમ મુજબ ફરમાવી જાય છે, જે મુજબ તે લોકો ચાલે તો પોતાને ધારેલે છેડે ઘણા જલદીથી પોહોંચે!

(ફુટનોટ ચાલુ.)

* ● * * * (અસલ લખાણ પાને ૪૭ મે ચાલુ કીધું છે.)

---

[પાને ૪૪ થી ફુટનોટ ચાલુ.]

અહીં એમ માની લેવું નહી કે ગમે તેવી ખરાબ જીંદગી આ દુન્યામાં એક પૈસાદાર શખ્સ ગુજારી ગયો હોય, તો તેના પૈસાના જોરે તેણે ફરમાવેલી બધી ક્રીયાઓ થવાના સબબે તે જલદીથી 'બેહેસ્ત'માં પુગી શકે છે, કારણ કે જરથોસ્તી દીનમાં સમજાવેલા કેશાશના કાયદા મુજબ, **ક્રીયાકામોની અસરો પણ તે શખ્સના કેશાશના પ્રમાણમાંજ તેને પુગી શકે છે,** યાને કે પોતે જે જીંદગી દરમ્યાન અશોઇ પરહેજગારી પાળીને, ખોરેહને જાળવીને પોતાનાં મીગ્ર યાને વિચારો પવીત્ર રાખીને અશોઇ ભરી જીંદગી ગુજારેલી હોય છે તેનાં પ્રમાણમાં બારે રાશીઓના positions અને પ્રવાહો તેને માટે મુકરર થાય છે તે તેના કેશાશના પ્રમાણ મુજબ ગુજરવા પછી પણ ઊતરતા રાશીઓના પ્રવાહોના મરતબા પ્રમાણેજ ક્રીયાકામોની અસર તેને પુગી શકે છે. "જેવું કરશો તેવુ પામશો" નો કાયદો ફકત જીવતાં જીવતજ કાર્ય કરે છે એમ નથી, પણ ગુજરવા બાદ ક્રીયાકામોની અસરો જુશ્તને કાયદે પામવામાં પણ તેજ કાયદો તદન અદલ ઇન્સાફી રીતે કાર્ય કરે છે. ક્રીયાકામો તો બીયાં મીસાલ છે કે જે ગમે તેવાં સરસ હોવા છતાં તેને તેની જુશ્ત તરીકે માફકસરનું તડકું, હવા, પાણી મળે નહીં તો તે પોખાઇને ફળ આપી શકતાં નથી, તેજ મુજબ ક્રીયાકામનાં બીજને પણ જુશ્તને કાયદે દરેક ઊરવનની પોતપોતાની રહેણી કરણી મુજબ ગોઠવાતી ગૃહોની નજરાત પ્રમાણે ઊતરતા બારે રાશીઓનાં પ્રવાહો મળે છે ત્યારેજ ક્રીયાકામો તે મુજબ વધતાં ઓછાં પ્રમાણમાં પોખાઇને લાયક પાક આપે છે. જે પ્રમાણે એક બુરા શખ્સના કેશાશનાં પ્રમાણમાંજ તે ક્રીયાકામોનો નતીજો મરણ બાદ મેળવી શકે છે, તેજ પ્રમાણે એક અશો શખ્સને માટે કરવામાં આવતી ક્રીયાઓ પણ જીંદગી દરમ્યાન પાળેલી પોતાની અશોઇની જુશ્તને લીધે બહુજ કાર્યસાધક તેને માટે થઇ પડે છે, અને અણદીઠ આલમમાં આગલ વધવામાં તેને બહુજ મદદગાર થઇ પડે છે. કુદરતમાં તો અદલ ઇનસાફ છે, અને બીજા બધા સંજોગો એકસરખા હોય છે (all other things being equal) તો, જે વધુ ઇલ્મ ધરાવતો હોય તે ઇલ્મના વાજબી અમલથી એક અશો શખ્સ તેજ ઇનસાફને કાયદે ઇલ્મનો અમલ નહી કરનાર કરતાં વધુ લાભ ભોગવી શકે છે. ગમે તેવો અશોઇથી જીંદગી ગુજારનાર હોય, છતાં તે જેમ જીવતાં જીવત કુદરતના અશોઇના કાયદાને પીછાણવાથીજ અને તે કાયદાના જ્ઞાનની બરકતથીજ તેવી અશોઇભરી જીંદગી ગુજારી શકયો હતો, અને બીજાઓ કરતાં પોતાની ધારેલી નેમે **જ્ઞાનનાં** અમલનાં બળેજ યાને ક્રીયાકામની જુશ્તથી જલદીથી પુગી

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૪૭ મે ચાલુ કીધું છે.)

[પાને ૪૫ થી ફુટનોટ ચાલુ.]

શકયો હતો, તેમજ મરણ પછી પણ તે અશો શખ્સ પોતાની બાતેની કેરદાર જે વરજમી ઊપર જુદી બંધાય છે તે બાતેની કેરદારમાંથી પણ,—અણદીઠ આલમને લગતા કાયદાઓના બારીક અભ્યાસનાં પરીણામ તરીકેજ જે ક્રીયા-કામોનો અમલ્યાત ફરમાવેલો છે તેનાં ભેગાં બળથી કુદરતને મદદ કરીને—બીજાં અશો લોકો કે જેઓ તેવો લાભ આપણે માનો લઈએ કે ભોગવી શકતા નથી તેઓ કરતાં,—વધુ જલદીથી છુટકારો પામી પોતાના અણદીઠ આલમમાં કુદરતથી મુકરર થયલી નેમે Goal 'ગોલે' (Destinationમાં) વહેલો પુગી શકે છે. ત્યારે આપણે હવે બરોબર જોઇ શકયે છીએ કે જેમ અહીંઆ સાયન્સના વધુ જ્ઞાનવાળો પ્રમાણીકપણે કુદરતને વધુ દોરવી શકે છે, અને પોતાના લાભો ઝડપથી મેળવી તથા વધારી શકે છે, તેમજ ધાર્મીક **ક્રીયાકામ કે જે અણદીઠ આલમોને લગતી ઉંચ સાયન્સના બારીક કાયદાઓનો અમલ છે તે ક્રીયાઓ** મુજબ પ્રમાણીક નિષ્ટાથી અને અશોઇભરી જીંદગીથી વર્તવાથી પોતાના લાભો વધુ જલદીથી ટુંક મુદતમાં મેળવી શકાય છે.

(૧૨૭) **અપાખ્તર**=જે ઊરવાન પોતાની કારદાનીનાં સબબે આ દુન્યામાં પાછું આવવાનું હોય છે તેને મરણ પછી કારદાનીનાં પ્રમાણ મુજબ ગંજીશી યા તો કંગદેજીના તબક્કાઓ અમુક મુદતે પસાર કર્યા પછી, જે તબક્કા ઊપર જઇને "વરજમી" ની અંદર બંધાયલી આ દુન્યાંમાં કરણીથી બંધાતી કેરદાર સાથે સરખાવતાં સુક્ષ્મ કેરદારને પીગળાવવા માટે થોભે છે, અને જ્યાં તેને વરજમીમાં એકઠી થયલી ક્રીયાઓની અસરો તે કામમાં મોટી મદદ લાગે છે, તે તબક્કો "**અપાખ્તર**" ને નામે ઓળખાય છે.

આ "અપાખ્તર" નું મરકજ ખનીરથબામીની ઊત્તર દિશા તરફ આવેલું છે, કારણ કે ઊત્તર ધ્રુવ તરફની ખાસ્તર યાને મેગ્નેટીઝમમાં એવો સરશોક યાને (property) ગુણ પડેલો છે કે તે આ દુન્યાંના તમામ બદ (યાને દરેકની જીરમના પતમાનને બીનઅનુસરતાં) આચારવિચારોનો અને તમામ "હરારતે ગરેબીઆ" (યાને ખોટી નાપાયદાર ગરમી) નો પોતા તરફ ચાલુ ખેંચાવો કરે છે, અને બદ 'પઇરી' (જુઓ હેઠળ **ફુટનોટ નં૦ ૧૫૭-ખ**) ના ગુબારો ઊત્તર દિશામાંજ બંધાયલા હોય છે, જ્યારે દખણ દિશામાં કુદરતી શ્રેષ્ટ આચારવિચારો પોતે ફેંકાય છે અને આ રીતે શ્રેષ્ટ "પઇરી" ના ગુબારો હમેશાં દખણ દીશામાં બંધાય છે. આ કારણને થકીજ, યાને અપાખ્તરનું મરકજ ઊત્તર દીશાએ પડેલું હોવાથી, આપણને બસ્તે—કુસ્તીઆંનોને ઊત્તર દીશા તરફ મોંહ કરી બંદગી યા ક્રીયાકામ કરવાની યા નીરંગ ફૂંકવાની સખ્ત મનાઇ કરેલી છે, જ્યારે દખણ દીશાને

(ફુટનોટ ચાલુ.)

હાલતમાંથી પુરો થાય છે, ત્યારે તે પુરૂષનું ઉરવાન હોય તો શમ્સ (યાને ખુરશેદ) ની જીરમમાં અને સ્ત્રીનું ઉરવાન હોય તો દએ (યાને ચંદ્રમા) ની જીરમમાં "મગનાટીસ" (magnetise) થાય છે,[૧૨૪] અને તે ઉરવાનની સાથનું કેહરપ–તેવીષી–અને–ઉસ્તાંન પોતાનાં શુક્ષ્મ મરકજને લગતાં "વન્તર"[૧૨૫] નાં મરકજપર ખેંચાય છે, કે જ્યાં

---

પાને ૪૬ થી ફુટનોટ ચાલુ.]

એ માટે સૌથી ઊત્તમ ગણેલી છે કે જ્યાં "દાદારે ગેહાંન" નું બુલંદ મરકજ આવેલું છે. વળી એજ સબબ થકી આપણા ન્યાગાનો, હમેશાં આતશબેહેરામ યા આદરાનના કેબલા તરફ મોંહડું કરતાં ભણનારનું મોંહડું ઊત્તર દીશાની સામે નહીં આવે તેવી રીતે દરવાજા રાખવાની ઘણીજ ચોકસાઇ રાખતા હતા, યાને કે કેબલાની દક્ષીણ બાજુ આખી ભીંતથી ઘેરી લેવામાં આવતી હતી, કે જે કાયદો હાલમાં ઘણોક ઠેકાણે વિસારી દેવામાં આવે છે તે વાજબી નથી.

"**અપાખ્તર**" અવસ્તા શબ્દ છે, અને પહેલવીમાં "અવાખ્તર" છે, જેનો છુટેછુટો અર્થ ધાતુ મુજબ ઘણો જાણવાજોગ છે:—

અવસ્તા **અપ** } <br>
પહેલવી **અવ** } =દુર; away + **અખ્તર**=ગૃહો અને તેઓના

યોગાયોગથી મળતી અસરો, જે "અસરે રોશની" યાને સ્પેનામીનોનીજ હોય છે. ત્યારે 'અપાખ્તર' યા 'અવાખ્તર' એટલે કે "અસરે રોશનીથી દુર". ઊત્તર દીશામાં બંધાતી "પઇરી" ઊપર સમજાવ્યું તેમ હમેશાં "અસરે રોશનીથી દુર" હોવાને લીધે ઊત્તરને "**અપાખ્તર**" આ ઊંડાંણ મતલબે ગણેલી છે. દક્ષીણ દીશાએથી "અખ્તર" યાને ગૃહોની યોગાયોગના પ્રવાહો હમેશાં અહીં આવતા હોવાને લીધે, દખણ દીશાને અવસ્તામાં સોથી મુબારક ગણેલી છે.

(૧૨૪) **'મગનાટીસ' થાય છે**=કુદરતી રીતે ખાસ્તર યાને વીજળી મારફતે આકર્ષાય છે.

(૧૨૫) **વન્તર**—એ અરવાહી આલમમાં એક એવો તબકો છે કે જ્યાં એક અપાખ્તરને લગતું ઊરવાન પોતાની બાતેની કેરદારને પીગળાવ્યા પછી, તેમાંથી છુટું થઇ, મરદ ઓરત મુજબ અનુક્રમે શમ્સ યા દએમાં ખેંચાઇ જાય છે તે વખતે, તેનું "કેહરપ–તેવીષી–ઊસ્તાન" આ શમ્સ યા દએમાં રહેલાં તેનાં ઊરવાન સાથે માયલે ફલકી-ખુશ્રા બ્લુ રંગનાં પેલા પ્રવાહ સાથે એકરારને લીધે સંબંધ રાખી થોભે છે, અને જ્યારે ઊરવાન દુઝબ યાને ફરી જન્મ માટેના વખતે શમ્સ યા દએમાંથી બહાર પડે છે, ત્યારે પાછું પોતાનું "કેહરપ—તેવીષી—ઊસ્તાન" લેવા આ "વન્તર" માંજ તેને પહેલાં આવવું પડે છે, કે જ્યાંથી પછી તે ઊરવાનને તેને માટે કેશાશથી નકી થયલી ચાદરના થેકમમાં તીર યજદ તરફથી ઊતારવામાં આવે છે.

"વયુ-વેહ"[૧૨૬]ની સાથે યજમઇદ[૧૨૭] થઇને ચકરાવામાં ફર્યા કરે છે. આ રીતે જે ઉરવાન ઉપર મુજબ શગ્સ યા દએમાં "મગનાટીસ" થયલું છે તે ઉરવાન પોતે હવે પછીના જન્મ વખતે જે કાર્ય કરવાનો એકરાર શગ્સ યા દએમાં કરે છે તે એકરારથી તે ઉરવાન સાથે સંબંધ રાખતું "કેહરપ-તેવીષી-અને-ઉશ્તાંન" "વન્તર" નાં મરકજ.પર સુક્ષ્મ થતું જાય છે. તેમજ જ્યારે તે ઉરવાન પોતાના છેલ્લા ફેરાથી ફારેગ થઇને ઉપર જણાવ્યા પ્રમાણે કેહરપ-તેવીષી-અને-ઉશ્તાંન સાથે વરજમીમાં પોંહચે છે, ત્યારે તેનું સબ—જે ચાર અનાસરો—આતશ, બાદ, આબ અને ખાકના અનાસરો—થી ભરપુર હતું તે અનાસરોને, જરથોશ્તી દએન પ્રમાણે અનાસરોના ફરેસ્તા દહમ યજદને ચેહારમની બામદાદે દહમ યજદનું આફ્રીન્ગાંન[૧૨૮] કરીને સોંપવામાં આવે છે, તે અનાસરો

---

(૧૨૬) **વયુ-વેહ**=છેક સુક્ષ્મ હવાનો વિભાગ. "વયુ" ના જે બે મહાન વિભાગો અવસ્તામાં કરવામાં આવ્યા છે, જે "વયુ-વેહ" અને "વયુ-સરીત" ને નામે ઓળખાય છે, તેમાંનો ઊપરનો શ્રેષ્ટ વિભાગ "**વયુ-વેહ**" (Air of the Superior Regions) તરીકે ગણાય છે, જ્યારે "**વયુ-સરીત**" તેનેથી ઊતરતા તબકાની હવા (Air of the Inferior Regions) ગણાય છે.

(૧૨૭) **"યજ્મઈદ" થઈને**=સ્તોત યસ્નને કાયદે એકતાન થઈને.

(૧૨૮) ચેહારમની બામદાદે હાવનની મેહેરની શરૂઆત સાથે જેવું ઉરવાનનું આ જેહાનમાંથી અવલમંજલ થવું શરૂ થાય છે કે તે વખતે "**દો યથા દહમ યજદ**" નું આફ્રીન્ગાંન કરીને તે ગુજરેલાંનાં તનના અનાસરો જે મોત પછી નાશ પામતાં નથી (ખરી રીતે જોતાં સૃષ્ટિમાં કોઇબી ચીજ કદીબી નાશ પામતી નથી પણ તેની હાલત અને સ્વરૂપમાં ફેરફાર થઇ થોડોવાર તેનાં મુળમાં સંકોચાઇ જાય છે) તે અનાસરોને દહમ યજદ જેવણ તમામ સ્થુલ-સીલસીલાથી-સુક્ષ્મ અનાસરોના પાસ્બાન ફરેસ્તા છે તેવણના હવાલામાં સોંપી દેવાનું ફરમાન જરથોશ્તી દએને આપ્યું છે. એ બાબેના વધુ ખુલાસા માટે જુઓ **"જરથોશ્તી દએન મુજબ મરણ પછી ઉરવાનની હાલત,"** પાનું ૧૮ મું.

જે પોતાનાં અનાસરનાં મરકજમાં[૧૨૯] દહમ પજદના હવાલામાં રહે છે તે અનાસરો પણ—પેલાં ઉરવાનના શમ્સ યા દએમાં કીધેલા એકરારથી, જેમ જેમ વન્તરમાં કેહરપ–તેવીષી–અને–ઉસ્તાંન સુક્ષ્મ થતાં જાય છે તેમ તેમ, તેનાં પ્રમાણ પ્રમાણે સુક્ષ્મ થતાં જાય છે, કારણકે રોજે અવલથી તે રોજે આખેર તુલીક સૌ સૌની કારદાનીનાં પ્રમાણ પ્રમાણે ચારે અનાસરો પણ કેહરપ–તેવીષી–અને–ઉસ્તાંન તથા ઉરવાન સાથે હમેશાં સંબંધ ધરાવતાંજ રહે છે,[૧૩૦] અને દરેક ઉરવાનને તેઓનાં પોતાનાંજ અનાસરો—

---

(૧૨૯), (૧૩૦) **અનાસરનાં મરકજમાં** એટલે કે અનાસરોના પોતપોતીકા (respective) 'કુરરા' માં (Planes). અનાસરોના બધા મળીને ચાર કુરરા છે, જે દરેક કુરરામાં બે ભાગ છે: એક જાહેરી ને એક બાતેની—સ્થુળ ને સુક્ષ્મ. ચાર સુક્ષ્મ અનાસરો યાને કે મુળતત્વો (Elements) ના—આતશ, બાદ (યાને હવા), આબ (યાને પાણી,) અને ખાકના—કુરરા અરવાહી આલમમાં આવેલા છે; તથા સુક્ષ્મ યાને બાતેની કુરરાના તનાસુલી જાહેર ભાગની યાને સ્થુળ અનાસરોની આ આખી ખનીરથ-બામી યાને પૃથ્વી બનેલી છે. અનાસરોની આલમો બરપા થતી વખતે જે કુદરતના મુળ વિભાગોમાંથી અનાસરો પહેલવહેલાં બહાર પડે છે, તથા જે મુળ વિભાગમાં એક ચીજનાં નાશ પામવા યાને સંકોચાવા પછી તેનાં બધાં અનાસરો અમુક મુદતે પાછાં ખેંચાઇ જાય છે, અને જે મુળ વિભાગો-માંથી અહીંઆં નવા આકારો બંધાતી વખતે અનાસરોને ખેંચવામાં આવે છે તે કુદરતમાં પડેલા અનાસરોનાં મુળના વીસ્તારોને (Planes or Sources of the four Elements—physical & ultra-physical) "**કુરરા**" તરીકે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમમાં ઓળખાવેલા છે. દરેકે દરેક ચીજ ચાર સુક્ષ્મ અનાસરોના તનાસુલી સ્થુલ અનાસરોની વધતાં ઓછાં પ્રમાણમાં બનેલી હોય છે, અને જ્યારે એક ચીજ—દાખલા તરીકે આપણું બદન—મરણ પામે છે, ત્યારે તે વખતે ફકત તેનાં બંધારણ-માં ફેરફાર થઇ, બધાં અનાસરો એકમેકથી છુટાં પડી, પોતપોતીકા "કુરરા" યાને મુળની જગ્યામાં ખેંચાઇ જવા માંડે છે. જરથોસ્તી દએન મુજબ, કોઇબી ચીજ—ખાકની પણ—ખરેખર નાશ પામી શકતી નથી, યાને હમેશને માટે તે ગેબ થઇ (annihilate) જતી નથી. જેને આપણે સાધારણ "નાશ" યા "મરણ" કહીએ છીએ, તે વખતે ફકત એક અમુક ચીજના અનાસરોએ પકડેલા અમુક "**આકાર**" (form) માં તબદીલ તેહેદીલ યાને ફેરફાર કુદરતને કાયદે થવા માંડે છે, પણ તેથી કાંઇ પેલાં અનાસરો કદીબી નાશ પામી રદ થઇ હમેશનાં ગેબ થતાં નથી. આ કાયદાને આજની

(ફુટનોટ ચાલુ.)

**જે દહમ યજદના હવાલામાં ચેહારમની બામદાદે સોંપેલા છે તેજ—મલે છે એ એક કુદરતી અચુક કાયદો છે.**

---

[પાને ૪૮ થી ફુટનોટ ચાલુ.]

સાય-સે Law of Conservation of Matter યાને "પદાર્થની હમેશાની સાચવણીના કાયદા" તરીકે ઓળખાવેલો છે.

આ લખાણમાં આગલ એજ ફકરામાં સમજાવવામાં આવ્યું છે તેમ, દરેક ઊરવાન "હસ્તી" યાને મીનોઇ તથા જીસ્માની આલમમાંથી "નીસ્તી" માં યાને કે અનાસરોની બે આલમો (જે 'અરવાહી' અને 'જીસ્માની' યાને આ ખનીરથબામી છે) તેમાં ઊતરતાંની (Infoldment) સાથેજ તે ઊરવાનોને પોતપોતીકાંને લગતાં બધાં અનાસરો મળે છે, કે જે અનાસરોને તે ઊરવાનો જયાં સુધી તદન સુક્ષ્મ કરી પોતીકી સાથેજ "હસ્તી"ની આલમમાં પોતીકા અરવાહી આલમના સુક્ષ્મ અનાસરોના સ્તોતમાં 'મર્જ' (Merge) કરે નહી, ત્યાં સુધી એકપી અનાસરી રજકણ પોતીકાંને લગતાં ઊરવાનથી જુદું થઇ શકતું નથી. આ દેખીતું અનાસરી બદન જેમાં ચાલુ ફેરફાર અને વધઘટ થતું રહે છે, તેને અને તેના ધણી (master) ઊરવાનને કેવી રીતનો નીકટ સંબંધ પહેલેથીજ રહે છે, જેથીજ **ફરશો-ગર્દ**ની આશા રાખી શકાય, તેમજ દરેક ઊરવાનને લગતાં પોતપોતીકાં અનાસરો મુદલ ખોરવાઇ ન જતાં આખેરી તબકામાં અતી સુક્ષ્મ થઇ ઊરવાનની સાથેના સાથેજ કાંય અને કેવી રીતે હમેશ રહેશે—ટુંકમાં "અનાસર યાને દરેક મુળતત્વ" તે શું છે, તે બાબે જરથોસ્તી દએન ઘણોજ સરસ સાયનટીફીક ખોલાસો આપે છે એમ જરથોસ્તી ઇલ્મે ક્ષનુમ જણાવે છે. ધુળની બારીકમાં બારીક રજકણ પણ વગર અર્થની નથી, પણ તેનો પણ સૃષ્ટિમાં બારીક હીસાબ રખાય છે અને સંભાળ લેવાયછે, તેમજ તેજ તદન નિરથક જણાતી મટ્ટી પણ એક દીવસ ઘણાંજ દુરના જમાનામાં પ્રગટી-કરણને કાયદે એક એવું તો અતી સુંદર સુક્ષ્મ તનાસુલી-સ્તોતનું સ્વરૂપ લેશે કે આપણે તે હાલતનો સ્વપ્ને ખ્યાલ વટીક કરી શકતા નથી.

જેઓ એમ કહે છે કે માનવીમાં ઊરવાનજ અગત્યનું છે, જયારે આ ખાકી શરીર તો એક અળગ હથયાર છે—કે જેમ એક ચક્લીને પીંજરાંમાં પુરેલી હોય તેમ આપણું શરીર બહારનું અળગ ખોખું છે જે વખત જવે એક દહાડો હમેશનું અહીંજ ફેંકી દેવું પડશે,—તેઓ બહુજ ગંભીર ખતા ખાય છે, કારણ કે તેઓ અનાસરોની પેદાયશનાં ઊસુલ યાને મુળ બાબે તદન અજ્ઞાન છે, અને આખી સૃષ્ટિના પ્રગટીકરણમાં **'અનાસરો'** પોતે શો મહાન ભાગ ભજવે છે તે તેઓ સમજતા નથી. આપણી બુલંદ જરથોસ્તી દએનમાં શરીરને એટલી બધી હેશાઅતથી રાખવા અને દરૂજીઓના તાબામાંથી સદંતર અળગ કરવાને કાંય એટલોબધો

(ફુટનોટ ચાલુ.)

**"ખુદ-આ" યાને દરેકના પોતપોતીકા કેશાશ ઊપર સત્તા ભોગવનાર શક્તિ; ઊરવનને નીચે પાછું ઊતારનાર "તીર યજદ"; એક નવો જન્મ પામનાર ઊરવન માટે તેના શરીર-રચનાની તૈયારીમાં કુદરતની ખીશ્કારી.**

આ કાયદાની રૂએ, જ્યારે ઉરવાન પોતાનો કેશાશ ભોગ-

---

[ પાને ૫૦ થી ફુટનોટ ચાલુ. ]

ભાર મુકવામાં આવ્યો છે, તથા શારીરીક સુખાકારી તેમજ તનદરોસ્તી તેમજ ખોરેહની જાળવણી બાબે બધી તરીકતો શીખવી કાંય તાકીદ ફરમાવવામાં આવી છે, તથા શરીરપર હરેક રીતે આજાબ પાડવાની (asceticism)—દાખલા તરીકે શરીરપર ડાહામ પાડવાની યા હઠયોગના પ્રયોગો કરવાનો—વીગેરે મનાઇ શા કાજે કરવામાં આવી છે, તે જ્યારે અનાસરોની ખીશ્કારી બાબે જરથોસ્તી દએનનુ શીક્ષણ જાણયે છીએ ત્યારેજ બરોબર ધ્યાનમાં ઊતરી શકે છે. જરથોશ્તી દએન ખુલ્લું શીખવે છે કે આ મટ્ટીનું ઘેર—આપણું શરીર—કાંઇ રદબાતલ ફેંકી નાંખી દેવાનું નથી, ઊરવાનની વૃદ્ધિ શરીરનાં અનાસરોની વૃદ્ધિ કર્યા વગર કદી સંપુર્ણ થવાની નથી, પણ બન્નેની વૃદ્ધિ સાથે સાથેજ થવી જોઇએ અને સમાંતર રહેવી જોઇએ, કે જેને ખાતરજ બધાં દીની ફરમાનો તથા તરીકતો અને ક્રીયા-કામો આપણને વખ્શુરે વખ્શુરાંન સાહેબ તરફથી બખ્શેશ કરવામાં આવ્યાં છે. જે કહેવાતા આત્મજ્ઞાનીઓ અને બાતેન તરીકાવાળાઓ જુદી જુદી જીરમનાં જુદાં જુદાં ઊરવાનોનાં મરતબા સમજ્યા વગર શરીરને ફેંકી દઇ ઊડારી નાંખવાની અને ફક્ત ઊરવાનનીજ એકલી વૃદ્ધિ કરવાનો ખ્યાલ રાખે છે, અને એક આગલ વધેલું ઊરવાન આ દુન્યા હમેશાની છોડી ગયા પછી તેને પોતાનું શરીર તો અહીંજ નાંખીને જવું પડશે એવો જે ઇલ્મ્યતથી સદંતર ઊલટો ખોટો વિચાર ધરાવે છે તેઓએ ખુબ ગોહેર કરવો ઘટે છે કે જે મહાન **ફ્રશો-ગર્દ**ની નેમને ખાતર આખો સૃષ્ટિનો કારોબાર નિરંતર ચાલી રહ્યો છે તે નેમ અનાસરોની જુશ્તાવી વૃદ્ધિ વગર કદીબી બર આવી શકેજ નહી, અને જો ફકત સૃષ્ટિમાંનાં બધાં ઊરવાનોજ વૃદ્ધિ કરી જવાનાં હોય, તો પછી જે બધાં અનાસરો કે જેના તરેહવાર આકારો મારફતેજ ઊરવાનો તે વૃદ્ધિ કરવાને શક્તિવાન થયાં છે તે બધાં અનાસરોનું છેક છેવટે શું થશે અને તેઓ તે વખતે કઇ હાલત ખરેખર ધારણ કરશે તે સવાલ ઊભો થાય છે, કારણ કે કોઇબી શખ્સ એમ તો નહીંજ કહેવા નીકળશે કે અનાસરો જેવી ચીજ દુન્યાંમાં છેજ નહી. જેઓને "અનાસરોની ઊતપત્તિ" બાબે ભાન હોતું નથી, તેઓજ આત્મજ્ઞાની કહેવાવા છતાં જરથોશ્તી તરીકતો અને ક્રીયાકામોને એકદમ તરછોડી કાઢવા નીકળી પડે છે, જે બહુ ખેદકારક છે.

**વાવનાર શક્તિ જે "ખુદ-આ"[131] કરીને કહેવાય છે તે શક્તિથી, યાને તેના "ખુદ-આ" થી જે વખતે "થ્વાશહે ખદાતહે"[132]ના દ્વારમાં તે ઉરવાનને લગતો કેશાશ ભોગ-**

---

(૧૩૧) **"ખુદ-આ"**=આપણે સાધારણ જબાનમાં જે 'ખોદાએ' શબ્દ વાપરયે છીએ તે માટે ખરો શબ્દ તેના ધાતુ પ્રમાણે **"ખુદ-આ"** છે, અને જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ મુજબ જરથોસ્તી દએનમાં આ **"ખુદ-આ"** (યાને "ખોદાએ") શબ્દ ખાસ ઊંડાણ પોતીકો લોગતીક અર્થ ધરાવે છે. સામાન્ય માન્યતા મુજબ, **"ખુદ-આ" યાને "ખોદા"** શબ્દને સૃષ્ટિના પેદા કરનાર દાદાર અહુરમજદના નામ સાથે ભેળી નાંખવામાં આવે છે, પણ જરથોસ્તી દએન મુજબ તે ચોક્કસ ઊંડાણ અર્થેજ વપરાય છે. **"ખુદ-આ"** ફારસી શબ્દ છે, જેમાં **"ખુદ"** એટલે "પોતાની મેળે" અને **"આ"** એટલે ("આમદન"=આવવું ઊપરથી) "આવનાર" ઊપરથી **"પોતીકી મેળે આવનાર"** એમ અર્થ થાય છે; અને દરેક ઊરવાન પોતાનું કેશાશ ભોગવીને ચોકસ વૃદ્ધિને છેડે પુગી શકે ત્યાં સુધી તેનો કેશાશ થોડો થોડો મુકરર કરી તેની પાસે જે "પોતાની મેળે ઊત્પન્ન થતી શક્તિ" ભોગવાવ્યા કરે છે તે મહાન **શક્તિનું** નામ **"ખુદ-આ"** યાને "ખુદાએ" આપેલું છે. આ રીતે જોતાં દરેક ઊરવાનનો પોતાનો **"ખુદ-આ"** હોય છે, કે જે તેનો "બખો-બખ્ત" યાને "નસીબનો સાહેબ" ગણાય છે અને જેની ચાલુ પનાહ હેઠળજ પોતાની વૃદ્ધિ તે ઊરવાન કર્યું જાય છે. "તારો ખુદા તારી સાથે અને મારો ખુદા મારી સાથે" એવું જે સાધારણ વાતચીતમાં બોલવામાં આવે છે તેમાં ખરેખર ઊંડાણમાં કેટલી બધી સચ્ચાઇ સમાયલી છે એમ આપણે **"ખુદ-આ"** શબ્દની ઊપરટપકેની તાવીલ (યાને રહસ્ય) ઊપરથી જોઇ શકયે છીએ.

(૧૩૨) **"થ્વાશહે ખદાતહે"**=સાતે આસ્માનોનાં દ્વાર અને ફરવાથી જે બધા યોગાયોગ થાય છે અને તેની અસરો ચાલુ નિરંતર નેમાયલા વખતે ઊતરયા કરે છે તેવા આસ્માનના ગીરદેશને **"થ્વાશહે ખદાતહે"** નામ આપ્યું છે. આપણી **"જસમે અવંઘહે મજદ"** ની બંદગીમાં ત્રણ **"જરવાન"** (યાને ગતી અને ગતી ઊપરથી ઊપજતા "વખત" નો ખ્યાલ) જણાવવામાં આવ્યા છે: (૧) **"જરવાનહે અકરનહે**' યાને એકીનાર ગતી યાને વખત; (૨) **"જરવાનહે દરેગો-ખદાતહે"** યાને દેર-જમાન જમાનો કે જે (જુઓ **ફ્રશો-ગર્દ, પુ૦ ૫, અંક ૧,** પાને ૨૧ મે **નોટ નં૦ ૭૭**) ૮૧,૦૦૦ વરસનો **થાય** છે; (૩) **"થ્વાશહે ખદાતહે"** યાને ફરતાં આસ્માનની ગતી, અને તેને લગતો જમાન યાને તેને લગતી અસરો.

વવાનો નુકતો તૈયાર થાય છે તે વખતે; દરેક ઉરવાનને પોતાના એજાબમાં[133] નીચે લાવનાર જે ફરેસ્તો "તીર યજદ" ને નામે મુકરર થયલો છે તે "તીર યજદ," તે ઉરવાનના "ટ્વાશહે ખદાતહે" ના નુકતાનાં પ્રમાણ પ્રમાણે 'બારાંન'[134] ની મારફતે તે "ઉરવાનનું ચિત્ર"[135] તેના કેશાશ પ્રમાણે જે પેદર થવાનો હોય તેનાં તોખમમાં નબાતાતી,[136] જમાદાતી[136] યા હેવાનાતી[136]નાં રૂપમાં લઇ જાય છે, જ્યારે બીજી તરફથી તે ઉરવાનના "ટ્વાશહે ખદાતહે" ના નુકતાનાં પ્રમાણ પ્રમાણે તેનાં "પોષણનું ચિત્ર"[135] જે તેનાં કેશાશ પ્રમાણે માદર થવાની હોય તેનાં ઓદાનમાં નબાતાતી, જમાદાતી યા હેવાનાતીના રૂપમાં લઇ જાય છે. એ રીતે તે ઉરવાનના કેશાશ પ્રમાણે "ટ્વાશહે ખદાતહે" ના દવ્વારમાં જ્યારે સૈયારા[137]નો યોગાયોગ આવીને ઉભો રહે છે ત્યારે તે ઉરવાનના કેશાશનાં પ્રમાણ પ્રમાણે તેનાં માદર અને પીદર બન્ને સંબંધમાં આવે છે અને શેકમમાં નુકતો કરાર પકડે છે.

---

(૧૩૩) **એજાબ**–નીસ્તીની આલમોમાં ઊતરતાં, ઊરવાન કે જે પોતે ખરેખર તો પુર હોશદાર છે તે અનાસરોનું પડ અને ગાશક તેની આસપાસ ફરી વળવાને લીધે પોતે ભાનભુલો થઇ હોશ ખોઇ દઇ અંધકારમાં પડે છે અને ઊરવાન પોતાને ઓળખી શકતું નથી, તે વખતે ઊરવાનપર "એજાબ" યાને "અંધકારનો પડદો" પડયો છે એમ બોલવામાં આવે છે.

(૧૩૪) **બારાંન**=વરસાદ.

(૧૩૫) **ઊરવાનનું ચિત્ર**=કેશાશને કાયદે જે અનાસરી બદનમાં ઊરવાન ઊતરનાર છે તે અનાસરી બદનની આખી **આકૃતી**ની ટાઇપ (Miniature prototype) ધરાવનારૂં બીજ, જે બાપના તોખમમાં જન્મ થવાની અગાઊ ખાસ ઊતારવામાં આવે છે તે.

(૧૩૫) **પોષણનું ચિત્ર**=ઊપર "ઊરવાનનું ચિત્ર" સમજાવતાં જે 'આકૃતી' જણાવેલી છે તેને ઊછેરીને ઊધારીને ચાલુ પોષણની જરૂર પડે છે તે **પોષણ**નો બચો ભાગ ધરાવનારૂં બીજ, જે માતાનાં ગર્ભસ્થાનમાં જન્મ અગાઊ ખાસ ઊતારવામાં આવે છે તે.

(૧૩૬) **નબાતાતી, જમાદાતી, હૈવાનાતી=નબાતાતી** એટલે વનસ્પતી–વર્ગનાં; **જમાદાતી** યાને ખનીજ વર્ગનાં; **હૈવાનાતી** એટલે જાનવરી–વર્ગનાં.

(૧૩૭) **સૈયારા**=ગૃહો.

**માયનાં પેટમાં રહેલાં બચ્ચાંની નવ મહીના સુધી દરેક મહીનાની હાલત તથા દરેક મહીનામાં તે બચ્ચાં ઉપર જુદા જુદા ગૃહોની ચાલુ અસર; ત્રણ મહીના ને સત્તાવીસ દીવસ પછી તે બચ્ચાંમાં ઊરવનનું ઊતરવું; છુટકારા વખતે ઉતાવળમાં વહાડકાપ નહી કરવાનું ખાસ કારણ.**

આ બનાવના ઐયામને આપણે ગર્ભધારણ (conception) કહીએ છીએ, જે વખતે કુદરત પોતાના અચુક નિર્માન કીધેલા કાયદાથી પહેલા મહીનામાં એક "કલોલ"[૧૩૮] બનાવે છે, એટલે કે અંદર ઘણીજ અસંખ્ય હરીરીઓ (યાને microbes) માદર પેદરનાં તોખમમાંથી બરપા થાય છે, જેઓ તે આખા પહેલા મહીનામાં એકેકને પોતપોતામાં ખાઇને જ્યારે એક લોચારૂપ થઇ બને છે તેને "કલોલ" તરીકે કહેવામાં આવે છે. આ ક્રિયા એક માહની અંદર બને છે, જે "કયવાન" (યાને શની)ના સેતારાની અસર નીચે થાય છે. ત્યારબાદ, બીજા મહીનામાં એ લોચામાં "હરારતે ગરેજીઆ" (Vital heat) યાને 'ખરી સજીવન શકતીની ગરમી' પેદા થાય છે. કે જેથી તે કલોલમાં સમીયત યાને ઝેર નહીં પેદા થતાં 'કુવતે નામ્યા' યાને વધવાની શકતી પેદા થાય છે. આ બીજો માહ "બરજીસ" (યાને બ્રેસ્પતી) સૈયારાની અસર તળે પસાર થાય છે. ત્રીજા માહની અંદર ઘણાંજ લતીફ[૧૩૯] હાડકાં અને ખુન[૧૪૦] બને છે. આ ત્રીજો માહ "હાસમ" (યાને મંગળ) સેતારાની અસર તળે ગુજરે છે. ચોથા માહ વખતે કસીફ રીતે આખી આકૃતી બરપા થાય છે. આ ચોથા માહના પહેલા સતાવીસ દીન ગુજર્યા બાદ તેમાં ઉરવાન ઉતરે છે કે જે મંદ હાલતમાં રહે છે.

---

(૧૩૮) **પહેલા મહીનામાં એક "કલોલ" બનાવે છે**—આ ફકરાથી જન્મ વખતે શરીરનું બંધારણ કેમ થાય છે તેની વિદ્યા (Human Embryology) જરથોસ્તી દએન મુજબ સમજાવવામાં આવી છે. નવ માસ સુધી દર મહીને કયા કયા ગૃહની અસર હેઠળ દરેકે દરેક બચ્ચાંનાં શરીરના જુદા જુદા ભાગો બનતા જાય છે તેના સામાન્ય કાયદાઓ અહીં વર્ણવવામાં આવ્યા છે.

(૧૩૯) **લતીફ**=ઘણાંજ કુમળાં અને નરમ (એનેથી ઊલટો શબ્દ "કસીફ"='ઘટ્ટ; સ્થુળ' છે.)

(૧૪૦) **ખુન**=લોહી. "ખુન" ફારસી શબ્દ છે.

આ માહ, મરદ–ઉરવાન હોય તો શમ્સ (યાને ખુરશેદ) સૈયારાની અને ઓરત હોય તો દમ્એ (યાને ચંદ્રમા) સેતારાની અસર હેઠળ રહે છે. ત્યારબાદ, પાંચમા માહની અંદર દરેક નબ્જો[૧૪૧] અને "આજાએ રએષા"[૧૪૨] ખીલવા માંડે છે. આ મહીનાનો તાલુકો "નાહીદ" (યાને શુક્ર) સેતારાને તાલુકે છે. છઠ્ઠા માહની અંદર ઉરવાન જરા ચેતન હાલતમાં આવે છે, અને તનુનો આખો આકાર ખુનના જોશ સાથે બરોબર થાય છે. આ માહમાં રૂવાંના તથા માથાંના બાલ બરપા થાય છે. આ માહ અતારદ (યાને બુધ) સૈયારાની અસર હેઠળ રહે છે. સાતમા માહની અંદર મન પુરેપુરૂં હસ્તીમાં આવે છે, અને તે ઉરવાન પોતે ખોરાકની પુરેપુરી તલબ કરે છે, અને માદરનાં આંતરડાંનો પ્રવાહ ચુસવા માંડે છે. આ માહ "દમ્એ" સૈયારાની અસર હેઠળ રહે છે. પછી આઠમા માહની અંદર માદરનાં શેકમ (યાને પેટ) તેમજ દરેક આજાએ–રએષાનું સમીયત (યાને ઝેર) લાગ્યાથી આખું બદન તે ઉરવાનનું સુસ્ત અને મુરદાળ જેવું થઇ જાય છે. આ માસમાં જો બચ્ચું તવલ્લુદ થાય તો તે મુરદાળ નીકળે છે; કવચીતજ યોગાયોગની અસરથી સજીવન હાલતમાં નીકલે છે. આ માહ "કએવાન" ને તાલુકે રહે છે, અને તેની અસર હેઠળ રહે છે. નવમા માહની અંદર પુરેપુરી "હરારતે ગરેજીઆ" બરપા થાય છે. આ "હરારતે ગરેજીઆ" ના અંદાજ પ્રમાણે બચ્ચું તવલ્લુદ થવાને (યાને જન્મવાને) વાસ્તે કોશેશ કરે છે; આ માહ "બરજીસ" સૈયારાની અસર તળે રહે છે; જ્યારે દસ્મા માહની અંદર પુરેપુરૂં તવલ્લુદ થવાને વાસ્તે આબનો "ક્એતો ક્રાદો"[૧૪૩] છુટવા માંડે છે અને

---

(૧૪૧) **નબ્જો**=લોહીની બધી નસો.

(૧૪૨) **આજાએ રએષા**="ગએથા" યાને શરીરની અંદરનાં મુખ્ય અંગો (Vital Organs).

(૧૪૩) **આબનો "ક્એતો ક્રાદો"**—અહીં જે "આબ" જણાવવામાં આવ્યું છે તે પેટમાંનાં બચ્ચાંની (fœtus) આસપાસ તમામ ફરતું જે 'પાણી' (amniotic fluid) રહે છે, તે પાણી વિષેનો ઇસારો છે. આ

(ફુટનોટ ચાલુ.)

તેથી બચ્ચું તવલ્લુદ થાય છે. પણ આં ગોહર કરવાની જરૂર છે કે આ આબનો "ક્ષ્એતો ફ્રાદો" વધતા ઓછા અંદાજમાં દરેક સૈયારાની અસરથી થાય છે, તેથી છુટકારા (delivery) વખતે કુદરતને કુદરતનું કામ કરવા દેવાનો તાકીદનો હોકમ ફરમાવેલો છે, અને જોઇતી એને લગતી ઇરાદતી વાપરવાનો હોકમ આવેલો છે. વાસ્તે આ વખતે ઉતાવળથી જે વહાડકાપ કરવાનો રવૈયો છે તે કુદરતથી ઉલટોજ છે. આ દસ્મો માહ જો નર હોય તો શમ્સને અને નારી હોય તો દએને તાલુકે છે, ને જો નપુંસક હોય તો બુધને તાલુકે છે.

## બચ્ચું જન્મ પામવા પછી તેની ઊપર રહેતી જુદા જુદા ગૃહોની અસર; માતાના શેકમમાં પોતે કીધેલા એકરારની હોશદારી.

બાદ બચ્ચું તવલ્લુદ થવા પછી પહેલાં ચાર વરસ સુધી તેની

---

[પાને ૫૫ થી ફુટનોટ ચાલુ.]

પાણીમાંની પાંચ વીજળીક શકતીઓ (ખાસતર), જેને પાંચ "ફ્રાદો" તરીકે અવસ્તામાં ઓળખાવેલી છે, તેમાંની એક વીજળીક શકતી—"ક્ષ્એતો-ફ્રાદો" બચ્ચાંને જન્મતી વખતે બહાર કાઢવામાં ખાસ ભાગ બજવે છે. આ ક્ષ્એતો-ફ્રાદો ચોકસ ચોકસ ગૃહની અસર હેઠળ વધતો ઓછો તે વખતે કાર્ય કરે છે, અને બચ્ચાંનો માનાં પેટમાંથી બહાર આવીને દમ ખેંચવાનો જે વખત સૈયારાઓના યોગાયોગથી કુદરતમાં નિરમાણ થયલો હોય છે તેજ વખતે બચ્ચું પોતીકી મેળે બહાર આવવાની કોશેશ કરશે. એક બચ્ચાંના જન્મ વખતે કુદરત પોતે કેટલો બધો ભાગ લે છે તે બીલકુલ ધ્યાન-માં નહી રાખવાનાં સબબેજ, હાલમાં સુવાવડ વખતે દોડાદોડીથી "ઓપરેશન" કરી બચ્ચાંને અકુદરતી રીતે બહાર કાઢવાની ખોટી અધીરી તબેહ પડી ગઇ છે. "ઓપરેશન" કરતાં વધારે સરસ બીજી અનેક હાથની તદબીરો પડેલી છે, જેના વાજબી ઊપયોગથી માતા તેમજ બચ્ચાંની જીંદગી બીલકુલ જોખમાવ્યા વગર ઘણી સેહેલાઇથી છુટકારો થઇ શકે છે. જે કુદરતે આપણી જાણ વગર તેના કેશાશનાં પ્રમાણ પ્રમાણે નવ માસ સુધી બચ્ચાંને પેટમાં ઊછેરયું છે તેજ કુદરત શું તેને બહાર સહીસલામત કાઢવાને ઇંતેજાર નહીં રહેશે? તો શા માટે આપણે એટલા બધા અધીરા બની, કુદરતપરનો ઇતબાર છેલ્લી ઘડીએ ઊતારી મુકી અકુદરતી 'ઓપરેશન' નો જોખમ ભર્યો રસ્તો લેવો જોઇએ? કુદરત તો હમેશાં પોતાના "બર-વકત" યાને "વખતસર પ્રસંગોપાત" નાજ કાયદાને ચીવટાઇથી વળગી રહીને કાર્ય કરે છે તે બીના કદી ભુલી જવી જોઇતી નથી.

ઉપર "દએ"૧૪૪ની અસર રહે છે; તે એવા અંદાજથી રહે છે કે તે ઉરવાનના કેશાશનાં પ્રમાણ પ્રમાણે ત્રણ ભાગમાં વહેંચાઇ જાય છે: એટલે કે, બચ્ચું પોતાના ઉરવાનના અંદાજ પ્રમાણે પહેલા

(૧૪૪) **પહેલાં ચાર વરસ દએની અસર**—જેમ ઊપરે માનાં પેટમાં નવ માસ બચ્ચું રહેતી વખતે તેનાં શરીર-બંધારણ માટે **દર માસે** જુદા જુદા ગૃહોની અસર ઊતરતી હતી, તેમ બચ્ચું જન્મ્યા પછીથી પણ તેનાં શરીરને હાલના હાસમી દૌર પ્રમાણે સામાન્ય રીતે ઊધારી, તેને એકરારી બાન, બચપણ, છોકરવન, નવજુવાન, પુખ્ત ઊમર, અધીર તથા ઘડપણ વીગેરેના તબક્કાઓ પસાર કરાવી, છેલ્લે નાશના યાને સંકોચાવાના તબક્કા (Birth, growth, adolescence & death) ઊપર લઇ જવા માટે પણ અમુક અમુક ઊમરના અરસાઓ યાને કરણોમાં ચોકસ ચોકસ ગૃહો દરેક શખ્સના બાબમાં તેના તાલેના સેયારા (Planetary position at birth) ની સાથે કાર્ય કર્યા જાય છે, અને તે ગૃહોની અસરનાં પ્રમાણમાં તેનાં બાનની પણ જુદી જુદી ગતીઓ થતી રહે છે. આ કરણો દરેકે દરેક શખ્સના બાબમાં કાર્ય કરી, તેને જીંદગીને જુદે જુદે તબક્કે ઊભેલો રજુ કરે છે: દરેક શખ્સ પોતાની જીંદગીનાં વરસોમાં જુદા જુદા સેયારાઓની અસર હેઠળ સામાન્ય રીતે નીચે મુજબ રહે છે:—

**દરેક શખ્સની જીંદગીનાં કરણોનો કોઠો:**

| કરણનું અનુક્રમ નં૦. | કેટલી ઉમર સુધી? | કયા ગૃહની અસર હેઠળ? |
|---|---|---|
| ૧ | ૧ થી ૪ વરસની. | 'દએ' યાને ચંદ્રમા. |
| ૨ | ૫ થી ૧૦ " | 'અતારદ' યાને બુધ. |
| ૩ | ૧૧ થી ૧૮ " | 'નાહીદ' યાને શુક્ર. |
| ૪ | ૧૯ થી ૩૭ " | 'ખુર' યાને રવી. |
| ૫ | ૩૮ થી ૫૨ " | 'હાસમ યાને મંગળ. |
| ૬ | ૫૩ થી ૬૪ " | 'બરજીસ' યાને બ્રેસ્પતી. |
| ૭ | ૬૫ થી જીંદગોના છેડા સુધી. | 'કયવાન' યાને સની. |

ભાગમાં[૧૪૪-ક] અથવા તો બે ભાગમાં[૧૪૪-ખ] અથવા તો ત્રણ ભાગ[૧૪૪-ગ] તુલીક મીનોઇ શકિતની સાથે એખલાસમાં રહે છે. તેમજ ઉરવાનના કેશાશનાં અંદાજ પ્રમાણે ખનીરથબામીપરનાં "વયુ ઉપરોકઇર્ય"[૧૪૫] સાથે અને શમ્સના સ્વા[૧૪૬], શમ્સની રોશની, શમ્સની હરારત[૧૪૭], દરેક સૈયારાના પ્રવાહ અને જમીનના "મગનાટીસ" (terrestrial magnetism) સાથે તે ઉરવાનના નફસો[૧૪૮] જેમ જેમ એખલાસમાં આવતા જાય છે તેમ તેમ પોતાના કેશાશના ભોગવાવનાર "**ખુદ-આ**" ના હોકમથી કસીફ યા લતીફ[૧૪૯] હોશની અંદર પોતાનાં અંદાજ પ્રમાણે—ઉરવાન આખો વખત શમ્સમાં યા દએમાં તેમજ માદરના શેકમમાં જે એકરાર કરીને ઉતરયું છે તે એકરારના બાબમાં તે ઉરવાન હોશદારીમાં યા હોશ વગરનું થતું જાય છે. જ્યારે તે ઉરવાન પોતાના કેશાશનાં અંદાજ પ્રમાણે હોશદારીમાં હોય છે ત્યારે તે પોતાના એકરાર પ્રમાણે, "**(૧) હું કોણ છું?**[૧૫૦] **(૨) હું કયાંથી આવ્યો છું?**[૧૫૦] **(૩) મારે આવવાનો સબબ શું?**[૧૫૦] **(૪) મારે શું કરવું છે?**[૧૫૦] **(૫) શું લઈ જવાનું છે?**[૧૫૦] **(૬) શું લાવ્યો છું?**[૧૫૦] **અને (૭) કયાં જવું છે?**[૧૫૦]"—વીગેરે આ બધી

---

(૧૪૦-ક) **પહેલા ભાગમાં**=પહેલું વરસ અને ૪ મહીના સુધી.

(૧૪૪-ખ) **બે ભાગમાં**=બે વરસ અને ૮ મહીના સુધી.

(૧૪૪-ગ) **ત્રણ ભાગ તુલીક**=પહેલાં ચાર વરસ સુધી.

(૧૪૫) **વયુ-ઉપરો-કઈરય**=આસપાસની વાતાવરણ (atmosphere) કે જે અહીંથી આશરે ૪ ફરસંગ (યાને આશરે ૧૬ માઇલ) સુધી પોતાના ચહડતા મરતબામાં ફેલાયલી રહે છે.

(૧૪૬) **શમ્સના સ્વા**=ખુરશેદનાં અણદીઠ કીરણો.

(૧૪૭) **શમ્સની હરારત**=ખુરશેદની સજીવન-ગરમી.

(૧૪૮) **નફસો**=શ્વાસોશ્વાસ; દમ.

(૧૪૯) **કસીફ યા લતીફ**=સ્થુળ યા સુક્ષ્મ (gross or refined).

(૧૫૦) **"હું કોણ છું?" વીગેરે**—આ સાત મહાન સવાલો દરેક શખ્સે મોંહડે ગોખી રાખીને જીંદગી ગુજારવી જોઇએ, કારણ કે ઊરવાનને આ દુન્યાંમાં આવવાનો મુળ હેતુ શો છે તથા શા માટે આ દુન્યા બનાવવામાં આવી છે અને તે કયા સૌથી સુખી મહાન છેડાએ અંતે પુગવાની છે,—ટુંકમાં માજદયસ્ની જરથોસ્તી દએનના તમામ કાયદા-

(ફુટનોટ ચાલુ.)

**હોશદારીમાં પોતાની ઉમર ગુજારે છે, અને પોતાની જીવતી જીંદગી દરમ્યાન ઉપર મુજબની ઉત્તમ મુળ નેમ ધ્યાનમાં**

---

[ પાને ૫૮ થી ફુટનોટ ચાલુ. ]

આનો અરક (Substance) સંક્ષેપરૂપે આ સવાલોના જવાબો મેળવ્યાથી હાંસલ થાય છે, અને એક વાર ખરી રીતનું જ્ઞાન થયા પછી ઊરવાન પોતાના "દર-વતન" ના માર્ગ ઊપર ઊસ્તવાર બને છે, અને તેને માટેનીજ જીંદગી ગુજારવાની તે તલબ કરે છે. આ દરેક સવાલના જવાબ માટે પોથાના પોથાઓ ભરીને લખી શકાય એમ છે. આપણી આખી જીંદગી પણ એ સવાલોના જવાબો મેળવવામાં અટવાવી નાંખ્યે તોબી તે ઓછી છે, કારણ કે ઇલ્મનો દરીઆવ બેકીનાર છે, અને તેમાં જેમ ડુબકી માર્યે છીએ તેમ વધુ ઊંડાણ અને ઊંડાણ જવાની તલબ વધે છે. તેથીજ ઇલ્મના રાહની સાથે "તરીકત" નો રાહ જે જરથોસ્તી ધર્મે જીંદગીની બુલંદ નેમે તાકીદથી પુગવા માટે બતાવ્યો છે તે રાહ પહેલાં અખત્યાર કરવો જોઇએ, જેથી આગલ વધેલું ઊરવાન એક વાર પોતાની પુર હોશ-દારીમાં આવતાંજ તે બધું જોઇ શકશે, અને જીંદગીની નેમ શું છે તે અંતે પામી શકશે.

આવા પ્રકારના સવાલો હાલનાં બચેલાં પહેલવી પુસ્તકોમાં પણ જાબજા જોવામાં આવે છે. આપણે ફકત ત્રણ દાખલા અત્રે ટાંકીશું:

'તેઓ (યાને પોઇર્યો-તકએષીઓ) વળી એમ માનતા હતા કે આ પાંચ ચીજો જાણવાની દરેક માનવીની ફરજ છે, અને જે કોઇ તે નહી જાણે તે અનીતીવાન માનવી છે. એક તો એ છે કે: "હું કોણ છું? હું માણસ છું કે દેવ?" અને એક તો એ છે કે: "હું કયાંથી આવ્યો છું? ગરોથ્માનમાંથી કે દોજખમાંથી?" અને એક તો એ છે કે: "મારે શાની ઊપર આધાર રાખવાનો છે? યજદોને લગતી ચીજો ઊપર કે દેવોને લગતી ચીજો ઊપર?" અને એક તો એ છે કે: "મારે કોણની પુઠે જવું? ભલાંઓની પુઠે (જવું) કે બુરાઓની?" અને એક તો એ છે કે: "હું પાછો કઈ તરફ જઇશ? પાછો બહેસ્ત તરફ જઇશ કે દોજખ તરફ!"'

**—પહેલવી દીનકર્દ, વોલ્યુમ ૧૨.**

"માણસજાતને માટે સૌથી સરસ જે દાનેશ છે તે દીની દાનેશ છે; અને આપણી દીનનું આ એક ફરમાન છે કે પોતાનાં પંદરમાં વરસમાં આવતાંને વાર જે પહેલી ચીજ દરેકે કરવી જોઇએ તે નિચલા સવાલો જાણવાનું છે: 'હું કોણ છું? મારૂં પોતાનું કોણ છે? હું કયાંથી આવ્યો છું? હું કયાં જવાનો છું? કઇ ઓલાદ અને તોખમથી હું આવેલો છું? આ દુન્યાંમાં મારો દુશ્મન કોણ છે? મારી પોતાની ખીશ્કારી યાને ફરજો શું છે? મારે માટે મીનોઈ બદલો કેવી રીતનો છે? હું મીનોઇમાંથી આવ્યો છું

(ફુટનોટ ચાલુ.)

રાખીનેજ પોતાની જીંદગી ગુજારે છે. પણ જ્યારે તે ઉરવાન પોતાના કેશાશનાં પ્રમાણુ પ્રમાણે ગેર-હોશ[૧૫૧]ની અંદર આવે છે ત્યારે ઉપલા દરેક નિયમોને પોતાની ગફલતીમાં પોતાની આખી ઉમર દરમ્યાન ધ્યાનમાં રાખ્યા વગર પોતાની જીંદગી તે ઉરવાન ગુજારે છે, અને ખુદ-નમાઇના રોદ[૧૫૨]માં ગેરફતાર થતું જાય છે.

## એક શખ્સનાં ગુજર પામતો વખતે દરેક અણદીઠ બંધારણ-રચનાના વિભાગોનું છુટું પડવું; તે વખતે પૂરતું એકરારો તથા કારદાનીના પીકચરનું સરકલ; "કેરદાર" ની સમજણ.

ઉપલા બે પ્રકારમાંની કોઇબી રીતની જીંદગી ગુજારયા બાદ જ્યારે તે ઉરવાનનો અહીંઆંથી રહેલત કરી જવાનો વખત આવે છે ત્યારે તેનું કેહરપ, પુરૂષ હોય તો જમણા પગના અંગુઠામાંથી અને સ્ત્રી હોય તો ડાબા પગના અંગુઠામાંથી, જે દીવસે તે ઉરવાન

---

[પાને ૫૯ થી ફુટનોટ ચાલુ.]

કે ગેતીમાંથી પેદા પડેલો છું? મારી ખેશી અહુરમઝદ સાથે છે કે અહેરેમન સાથે, યજદો સાથે કે દેવો સાથે, ભલાં માણસો સાથે કે બુરાં માણસો સાથે? હું માણસ છું કે દેવ? મારે કયે રસ્તે જવાનું છે? મારી દીન કેઇ છે? મને ફાયદો શાથી છે? મને નુકસાન શાથી છે? મારો દોસ્ત કોણ છે?. . ." **—પહેલવી ચીતક-ઈ-અનદરઝે પોઈરયો-દકએશાનમાંથી.**

"વળી એમથી કહેલું છે કે દરેક શખ્સે આએ જાણવું જોઇએ કે: 'હું કયાંથી આવ્યો છું? અને હું અહીંઆં કાંય છું? મને પાછું કાંહાં જવાનું છે? તે લોકો મારી પાસેથી શું ઇચ્છે છે?'

એના જવાબમાં હું એમ જાણુંચ કે 'હું હોરમજદ-ખોદાએની આગલથી આવેલો છું; અને દરૂજીને મારી હઠાવવાને ખાતર હું અહીંઆં છું; અને પાછું મને હોરમજદ-ખોદાએની આગલ જવાનું છે; તે લોકો મારી પાસેથી અશોઇ માંગે છે.'"—**અનદરઝે-ખુસરોએ-કવાતાનમાંથી.**

(૧૫૧) **ગેર-હોશ**=એજાબને લીધે હોશ ખોહી બેસવાની હાલત થાય છે તે. "ગેર" એટલે "વગર" (ફારસી.)

(૧૫૨) **ખુદ-નમાઈનાં રોદમાં**=હુંપણાંના આવેશમાં. "રોદ" એ "નદી" ને માટે પાજંદ તેમજ ફારસી શબ્દ છે.

ગુજર પામવાનું હોય તે દીવસના મેહેરના તલુ થવાના વખત[૧૫૩] થી નીકળવા માંડે છે. આ કેહરપ નીકળવાના અંદાજ પ્રમાણે તેનું ઉસ્તાન, તેવીષી, અને ઉરવાન નીકલે છે.[૧૫૪] આપણે ઉપર જોઇ ગયા તેમ, વરજમીનાં મરકજથી શખ્સમાં યા દએમાં તે ઉરવાન ખેંચાય છે ત્યારથી તે માતાના શેકમમાં આવે છે તે વખત સુધી, શખ્સ યા દએમાં, તેમજ માતાનાં શેકમમાં જે

---

(૧૫૩) **મેહેર તલુ થવાનો વખત**=હાવનની હોશબામનો વખત, જે ખુરશેદ ઊગવાની બરોબર આગમચની ૩૬ મીનીટનો ગણાય છે. એને "**હાવનની મેહેર**" પણ કહે છે, કારણ કે ખુરશેદ ઊગવાની ૮૧ મીનીટ આગમચથી તેના સ્વા યાને કીરણો મેહેરના દખ્યુમાં ફેલાવા માંડે છે, અને અહીં ઊતરવા માંડે છે, તેથીજ સુર્યોદયની ૩૬ મીનીટ અગાઊ હમેશાં હાવન ગેહ શરૂ થયલી હોય છે.

આપણે "**હોશબામ**" ના વખતની ગણત્રી સેહેજ વીસ્તારીને જોઇશું, જેથીં "પાદ-રૂઝ" ની બાબદ સમજવામાં પણ સવળતા થશે. સુરજ ઊગવાની અગાઊનો આખો આશરે ૮૧ મીનીટ (યાને એક 'હાગ્ર') નો વખત "**હોશબામ**" નો ગણાય છે. તેમાંથી પહેલી નવ મીનીટ તવલ્લુદ (યાને પૈદા થવાની શરૂઆત) ની બાદ કરતાં ૭૨ મીનીટ રહેશે. આ ૭૨ મીનીટના બે સરખા હીસ્સા કરવા, અને તેમાંની પહેલી ૩૬ મીનીટ "**ઉશહીનની હોશબામ**" અને બાકીની ૩૬ મીનીટ "**હાવનની હોશબામ**" એમ બે ભાગે હોશબામ ખરી રીતે ગણાય છે. હોશબામની બંદગી આ બેમાંથી ગમે તે ટાઇમે કરી શકાય છે: ઊશહીન કે હાવન જે ગેહ હોય તે પઢવી.

આ "**ઉશહીનની હોશબામ**" ને "પાદ-રૂઝ" સાથે કેટલો નીકટ સંબંધ છે તે આપણે હવે પછી જોઇશું.

(૧૫૪) ઊરવાન આખા દીવસના ગમે તે વખતે રહેલત કરી જવાનું હોય, છતાં તેનું કેહરપ યાને સુક્ષ્મ બાતેની શરીર તો તે દીવસના ખુરશેદ ઊગવાની ૩૬ મીનીટ આગમચ (યાને હાવનની મેહેરની શરૂઆતથી) હમેશાં નીકળે છે, અને એક ઊરવાન સહવારના ૧૦ વાગે ગુજરયું હોય અને બીજું ઊરવાન તેજ દીવસે પાછલી રાતના ૪ વાગે ગુજરયું હોય, છતાં બન્નેનું "**ચેહારમ**" **એકજ દીવસે** કાંય પડે છે તેનું ખરૂં સાયન્ટીફીક કારણ "**જરથોશતી દએન મુજબ મરણ પછી ઉરવાનની હાલત**" **ના** ચોપાન્યાંના પાને ૬-૭ મે ઘણું ખુલાસાથી સમજાવ્યું છે.

**(ફુટનોટ ચાલુ.)**

**એકરારો તેણે કીધેલા હોય છે અને ત્યારપછી પોતાની આખી જીંદગી દરમ્યાન જે કાર્યો તેણે કીધેલાં હોય છે તે સઘળાંનું—**

---

[પાને ૬૧ થી ફુટનોટ ચાલુ.]

વળી **ઉશ્તાંન, તેવીષી અને ઉરવાંન તનુમાંથી કેવી રીતે બહાર પડે છે તેનું** બયાન પણ એજ પાનાંમાં આવતું હોવાથી, તે ફકરો ઉપલાં ચોપાન્યાંમાંથી નીચે સદાબરો ઉતારી લઇએ છીએ:—

"એક ઊરવાન જે દીવસે આ ફાની જેહાંનમાંથી રેહેલત થવાનું હોય છે યાને ગુજર પામવાનું હોય છે તે દીવસનાં સુરજનાં તલુ થવાની સાથેજ —એટલે બામદાદના વખતથીજ—જો તે ઊરવાન મરદનું હોય છે તો તેનાં જમણાં અંગુઠામાંથી તેનું "કેહરપ" યાને સુક્ષ્મ અણદીઠ શરીર નીકળવા માંડે છે, અને જો તે ઊરવાન સ્ત્રીનું હોય છે તો તેના ડાબા પગનાં અંગુઠામાંથી તેનું "કેહરપ" નીકળવા માંડે છે. ત્યાર પછી શરીરથી ઊરવાનના છુટા પડવાના વખતનાં પ્રમાણ પ્રમાણે, "ઊશ્તાન" યાને સજીવન શક્તિ નીકળવા માંડે છે, કે જે શરીરમાંના આંખ, નાક, કાન, મોઢું વીગેરે કોઇબી ભાગમાંથી નીકળવા માંડે છે. ત્યાર પછી ઊશ્તાનનાં મરતબાના પ્રમાણ પ્રમાણે થોડે વખતે "તેવીષી" નીકળવા માંડે છે. આ "તેવીષી" ના નીકળવાના વખતથીજ તે ઊરવાન પોતાની આખી જીંદગીમાં કીધેલાં ભલાં યા બુરાં કાર્યોના દરેકે દરેક બનાવો પોતાની નજર સમક્ષ બનતા જુએ છે, અને ત્યાર પછીજ તેને માટે કુદરતી કાયદે નીર્માણ થયલા વખતે તેના શરીરમાંથી ઊરવાનનું છુટું પડવું થાય છે. "જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ" ના શિક્ષણ મુજબ આ રીતે જો કદાચ એક ઊરવાન રાતનાં બાર વાગે પણ પોતાના શરીરથી છુટું પડવાનું હોય છે તે છતાં, તે દીવસનાં સુરજનાં ઊગવા સાથેજ— બામદાદના વખતથીજ—પહેલાં તેનું "કેહરપ" આગમજથી નીકળવા માંડે છે; દાખલા તરીકે, અમરદાદ રોજે રાતે બાર વાગે રેહલત કરનારનું—ગુજરનારનું—"કેહરપ" અમરદાદ રોજની સહવારની બામદાદથીજ નીકળી ચુકેલું હોય છે. ત્યાર પછી "તેવીષી" નીકળી તે પણ તેની અંદર રહે છે; અને છેવટે **માથાંના તાળકામાંથી** ઊરવાન નીકળી તે પણ તેની અંદર રહે છે. આ "કેહરપ" નો શરીરથી છુટા પડવાનો વખત જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ મારફતે સમજ્યા પછી, હવે આપણે સારી રીતે સમજી શકીશું કે, એક ઊરવાન સહવારે, બપોરે, સાંજે યા રાતે કોઇબી વખતે અને ગમે તેટલે વાગે ગુજર પામ્યું હોય, કહોની કે દીવસ ઊગવાની એક બે કલાક આગમજ પાછલી રાતે ચાર વાગે પણ જો ગુજર પામ્યું હોય છતાં, તે દીવસને આખો ગણીને ચોથે દીવસની બામદાદેજ ચેહારમનું આફ્રીન્ગાંન શા માટે કરવામાં આવતું હતું? કુદરતી રીતેજ આ સવાલ આપણા વચ્ચે ઊભો થતો હતો, કે આખા દીવસમાં ગમે તે કલાકે કોઇબી ઊરવાન ગુજર પામે તો તેનાં ગુજર પામવા-

(ફુટનોટ ચાલુ.)

એકરારોનું તથા આખી જીંદગીનાં કાર્યોનું—એક આખું ભાન તે તેવીષીના નીકળવાના વખતથી સઘળું ફરવા માંડે છે.[૧૫૫] આ ઉરવાનની જીંદગી દરમ્યાનની પોતાની નેહેસ્ત યા શાદ[૧૫૬] કારદાની મુજબ તેની પોતાની જે અઈપી[૧૫૭] અને મુરકફબ્યાતી પઈરી[૧૫૭(ક)] બંધાય છે તે અઈપીને આપણે ચાલુ રેવાજમાં

---

[પાને ૬૨ થી ફુટનોટ ચાલુ.]

ના વખતથી ૭૨ કલાક ગણતાં ચેહારમની બામદાદનો વખત તો ફેરફેર આવી શકે. પણ નહિ, આપણે જોયું છે કે ગમે તો તે ઉરવાન તે દીવસે પાછલી રાતે ચાર વાગે પણ શરીરથી કાંય નહિ છુટું પડતું હોય, તે છતાં તેનાં કેહરપનો નીકળવાનો વખત તો તે દીવસની બામદાદથીજ શરૂ થઇ ચુકેલો હોય છે. એ બાબદ સમજવા પછી ગુજર પામવાનો દીવસ સહવારથીજ શા માટે ગણાતો આવ્યો છે તે આપણે સારી રવેશે સમજી શકીશું."

(૧૫૫) **તેવીષી નીકળવાના વખતથી આખું ભાન ફરવા માંડે છે**—મરણની છેલ્લી ઘડીએ એક ઉરવાન પોતાની છેલ્લી ગુજારેલી આખી જીંદગીનાં તમામ કાર્યોનું વળું પોતાની આસપાસ ફરતું જોવા માંડે છે તેનો અહીં ઇસારો છે. આ છેલ્લા ફેરાનું વળું તે ઉરવાનની આસપાસ ત્રણ રાત જ્યારે તે આ દુન્યાંમાં સબનો સાથના સુક્ષ્મ બલુ પ્રકાશીત પ્રવાહ મારફતેના જોડાણથી રહેલું હોય છે ત્યાંસુધી એમનું એમ રહે છે, પણ પાદ-રૂઝનો હોશ પામ્યા પછી ચેહારમની બામદાદથી ફકત આએ એકજ જીંદગીનાંજ નહીં પણ ઉરવાનની પોતાની ખનીરથ બામીપરની આગલી તમામ જીંદગીઓમાં કીધેલાં કાર્યોનું એક અખંડ વળું (circle) તેનામાં સંપુર્ણ હોશ બરપા થવાને લીધે ઉરવાન કુદરતી રીતે જોવા માંડે છે, અને તે આખાં વળાંમાંથી જોઇતી આસ્નીદં ખેરદ બાંધીને છુટું થતું જાય છે.

(૧૫૬) **નેહેસ્ત યા શાદ**—'નેહેસ્ત' એટલે બદ યા ખરાબ; 'શાદ' એટલે સારી.

(૧૫૭) **અઈપી**=આપણી અહીંઆંની કીધેલી કારદાનીની બરકતથી જે ખોરેહ યા કેરદાર બંધાય છે તે. વધુ માટે જુઓ **ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧**, પાને ૪૦-૫ મે **નોટ નં૦ ૧૩૭.**

(૧૫૭(ક)) **મુરકફબ્યાતી પઈરી**=આપણી કારદાનીના જેવી (similar) બીજાઓ જે આપણા શેહેરને લગતા, ગામને લગતા યા આપણા લાગતા-વળગતાઓને લગતાઓની કારદાની મુરકફબ થઇને (યાને સાથે ભેળાઇને) બંધાય છે તે; ટુંકમાં, દરેક દેશ યા શેહેરના યા તો દરેક કોમને લગતા વિચારઆચારના જમીલાથી (collectively) જે ખોરેહ બંધાય છે તેને '**પઈરી**' કહે છે.

"કેરદાર"[૧૫૮] તરીકે ઓળખીએ છીએ. આ કેરદાર તે ઉરવાનની સામે જીંદગી દરમ્યાનના શાદ યા બદ મીશ્ર અને માંશ્ર સહીત આ વખતે હાજર થાય છે. આ કેરદાર હાજર થવાની સાથેજ તે ઉરવાન પોતાની શાદ યા બદ અદાપીનાં અંદાજ પ્રમાણે ખુશાલીમાં રહે છે યા અફસોસ કરે છે.

---

(૧૫૮) **કેરદાર**—આ બોલ આપણાં લોકોમાં ઘણો જાણીતો છે, અને ચેહારમની બામદાદે એક ઊરવાનનો પોતાની કરણી મુજબની નેક યા બદ કેરદાર, એક ઘણીજ ખુબસુરત યા ઘણીજ બદસુરત કન્યાની સાંકલમાં તેને આવીને મલે છે તે બાબે **હાદોખ્ત નુસ્ક**માં આવતું વર્ણન ઘણાં વાંચનારાંઓને રોશન હશે. છતાં "**કેરદાર**" ની વ્યાખ્યા (definition) ખાસ લોગતીક અર્થ તરીકે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ મુજબ નીચે પ્રમાણે છે:

"ઊરવાન જ્યારે આ ખાકી દુન્યામાં હોય છે ત્યારે તેનાં વિચારો, આચારો, સખુનો, અને કામોનાં પ્રમાણ મુજબ તેની કેરદાર બને છે કે જેને આપણે "ખોરેહ" ના નામથી ઓળખીએ છીએ. હવે જેટલાં પ્રમાણમાં એક ઊરવાનનાં વિચાર, આચાર અને રહેણીકરણી શુદ્ધ, પવિત્ર અને અપવિત્ર હોય છે તેટલા પ્રમાણમાં તેની કેરદાર યાને ખોરેહ પણ સુક્ષ્મ, પ્રકાશીત, યા સ્થુલ અને ગદલા પ્રકારનું હોય છે. તેમજ કુદરતી જુજ યાને બેપણાંના કાયદા મુજબ Law of Polarity ના અમુક કાયદા મુજબ—આપણા વિચાર આચારોથી જે ખોરેહ બને છે તે હમેશાં બે પ્રકારનું બને છે. આ પવિત્ર યા અપવિત્ર ખોરેહનો જે સ્થુળ જાહેરી ભાગ તે તેની જીવતી હાલતમાં તેનાં ખોરેહ તરીકે રહે છે,—કે જે તેનાં મરણ વખતે તેનાં કેહરપની આસપાસ ફરી વળીને "કંગદેજી" ના મરકજ સુધી રહે છે. તેમજ જે સુક્ષ્મ બાતેની ભાગ છે તે "વરજમી" નાં મરકજ ઊપર એક સુક્ષ્મ કેરદારનાં રૂપમાં રહે છે. આપણા અવસ્તા પ્રમાણે, જે ભલી, ખુબસુરત, યા બદસુરત, બુરી કેરદાર, તેને સામે મળે છે તે આ મરકજપર જ્યારે તે ઊરવાન પોંહચે છે ત્યારે તેને તે મળે છે. "કંગદેજી" તબકાપરની સ્થુળ કેરદાર નીકળી જવા પછી, આ "વરજમી" ના મરકજ ઊપર ઊરવાનનાં આવવા સાથેજ આ સુક્ષ્મ કેરદાર તે કેહરપની આસપાસ ફરી વળીને હમેશાં તેની આસપાસ ફર્યા કરે છે."

**(જુઓ "જરથોસ્તી દએન મુજબ મરણ પછી ઉરવાનની હાલત, પાને ૨૨-૨૪ મે.)**

"પાદ-રૂજ" એટલે પોતાની કારદાનીના હીસાબનો ચુકાદો એક ઊરવને પોતે જોઈ લેવાનો વખત, જે ત્રીજી રાતની ઉશહીન ગેહની હોશબામનો વખત છે.

**આ કેહરપ નીકળવાના વખતથી ૫૪ "હાથ્ર" યાને ૭૨ મે કલાકે, તે ઉરવાનને પોતાની કરણીનો કેવો બદલો મળશે તે ઉરવાનને કુદરતના અચુક કાયદે જાહેર થાય છે, તે જાહેર થવાના વખતને આપણામાં "પાદ-રૂઝ"[૧૫૯] તરીકે કહેવામાં આવે છે.** વધુ ખુલ્લા શબ્દોમાં બોલ્યે તો,—એક ઉરવાને પોતે જે એકરારો, મરદ હોય તો શખ્સમાં યા ઓરત હોય તો દએમાં, તથા "વન્તર" માં, તેમજ પોતાની માદરનાં શેકમમાં કીધેલા હોય છે તે આ દુન્યાંમાં પોતાના એજાબને લીધે પોતાની જીંદગી દરમ્યાન ભુલી જાય છે, અને જીવતી જીંદગી દરમ્યાન તે ઉરવાન નેહેસ્ત યા શાદ—પોતાની મરજી માફકના કાર્યો—કુદરતમાં ખરેખર તે સારૂંજ પ્રતીફળ લાવશે કે કેમ તે પીછાણ્યા વગર કર્યું જાય છે. પણ જ્યારે તે ઉરવાન રહેલત થવાનું હોય છે તે દીવસના શખ્સના તલુ થવાની સાથે તેનું જે કેહરપ નીકળવા માંડે છે તે કેહરપ નીકળવાના વખતથી બરાબર ૫૪ હાથ્ર યાને ૭૨ કલાકેજ તે ઉરવાનને પોતાના જે એકરારો કીધેલા હતા તે ભુલી જઈને જે કાર્યો જીંદગી દરમ્યાન કરી આવ્યું છે તેનો કુદરતમાં પડેલો ખરેખરો બદલો શું મળશે તેનું જે ખરેખરૂં ભાન થાય છે તે વખતેજ "પાદ-રૂઝ"[૧૫૯]—યાને કે **કુદરતમાં પડેલો**

---

(૧૫૯) **"પાદ-રૂઝ"** યાને કે **'ઉઠમણું'** ખરેખર શાને કહેવું, તે વખતે ઊરવાન કેવી હાલતમાં હોય છે, અને ઊઠમણાંનો ખરો પ્રસંગ પાછલી રાતેજ ચેહારમની બામદાદની તુરત આગમચજ કાંય કુદરતી રીતે આવે છે, તે આ આરટીકલમાં ઘણીજ સાયન્ટીફીક રીતે અસલ જરથોસ્તી દએનની ફીલસુફી મુજબ તુલોતવીલ સમજાવવામાં આવ્યું છે. એક ઊરવાને પોતાની જીવતી જીંદગીમાં જે બધી કારદાની કીધી હોય છે તેને લગતો કુદરતમાં નોંધાઈ ગયલો અચુક બદલો તેને શું મળશે તે જોવાનો સંપુર્ણ હોશ ઊરવાનમાં ગુજરવા પછીની ત્રીજી રાતેજ ઊશહીનના છેલ્લા કલાકેજ

(ફુટનોટ ચાલુ.)

**તેનાં પોતાનાં કાર્યોનો ખરેખરો શું બદલો મળશે તેનું ભાન થવાનો રોજ**—તરીકે કહેવામાં આવે છે. આ "**પાદ-રૂઝ**" ને આપણા સાધારણ રેવાજી ગુજરાતી બોલમાં આપણે પાછલી રાતનું "**ઊઠમણું**" તરીકે કહીએ છીએ.

---

[પાને ૬૫ થી ફુટનોટ ચાલુ.]

ખરેખર બરપા થાય છે, તેજ બરાબર વખતેજ "પાદ-રૂઝ" યાને "ખરો ઊઠમણાંનો વખત" ગણાય છે, અને તેજ બરાબર વખતે "પાદ-રૂઝ" ની યાને કે ઊઠમણાંની ક્રીયા કરવાનો હોકમ જરથોસ્તી દએનમાં ફરમાવેલો છે. ગુજરવા પછીની પહેલી ત્રણ રાત ઊરવાન નીમ-હોશદારી યાને અરધાં-ભાનની હાલતમાં પોતાનાં માથાંવાલી સચકારની જગ્યાએ ખુશાલી યા દલગીરી દર્શાવતું રહે છે, અને ચેહારમની બામદાદ અગાઊજ સંપુર્ણ હોશમાં આવી ચેહારમની બામદાદે અહીંથી વીદાયગીરી કરે છે એમ "હાદોખ્ત નુસ્ક" પણ જણાવેછે. ગુજરવા પછીની ત્રીજી રાતની ઊશહીનના છેલ્લા કલાકેજ ઊરવાન પોતાની પુર હોશદારીમાં આવે છે કે જેથી પોતે દુન્યાંમાં કીધેલાં કાર્યોનો ખરો બદલો પોતાનાં ખુલેલાં ભાનથી એકદમ પામી જાય છે, તે બાબે **વંદીદાદ, ફરગરદ ૧૯, ફકરા ૨૮ માં** ખુલ્લી સાહેદત મલે છે કે:

**થ્રિત્યાઓ ક્ષપો વીઉસઇતિ ઉષિ રઓચઇતિ બામ્ય.**

યાને કે "**ત્રીજી રાત હોશને પ્રકાશ આપે છે, અને ઝળકતાં ભાનનો પ્રકાશ આપે છે.**"

વળી, **પહેલવી વંદીદાદ** પ્રમાણે પણ ગુજર્યા પછી ઊરવાનનો હોશ પુરેપુરો ખુલવાનો વખત (જેને 'ઊઠમણું' સાધારણ ગુજરાતીમાં કહીએ છીએ તે) ગુજર્યા પછીની **ત્રીજી રાતેજ** આવે છે. ત્યાં ખુલ્લું જણાવ્યું છે કે:

**સતીગર લીલીઆ બરા વચીહરની અમત હોશ રોશનીનેદ બામીક.**

યાને "**ત્રીજી રાત પ્રકાશ સાથની, કે જ્યારે હોશને ઝળકતો રોશન કરે છે.**"

પહેલવી "**દાદીસ્તાને દીના,**" પુરસેશન **૨૯** માં તો એથીબી ખુલ્લું ત્યાં કરવામાં આવ્યું છે કે **ઉશહીન ગેહની હોશબામ** યાને કે **ખુરશેદ** ઊગવા આગમચની ૭૨ મીનીટમાંની પહેલી ૩૬ મીનીટ (**હોશબામ**-

(ફુટનોટ ચાલુ.)

## ઊઠમણાંની ઊજીરન ગેહમાં કાંય જરૂર નથી, તથા ઊશહીન ગેહમાં કાંય થવુંજ જોઈએ, તેનું ઊસુલ્યાતી મૂળ કારણ.

આ રીતે જોતાં, આપણને માલુમ પડશે કે આ "**પાદ-રૂઝ**" યાને ઉઠમણાંની ક્રીયા, જ્યાં સુધી તે ઉરવાનને પોતાનાં

---

[પાને ૬૬ થી ફુટનોટ ચાલુ.]

ના વખતની ખરી સાયન્ટીફીક અસલ ગણત્રી માટે જુઓ ઊપર આપેલી **ફુટનોટ નં૦ ૧૫૭**) ની વખતેજ ઊરવાન **પોતાની પુર રોશન હોશ-દારીમાં આવી** પોતાની કરણીનો અચુક કુદરતી હેસાબ-શુમાર જોઈ લે છે અને હેસાબ-શુમાર થયા પછી તુરત ચેહારમની બામદાદે આ દુન્યાંમાંથી સેવટનું વિદાય થાય છે. તે ફકરો નીચે મુજબ છે:

**જ.ક હંગામ અમત જ.ક હમાર ચેહવુનેદ રેઆનાન બઈન હોશહઈન બામ-ઈ-હોશ, અમત વલ હમાર વજ.લુન્દ અશાન વતાર પવન હોશ-ઈ-બામીક.**

યાને "**તે વખત કે જ્યારે રવાનોની કરણીનો હેસાબ-શુમાર થાય છે તે ઊશહીન ગેહનો હોશબામનો વખત છે, અને જ્યારે તેઓનો હેસાબ-શુમાર થાય છે, ત્યારે તેઓ ઝળકતી રોશન હોશ-દારી** (brilliant consciousness) **સાથે હયાંથી પસાર થાય છે.**"

હાલમાં આપણાંમાં બે વખત "ઊઠમણું" કરવામાં આવે છે: એક તો ત્રીજે દીવસે બપોરના પાછલા પોહોરે ઊઝીરન ગેહમાં, અને બીજું તો તેજ દીવસે પાછલી રાતે ઊશહીન ગેહમાં. આપણે ઊપર જોયું છે કે ઊશહીન ગેહમાં પાછલી રાતનું ઊઠમણું, જે "પાદ-રૂઝ" તરીકે પણ ઓળખાય છે, તે કેટલું બધું ઊરવાનને માટે અગત્યનું છે, અને તેને ખુદ હાલમાં બચેલાં અવસ્તા-પહેલવી સાહીત્યમાંથી પણ, નહી તોડી શકાય એવો ધરખમ ટેકો મળતો આપણે ઊપર જોયો છે. બીજા હાથ ઊપર, પાછલા પોહોરનુ ઊઝીરન ગેહનું ઊઠમણું કરવાનો ચાલ તો ફકત હીંદુસ્તાનમાં આવ્યા પછી દેખાદેખીથી પડી ગયો છે, કે જે વખતે મોટી મીજલસ બોલાવી ગુજર-નારને નામે નાણાંની સખાવત કરાવવાનો મુળ હેતુ રહેલો હોય છે એ તો જાણીતી વાત છે. આ ગુજરનારનાં પુનને માટે થતી પૈસાની સખાવતનું પુન તે ગુજરનારને શું ખરેખર પુગે છે કે, તેમજ ગુજરેલાં માટે ખરી "રાહી"

(ફુટનોટ ચાલુ.)

કાર્યોનો કુદરતમાં પડેલો ખરેખરો શું બદલો મળશે તેનું ખરેખરૂં ભાન થવાનો જે કુદરતથી મુકરર કીધેલો વખત તે વખત થાય નહીં ત્યાં સુધી, કદી પણ કરી શકાય નહીં.

---

[પાને ૬૭ થી ફુટનોટ ચાલુ.]

સખાવત કઇ છે તે બાબે **"પાયમોજદ"** ની બાબદ વખતે આગલ જતાં **ફુટનોટ નં૦ ૨૦૬** તથા **નં૦ ૨૦૮** માં ખુલાસો કરવામાં આવશે. વળી આ પાછલા પોહોરનાં કહેવાતાં ઊઠમણાંને અવસ્તા સાહીત્યમાંથી કશો ટેકો મળતો નથી; તેથી ઊલટું "ઊઠમણું" ઊઝીરન ગેહમાં નહી પણ ત્રીજી રાતની ઊશહીનના છેલ્લા કલાકેજ કુદરતમાં બને છે, એમ આપણે અવસ્તા-પહેલવી સાહદતોથી ઊપર પક્કે પાયે જોયું છે.

હાલમાં, આપણા વચ્ચે "ઊઠમણું કયું ખરૂં?—ઊઝીરન ગેહનું કે ઊશહીન ગેહનું?" તે સવાલ જોશભેર ચર્ચાય છે, તે વખતે જો ઊઠમણાંની ક્રીયાની ખરી મતલબને ઊપર મુજબ ધ્યાનમાં રાખવામાં આવે તો, કેટલાક કાબેલ અને શીખેલા ગણાતા ક્રીયાકામને ચાહનારા શખ્સો પાછલી રાતનું સૌથી અગત્યનું ઊઠમણું કહડાવી નાંખી, ફકત બપોરનું બીન-અગત્યનું ઊઠમણુંજ રાખવાની કોમને જે સૌથી નુકસાનકારક ભલામણ જાહેરમાં કરતા રહ્યા છે, તેથી જરૂર તેઓ હાથ ઊઠાવશે. ઊઠમણાંની સૌથી મોતેબર ક્રીયાની ખરી અસલ ખુબી અને બુલંદી આપણા વચ્ચેથી ભુલાઇ જવાના સબબેજ આમ બનવા પામે, પણ હવે ખરી હકીકત ઊપર મુજબ જાણ્યા પછી તો ઊશહીન ગેહના ઊઠમણાંને બીન-જરૂરી ઠેડવી તેને કોમમાંથી કહડાવી નાંખતા દાનાવ શખ્સોએ અટકવું ઘટે છે. ભલે, ઊઝીરન ગેહનું ઊઠમણું ચાલુ રહે, તેથી ઊરવાનને કશું નુકસાન થતું નથી, જો કે તે ઊરવાનને માટે તે વખતના તેની અર્ધ-હોશવાળી હાલત જોતાં, (પહેલા ત્રણ દીવસ સુધી તે કાંય નીમ-હોશમાં રહે છે તેની બારીક સમજણ માટે જુઓ અગાઊ આપેલી **ફુટનોટ નં૦ ૫૩**) તે મીઝ્રનો ક્રીયા તેને કારગત થઇ પડતી નથી, અને જો ખર્ચ બચાવવાની મકસદથીજ (અને નહી કે બીજી ત્રીજી પોતીકી મતલબથી) બે ઊઠમણાંને બદલે **એક વારનુંજ ઊઠમણું** બાયજ રાખવાની હીમાયત કરવામાં આવતી હોય, તો ઊરવાનનોજ ફાયદો ધ્યાનમાં રાખતાં અને જીવતાંઓની મતલબ અને સગવડ નહી સાંધતાં, ખરેખર તો મોતેબર ઊશહીનનાં ઊઠમણાંનેજ ચાલુ રાખવાની ભલામણ કોમને ખરેખર તો કરવી ઘટે છે, અને તદન બીનજરૂરી પાછલા પોહોરનાં ઊઠમણાંને રૂખસદ અપાય તો કંઇબી વાંધો નથી. જો પાછલી રાતે ઊશહીનમાં આપણ-

(ફુટનોટ ચાલુ.)

**આ "પાદ-રૂઝ" ની ક્રીયાનો વખત છેલ્લા ૫૪ મા "હાસ્ર" નોજ—યાને ચેહારમની બામદાદની આગમનનોજ—મુકરર થયલો છે, અને આ એક "હાસ્ર" આજના વખતની ગણત્રી પ્રમાણે એક કલાક ને વીસ મીનીટનો થવા જાય છે.**

---

[પાને ૬૮ થી ફુટનોટ ચાલુ.]
ને જીવતાંઓને ઊંધ વેચીને ઊજાગરો વટીક વેઠવો પડતો હોય, તો તે આપણે કોણને ખાતર અને કયા મોતેબાર પ્રસંગે કર્યે છીએ તે મુદ્દલ ભુલી જવું જોઇતું નથી. જે ઊરવાનની સાથે રાત દીવસ આપણે વસ્યા હતા અને જેની તરફ આપણો પ્યાર સદા વહેતો હતો અને કામ પડવે આપણો જીવપ્રાણ કાઢી આપતા હતા, તેને શું તેની સૌથી અગત્યની કટોકટ વખતે—ત્રીજી રાતનાં ઊશહીન ગેહના છેલ્લા કલાકે પોતાની કીધેલી કરણીની જોખમદારી જોવાનો જે સંપુર્ણ હોશ ઊરવાનને થવા માંડે છે તે ગંભીર પ્રસંગે, તેને બેહદ રાહત આપવા યા તો તેની ખુશાલીમાં પુષ્કળ વધારો કરવા કાજે, આપણને વખ્શુરાંન સાહેબે આપેલી "પાદ-રૂઝ" ના મીઞ્રની ક્રીયા જે હાલમાં **ધુપ-નીરંગ** તરીકે બચી રહી છે, જે મરણ પછીની એક સૌથી મોતેબર, નહી હડસેલી શકાય એવી મહાન ક્રીયા છે, તે કરવાથી થોડીક આપણી કહેવાતી દુન્યવી સગવડને ખાતર શું કદીબી બાકાત રહીશું? ના, ના, કદીબી નહી! પારસી કોમમાંથી જમાનાની ગીરદેશથી ઘણું ભુલાઇ ગયું છે, ઘણું ખોહવાઇ ગયું છે,—પણ મરણ પછીના પ્રસંગ અને મરણ પછીની ક્રીયાઓ માટે હજી તે પોતાનો જાન શીદા અને સદકે કરે છે! વાસ્તે અએ હમદીનો! ગમે તેવાં શીખેલાં કેળવાયલાં ગણાતાં ભેજાંઓ—પછી તેઓ કોમના આગેવાનો, રાહબરો કે દસ્તુર-દાવરો કાં નહી હોય—તમને પાછલી રાતનું ઊશહીનનું ઊઠમણું કાહાડી નાંખવાની ગમે તેવી નાલાયક અજરથોશ્તી ભલામણ કરે, તોપણ તમો જરથોશ્તી દીનને કનૂનને આધારે આ ચોપાન્યાંમાં કુદરતી નીરમાણ થયેલી મેહેરબાનીથી હાલમાં આપણા જાહેરી ટોલામાં થોડાઘણા કડકેકુકલે બચેલામાંથી અવસ્તા અને પેહેલવી શાહદતો સાથે આપવામાં આવેલી **"પાદ-રૂઝ"** અને તેની **"સંપુર્ણ ક્રીયા"** બાબેની સીલસીલાબંધ તુલોતવીલ સમજણને દીલમાં કોતરી રાખી, હરહમેશ ત્રીજી રાતે ઊશહીનમાંજ ઊઠમણું ચાલુ રાખજો, અને તેમ કરી એક હાથ ઊપર તમારાં વ્હાલાં ગુજરેલાં ઊરવાનને અત્યંત ખુશાલી ભરેલી કટોકટ બર-વખતની મદદ કરી, તેના બદલામાં તેની તરફના અનુપમ આશીશો તમો સદા ભોગવતા રહી, જરથોશ્તી દએનની આ એક સૌથી મોતેબર **બર-કતની** "પાદ-રૂઝ" ની ક્રીયાને જાવેદાન સુધી જાળવી રાખી તમારી આવતી ઓલાદને આપી જઈ સુખી કરજો! આમીન!

અહીં નોંધવું કે આ પાદ-રૂઝ યાને પાછલી રાતનાં ઊઠમણાંની ક્રીયા જે ઘેરમા ઊરવાન થયું હોય ત્યાંજ બરાબર વખતસર થવી જોઇએ, અને **હાલનાં બપોરનાં ઊઠમણાંની માફક દરેમેહેરમાં કદી કરવી જોઇએ નહીં.**

## ઊશહીન ગેહમાં ઉરવીસ-ગાહમાં થવી જોઈતી પાંચ બાજો.

શરૂઆતમાં, આ "પાદ-રૂઝ" ની ઉશહીન ગેહની શરૂઆતના સવા હાવ્ર[૧૬૦] પછી જઓતા, આતરવક્ષ યા હાવનાનના મરતબાવાળા યોજદાથ્રેગર મોબેદ જે "ખુબ" સાથે તૈયાર રહેલા હોય છે તેવણુ પોતાની ફરજયાત ગુજારયા પછી, "પાદ-રૂઝ"ના ઉશહીન ગેહની બાજ તે ઉરવાનની નઇયતે ઉરવીસ-ગાહમાં ઇજવી શરૂ કરે છે, જે વખતે તે ઉરવાનની નઇયતે બસ્તે-કુસ્તીઆંન જરથોસ્તીને હાથનોજ સીવેલો અખંડ સીઆવ[૧૬૧] જે ચોખ્ખાં પાણીથી ધોઇને સુકવીને તૈયાર રાખેલો હોય છે તે તથા વાસણની જોડ સાથે લઇને ઇજવામાં આવે છે. આ બાજમાં નીચલી પાંચ બાજો ઇજવાનું ખાસ ફરમાન આપણી જરથોસ્તી દએનમાં

---

(૧૬૦) **ઉશહીન ગેહની શરૂઆતના સવા હાવ્ર પછી ફરજયાત કરી**—મધરાત લોકલ **૧૨ વાગાથી તે ૧ ને ૪૦ મીનીટ** સુધી માંથ્રવાની ભણવાની જે મનાઇ કરવામાં આવી છે, તે બાબે અહીં ઇસારો છે. આખા દીવસની ગતી પછી, આપણી પૃથ્વી રોજ રાતે ૧૨ વાગે જે ઝોંક ખાઇને નવેસરથી પોતાની ધરીપરની ચાલ બદલે છે તે વખતે શાસના સુર્યાસ્ત પછીના મળતા આડકતરા સ્વા યાને કીરણો પણ પૃથ્વીને બરોબર જોઇતાં પ્રમાણમાં રાતનાં ૧૨ વાગા પછી સવા હાવ્ર સુધી (યાને ૧૦૦ મીનીટ) પુગી શકતા નથી, જેથી ગાથેક (જુઓ આગલ આપેલી **ફુટનોટ નં૦ ૭૪**) નું જોર આ ટાઇમે ઘણુંજ વધી જાય છે, અને આ ટાઇમ દરૂજ પુર બહારમાં કાર્ય કરે છે. તેથીજ આ આખા વખત દરમ્યાન આમ લોકોને માંથ્ર મુદલ નહી ઊચ્ચારવાની ખાસ તાકીદ કરેલી છે, કારણ કે તે કાર્યસાધક થવાને બદલે કતે થઇ જવાથી નિરથક જાય છે. તેટલા માટે, અમલથી રહેનાર એક યોજદાથ્રેગરની માફક અમલદારીનો સીલસીલો આમ લોકોમાં રહેતો નથી તેથી અમલદાર સીવાય આમ લોકોનેજ મનાઇ છે.

(૧૬૧) આ પાદ-રૂઝનો **સીઆવ** તથા બીજા દરેક સીઆવ એક બસ્તે-કુસ્તીઆંને સરોશની ક્ષનૂમન સાથની કુસ્તી કરીને, "યથા" "અષેમ" ભણતાં ભણતાં સીવવાનું આપણા જરથોસ્તી ધર્મનું અસલ ફરમાન છે. પાદ-રૂઝની ક્રીયા માટેના સીઆવ સીવાય, બધા સીઆવ હમેશાં ઓછાંમાં ઓછાં નવ હાથ જેટલાં કપડાંનો **અખંડ** મુકવામાં આવે છે, અને જો મકહુર હોય તો પછી ગમે તેટલો વધારે મુકે, અને તે કપડું મગવોને, દસ્તુર, યોજદાથ્રેગરોને, આબેદોને, સાલેકોને, દુરવેશોને આપતા

(ફુટનોટ આગ્ગ.)

ફરમાવેલું છે: પહેલી **મીનોરામની** બાજ ઇજવામાં આવે છે; ત્યારપછી **રશ્નેઆશતાદની**; ત્યાર પછી જો **મરદ હોય તો મેહેર યજદની અને ઓરત હોય તો મોહોર યજદની** બાજ[૧૬૨] ઇજવામાં આવે છે; ત્યારપછી **સરોશની** બાજ ઇજીને છેલ્લે **અરદાફ્રવશની** બાજ ઇજવામાં આવે છે. આ છેલ્લી અરદાફ્રવશની બાજ ઇજતી વખતે પેલા સીઆવ

---

[પાને ૭૦ થી ફુટનોટ ચાલુ.]

હતા, કે જે લોકો એ કપડાંનો સદઊપયોગ કરીને ઊરવાનની નઇયતના બોઝથી ઊપર અવસ્તાનો અમલ કરતા હતા, જેથી એક ત્રત્યાંસ (⅓) ભાગ જે ઊરવાનની નઇયતનો હોય તેને અને બે ત્રત્યાંસ (⅔) ભાગ તે અમલ કરનારને સવાબ હાંસેલ થાય છે.

વળી ઊપલાંજ કારણથી, પહેલા પાદ-રૂઝના **સીઆવ**નાં કપડાંમાંથી જે પાદ-રૂઝની ક્રીયામાં પેશ યાને વડો હોય તેનાં તનનો સરાપા (સર + પા) બનાવીને આપવો જોઇએ, (યાને પાદ-રૂઝ માંડનારનો માથાંથી પગ સુધીનો સંપુર્ણ સફેદ પોશાક સીવાડીને આપતા હતા), કે જે પાદ-રૂઝનીજ ક્રીયાનો હીસ્સો ઊરવાનને અને તે પાદ-રૂઝની ક્રીયા કરનારને બરાબર અર્ધે હીસ્સે મલી શકે છે. ત્યાર પછીની કોઇબી ક્રીયાનો સીઆવ, અખંડ ઓછામાં ઓછા નવ હાથ કપડાના કટકાનો, યા તેથી મકદુર હોય તો વધુ અખંડ કપડાંના કટકાનોજ ઊપર મુજબ રાખવો જોઇએ.

(૧૬૨) હાલમાં આપણાંમાં (મરદ ઓરત મુજબ) મેહેર કે મોહોર યજદની બાજ ઇજવામાં આવતી નથી, પણ એ હાલની રસમનો બી ખરો સંતોષકારક ખુલાસો જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ નીચે મુજબ આપે છે:

અગાઊ ઊરવાનના મરતબા અને લાયકાત મુજબ તેને લાયકની ક્રીયાઓ થતી હતી. જન્મ, મરણ, નવજોત કે લગન વીગેરે પ્રસંગે હર હમેશ સૌથી વડા સ્રોષાવરેજ સાહેબ જેવણ પોતાની ઊરવાનીક શક્તીઓ પુર ખીલેલી ધરાવતા હતા તેવણનોજ યા તો તેવણની પછીના જે પેશ સાહેબો હોય તેઓની સલાહ પુછીનેજ ક્રીયાકામ તે ઊરવાનને બરનું કરવામાં આવતું હતું. દાખલા તરીકે, જોડાંની ક્રીયા, હાલમાં આપણા વચ્ચે એવા કોઇ મહાન સ્રોષાવરેજ સાહેબ નહી હોવાને લીધે, દરેક પરણેલાંના બાબમાં કરવાનો એક રવૈયો પડી ગયો છે, પણ અસલ તો ફકત જે અશોઇ પાકીજગીમાં પુર પરણેલું જોડું **"ખએત્વદથ"** (એ બોલનો લંબાણ સમજણ **માટે જુઓ ફ્રશો-ગર્દ પુ. ૫, અંક ૧,** પાને ૪૦ મે **નોટ નં. ૧૧૫** તથા **હેઠળ ફુટનોટ નં. ૧૯૫.**) ને લગતું હોય, અને તેનો **"ખએત્વદથ"** થવાનો હોય તેવા ઘણાંજ કવચીતજ બનતા કેસમાંજ **"જોડાંની ક્રીયા"** ચેહારસને

(ફુટનોટ ચાલુ.)

**તથા વાસણ પણ સાથે ઇજવાનું ફરમાન છે. આ બધું ૫૪ મા હાઅ્રની શરૂઆતની આગમજ પુરૂં થવા પછી, ૫૪ મા હાઅ્રની શરૂઆત થતાંજ "પાદ-રૂઝ" ની ક્રીયા શરૂ કરવામાં આવે છે.**

---

[પાને ૭૧ થી ફુટનોટ ચાલુ.]

દીવસે કરવાનો ખાસ હુકમ સ્રોષા-વરેજ સાહેબ યા કોઇ પીશ મરતબાના અમલદાર પોતાની શકતીના બળે ફરમાવતા હતા.

એજ મુજબ, ઊરવાનોના મરતબા મુજબ, ઊશહીન ગેહની બાજમાં મેહેર કે મોહોર (મરદ-ઓરત પ્રમાણે) ની બાજ કરવી કે નહી કરવી તે બાબે સ્રોષાવરેજ કે પેશ સાહેબની પહેલાં હરહમેશ સલાહ લેવામાં આવતી હતી જો એક ઊરવાન જીંદગી દરમ્યાન સઘળી તરીકતો ઊપર ઊસ્તવાર રહીને ખરા જરથોશ્તી તરીકે રહીને જીંદગી નહી ગુજારતાં જો 'દુજખ' થવાનું હોય યાને ફરીથી જન્મ લેવાનું હોય, તો તે ઊરવાનને માટે એક સ્રોષાવરેજ યા દસ્તુર પોતાની અશોઇની શક્તિથી તે ઊરવાનનો મરતબો પીછાણીને આ મેહેર કે મોહોર યજદની બાજો ધરવાને ફરમાવતા હતા. પણ જે ઊરવાન બધી તરીકતો પાળીને અશોઇ મેળવી આ દુન્યાંમાં પાછું નહી આવનાર હોય પણ "દાદારે ગેહાન" ને માટે તૈયાર થયલુ હોય છે, તો તેવાં "દાદારે ગેહાંન" ને લાયકના ઊરવાનને માટેજ આ મેહેર કે મોહોર યજદની બાજ ધરવામાં આવતો નહી હતી. ત્યારે હાલની ઊપલી બાજો નહી ધરવાની રસમમાં ઊપર મુજબ કાંઇક અસલ વજુદ સમાયલું છે, છતાં સંપુર્ણ બીના જમાનાની ગીરદેશથી ભુલાઇ ગઇ છે. હાલમાં સ્રોષાવરેજ કે વડા દસ્તુર આપણે નહી ધરાવતા હોવાને લીધે તેમજ હાલમાં આપણ બસ્તેકુસ્તીઆંનોની ધર્મ સંબંધી આંધાધુંધી હાલતને નેગાહમાં લેતાં આ અવશ્યનું થઇ પડે છે કે આ મેહેર કે મોહોર (મરદ-ઓરત મુજબ) યજદની બાજ ઊશહીન ગેહની બાજ વખતે ઇજાવવી બહુ સલાહ-કારક, જરૂરની અને કાયદેસરની થઇ પડે છે, એમ આપણે એ બાજ ઇજાવવાની અસલ સંપુર્ણ તરીકત મુજબ કબુલ કરવું પડે છે.

અહીં નોંધવું, કે જોકે સાધારણ રીતે બધી બાજ "અઇપીની ક્રીયા" હોવાના સબબે બીજી બધી અઇપીનો ક્રીયાઓની માફક ક્રીયાકામ કરાવનારનાં મકાનમાંજ થવી ઘટે છે, જે બાબે આગલ જતાં **ફુટનોટ નં૦ ૨૨૪** માં બારીકીથી ખુલાસો મળશે, પણ પાદ-રૂઝના ઊશહીન ગેહની આ બાજ તેમજ ત્રણ દીવસ ગેહેગેહ સરોશની બાજ નજદીકની દરેમેહેરની ઊશ્વીસ-ગાહમાં ધરાવવી જોઇએ, કારણ કે, **પહેલવી વંદીદાદ, ફરગરદ ૧૨** માં જણાવ્યું છે તેમ, એ બરશ્નુમ સાથની ક્રીયાનું કામ જે ઘેરમાં ઊરવાન થયું હોય તે ઘેરમાં ત્રણ દીવસ સુધી થઇ શકે નહી. સરોશનું પાત્રું તથા ઊઠમણું ઘેર થયે થાય છે તે ક્રીયાઓ અને આ ક્રીયાનો ભાગ તદનજ જુદો છે.

## "પાદ-રૂઝ" ની ક્રીયા તે કેઈ ? પાદ-રૂઝની અનજુમન; "પાદ-રૂઝ" ની ક્રીયામાં લેવી જોઈતી ચીજો; તે વખતે આતશ ન્યાએશ કરવાની તરતીબ.

**આ "પાદ-રૂઝ" ની ક્રીયા** કેવી રીતે કરવી જોઇએ તેની સમજણ લેવાની કોશેશ કરીશું. અસલ આપણી જરથોશ્તી તરીકત મુજબ, કુદરતી માંથ્ર અને મીથ્રના કુદરતના અચુક કાયદાને આધારે, અસલના વખતમાં આપણામાં તે ઉરવાનને માટે બરાબર ૫૪ મા હાથના વખતમાં "પાદ-રૂઝ" કરતો વખતે મીથ્ર[૧૬૩] કરવાની ખાસ આઇન હતી.

---

(૧૬૩) અહીં **મીથ્ર** એટલે સાધારણ જેમ મનમાં આવે તેમ દોડાવેલા પોતાના બાંધી લીધેલા વિચાર નહી, પણ **જરથોશ્તી દએને** શીખવેલા જુદા જુદા માંથ્ર તથા યસ્ન (યાને ક્રીયા)ને પેશ પડતા તે વખતે કરવા જોઇતા, મોતેબર, કુદરતનાં મરકજોને લગતા બુલંદ **વિચારો**નેજ અહીં "**મીથ્ર**" તરીકે ખાસ ઓળખાવવામાં આવ્યા છે. દાખલા તરીકે, "પાદ-રૂઝ" વખતે કયા બુલંદ **મીથ્ર** ઊરવાન માટે ફેંકવા જોઇએ, તે જરથોશ્તી દએને શીખવેલા છે. જે આગલ ચાલતાં લખાણમાં આપેલા જોવામાં આવશે. દરેક માંથ્રના ભણતર સાથે પણ તેના "મીથ્ર" કરવાનું અસલ જરથોશ્તી ફરમાન છે. કમનસીબે હાલમાં "મીથ્ર" ની બાબદ તો આપણા વચ્ચેથી ભુલાઇજ ગઇ છે, અને ભણતી વખતે અસલ મીથ્ર તો રહ્યા પણ સાધારણ સારા વિચારો રાખવાનું પણ મુશ્કેલ થઇ પડયું છે. જરથોશ્તી દએને તો "માંથ્ર" ની સાથે "મીથ્ર" ને પણ એકસરખી અગત્યતા આપી બન્નેને એકજ સરખી સપાટી ઊપર રાખવાની ખાસ તાકીદ ફરમાવી છે. આપણ બસ્તેકુસ્તીઆનોને તો "સાહેબે-મીથ્ર" (Masters of Thought) થવાનું છે, પણ તે યાદ રાખવું કે બધી જરથોશ્તી તરીકતો પાળીને અશોઇની મારફતેજ તેમ બનવાનો હુકમ છે. બાકી દમ ઘુંટીને યા બીજા એવા શારીરીક પ્રયોગોથી મનને એકાગ્ર કરવાની આપણ બસ્તેકુસ્તીઆનોને સખત મનાઇ કીધેલી છે, કારણ કે ઊરવાનને તેથી ઘણું ખમવું પડે છે.

જ્યારે પાછલા જમાનના મહાન આબેદ દસ્તુરો—જેવા કે આદરબાદ મારેસ્પંદ—એઓએ જોયું કે હવે પછીની ભવીષ્યની ઓલાદો આ હાસમી જમાનને લીધે પોતાની મીથ્ર યાને વિચાર-શકિતમાં મંદ થતા જશે અને વિચાર ઊપર કાબુ રાખી શકશે નહી—યાને કે "સાહેબે-મિથ્ર" રહી શકશે નહી—ત્યારે તેઓએ આપણા પોતાના ફાયદા માટે પાજંદ જેવી જબાનમાં તે સઘળા અસલ **મીથ્ર**ને રચીને આપણને પાજંદ ભણતરો આપી જઇ તે મીથ્રને કાયમ કરયા છે. આવી વખતે, તેવા મહાન સાહેબોનો ઊપકાર

(ફુટનોટ ચાલુ.)

આ મીઝ્રો કરવાને માટે ૫૪ મો "હાઝ્ર" શરૂ થાય તેજ વખતે તે શહેર યા ગામના સ્રોષા-વરેજ[૧૬૪] હોય તેવણ, યા તો દસ્તુરાંન દસ્તુર[૧૬૪] હોય, યા તો દસ્તુર[૧૬૪] હોય, યા તો નાયબ[૧૬૪] હોય, યા તો કોઇ યોજદાથ્રગર જઓતા[૧૬૪]ના મરતબાવાલા

---

[પાને ૭૩ થી ફુટનોટ ચાલુ.]

માનવાને બદલે અવસ્તા પહેલવી ભાષા શીખનારાઓ તેવાં ઊંચ પાજંદ ભણતરોને પાછલા વખતના અભણ મોબેદોએ જોડી કાઢેલાં લખાણો તરીકે ઓળખાવે છે! ઊપકારને બદલે અપકાર તે એને કહે! એવી આપણી કેળવાયલી મીઝ્ર-શક્તિ કેટલી બધી તનજ્જુલ હાલના હાસમી જમાન પ્રમાણે થઇ ગઇ છે તેનો સાક્ષાત પુરાવોજ છે!

(૧૬૪) **સ્રોષા-વરેજ, દસ્તુરાંન દસ્તુર, દસ્તુર, નાયબ, યા તો, યોજદાથ્રેગર જઓતા**—અગાઊ દીનઆઇન ક્રીયાકામ તથા ધર્મની પાસ્બાનીને ખાતર દરેક શહેર, ગામ, કસ્બા કે ગામડાંમાં ઊપર મુજબ ચડઊતર મરતબાના સાહેબો નેમાતા હતા અને ત્યાં બંદોબસ્ત જાળવતા હતા. દાખલા તરીકે સ્રોષાવરેજની પુરતી મુખ્તયારી તથા સત્તા હેઠળ એક મોટાં શહેર કે ગામ ઊપર દસ્તુરાંન દસ્તુર સાહેબનો અખત્યાર રહેતો હતો, તો તેવણના હાથ તળે કસ્બાઓમાં દસ્તુર, ત્યાર પછી તેવણના હાથ તળેના વીભાગોમાં નાયબ દસ્તુર, ત્યાર પછીનાં ગામડાંઓમાં અને છેવટે ગમે તેવી જુજ વસ્તીવાળાં ઠેકાણાંઓમાં એક અમલ્યાતી યોજદાથ્રેગર જઓતાના મરતબાવાળા તો ક્રીયાકામ વીગેરેપર દેખરેખ રાખવા રહેતાજ હતા. આવી રીતે, જઓતાથી તે છેક સ્રોષા-વરેજ સુધીના પાંચ ચઢડયાતા તબક્કાના પેશ સાહેબો પોતપોતાની ખીલેલી ઊરવાનીક શક્તિનો દરેક લાભ પોતાના હાથ તળેના આખા ટોળાને આપી રાહબરી કરતા, અને જરૂર પડવે, પોતાથી ચઢડયાતા મરતબાના સાહેબની સલાહ લેતા હતા. જેમ રાજદ્વારી બાબદોમાં હાલમાં હીંદુસ્તાનમાં વાઇસ-રોય, તેવણના હાથ તળે ગવરનરો, ચીફ કમીશનરો, કમીશનરો, ડેપ્યુટી કમીશનરો વીગેરે એમ ઓહ્દેદારોની ચઢડઊતર વસ્તીવાળા દેશ, ઇલાકા, પ્રાંત, પરગણા, કસ્બા ઊપર નેમણુક થાય છે, તેજ મુજબ અસલ ઇરાનમાં બધી દીની બાબદોમાં ચાલુ રાહબરી અને સલાહ માટે ચઢડઊતર તબક્કાના ઊરવાનની ખીલેલી શક્તિનાં પ્રમાણ મુજબ યોજદાથ્રેગર સાહેબો—સ્રોષા-વરેજ પછી દસ્તુરાંન-દસ્તુર, પછી દસ્તુર, પછી નાયબ, અને છેલ્લે અમલ્યાતવાલા જઓતા—ને ચઢડઊતર વસ્તીવાળા ભાગો મુજબ ઊપરીઓ તરીકે નેમવામાં આવતા હતા, જેથી ક્રીયાકામ અને દીન-આઇનની બાબદોમાં કશોબી પસ-ઓ-પેશ યા ખામી નજરચુક કે બેદરકારી કે આંખમીંચામણાં મુદ્દલ થવા પામતાં નહી હતાં. પણ અફસોસ કે આજે તે બધું રહેવા પામ્યું નથી!

અમલ્યાતપર હોય તેવણુ ગોસલ કરી પાક સફેદ કપડાં પહેરીને, તે ઉરવાનનાં પોતાનાં મકાનની અંદર કે જ્યાં તેનો સચકાર કરવામાં આવ્યો હતો ત્યાંની જે જગા પેવંદ સાથે આરાસ્તેહ કરી[૧૬૫] બનાવેલી હોય છે ત્યાં આવે છે, અને ત્યાં દરેક મરતબાવાલા યોજદાથ્રેગરો અને મોબેદો પોતાના મરતબા પ્રમાણે હાજર થાય છે; ત્યાર પછી, ખેશ કુટુંબીઓ અને દોસ્તઆસ્નાવો હાજર થાય છે; ત્યાર બાદ અનજુમન[૧૬૬] હાજર થાય છે. ત્યારબાદ, અંદરની જગામાં તેનાં ખેશકુટુંબની, દોસ્ત-આસ્નાવો તથા અનજુમનની ઓરતો આવીને બેસે છે. આ બધાંઓ ગોસલ ઉતારી ચોખ્ખાં કીધેલાં પાક સફેદ કપડાં પહેરી, સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી કરીને ૫૪ મા હાથની **આગમજ** પોતાની મકદુર મુજબ પોતાની ફરજ્યાત ગુજારીને, તૈયાર રહે છે. હવે, જેવો ૫૪ મો હાથ શરૂ

(૧૬૫) **પેવંદ સાથે આરાસ્તેહ કરી**—હમેશા ભણતર-ક્રીયાકામની જગ્યાને બરોબર પાણીથી પાવ કર્યા પછી, તેની ઉપર ખેવડી જાડી શેતરંજી પાંથરવાનો તેમજ તે શેતરંજીની ઉપર સુફેદ એજ કામ માટે એલાહેદી રાખેલી ચાદર બીછાવવાનો હોકમ છે.

(૧૬૬) **અનજુમન**=ઊરવાનનાં ઓળખીતાંઓ, સગાંઓ, હમદીની આશનાઓ તથા હમદીનાઓ યાને એક ધરમનાઓ. અગાઉ "**પાયદસ્ત**" તથા "**પાદ-રૂઝ**" વીગેરે પ્રસંગોની ખરી ખુબી દીની મકતબમાં યાને નીશાળોમાં શીખી સમજતા હોવાથી અસલના લોકો હમેશાં તેને મોતેબર ગણી, તેમાં હાજર રહેતાં હતાં,—પછી તેઓ ખેશીઓ હોય, કે દીની દોસ્ત-આસ્નાવ હોય, કે ગુજરનારને હમદીનવાળાઓ ઓળખતાં પણ ન હોય તેઓમાંના કેટલાકો સુદ્ધાં પોતાની હાજરી આપવાને ચુકતા નહી હતા. પણ આજે તો આ દુન્યાંની ધાંધળ ધરપચ વીગેરેને એટલું તો મહાભારત રૂપ આપવામાં આવે છે કે પોતાનાં મૌથી અતલગનાં ખેશીઓ અને મીત્રો તરફની "પાયદસ્ત," "પાદ-રૂઝ" યાને પાછલી રાતનું ઊઠમણું જેવી ગંભીર ફરજોમાંથી, પોતાનાં નજીવાં સુખ સગવડ કે રોકાણનું બહાનું બતાવી, અળગ થઈ જાય છે, તે બહુજ અફસોસ સાથે નોંધવું પડે છે, કારણ કે તે દેખાડે છે કે કદીમ ઊરવાન તરફનો પેગામ્બર સાહેબે શીખવેલી બધી ક્રીયાકામરૂપી ફરજો કરતાં નાપાયદાર તકલીદી શરીર તરફની ફરજોને વધુ અવશ્યની માની લઈ, આપણાં લોકો જડવાદ (materialism) અને બાહેરના દેખાવ તરફ વધુ ઢળતાં જાય છે. એજ મુજબ ઘેરનાં તેમજ ઓળખીતાં હમદીન બાનુઓ ઉપરાંત બહારની હમદીન અનજુમનની ઓરતો પણ પોતાની ફરજ એવી વખતે સમજતાં હતાં.

થાય તે વખતે ઉપર લખ્યા પ્રમાણે જે મરતબાના સાહેબ હોય તે સાહેબ પેશમાં ઉભા રહે છે. તેવણની સામે ખુઆંન[167] ઉપર આતશનું પાતરૂં, જે જમીન પેવંદથી પાંથરેલી હોય છે તેની ઉપર મુકવામાં આવે છે. તેની સામે એક ખુમચામાં સુદરેહ-કુસ્તી[168], બરજીસી જીરમનાં ગુલો[169] યાને ફૂલો, શીરે-ગાવ

---

(૧૬૭) **ખુઆંન**—હાલમાં જેમ સાધારણ ક્રીયાકામ વખતે ભોંયપર આફરગાન્યું મુકવામાં આવે છે તેમ નહી કરતાં, હમેશાં પથ્થરના "સ્ટેન્ડ" (જે "ખુઆંન" તરીકે હાલમાં પણ ઓળખાય છે તે) યા તો આની ઉપરજ મુકવાનું અસલ ફરમાન છે.

(૧૬૮) અસલ ફરમાન મુજબ સુદરેહ સાથે કુસ્તો પણ ઊઠમણાં વખતે લેવામાં આવતી હતી.

(૧૬૯) હાલમાં ભણાવવાનાં કામમાં જે ગમે તે **ફુલો** આપણાં લોકો વાપરે છે તે ઘણું ભુલભરેલું છે, કારણ કે ગમે તેવાં સુંદર મઘમઘતાં ફુલો હોય છતાં તેની અંદરથી નીકળતો ખોરેહનો પ્રવાહ જો બદ હોય અને અરવાહી આલમની ઊતરતા દરજ્જાની સીફલી શક્તિઓને ખેંચનાર હોય તો તે ફુલો ક્રીયાકામ માટે નારવા અને ઊલટી અસર નીપજાવનારાં થઇ પડે છે. આપણાં લોકો મુકતાદ વીગેરે પ્રસંગો ઊપર શોભીતાં જે ગમે તે ફુલો લાવીને તેના બાહેરના દેખાવ ઊપર અંજાઇ જાય છે, પણ ક્રીયાકામમાં ફુલ લેવાનો ખરી મકસદ તો તેની અંદરથી નીકળતા સારા પવીત્ર ખોરેહનો લાભ લેવાનો છે, અને જુઝને કાયદે કુદરતમાં સ્વચ્છ તેમજ બદ ખોરેહ ધરાવતાં ફુલો તો હોય છેજ. બરજીસી, ખુરી અને દએઇ જીરમની ખાલેસ તેમજ મુરક્કબાત અસર ધરાવનારાં ફુલોમાં મુખ્ય ગોલાબ, મોઘરો, ચંપેલી, દાડમરીનું ફલ, ગોટો, ગુલછરી, ગુલમોહોર, જાઇજુઇ, રેહેન, ગલગોટા વીગેરે—એ બધાં જાણીતાં ફુલો છે. તે સીવાય બીજાં રંગબેરંગી બીજી બીજી જીરમની સીફલી અસર ધરાવનારાં—બદ ખોરેહવાળાં ફુલો,—જેવાં કે ચાપાંનું ફુલ, આંકરાનું ફુલ, કરણનું લાલ ફુલ, જાસુરીનાં ફુલ, પારસમનીનાં ફુલ વીગેરે કેટલાંક જાદુગરીનાં કામમાં આવતાં તેમજ દેવદેહરાંપર ચહાવવામાં આવતાં ફુલો ક્રીયાકામમાં નહીજ વપરાય તેની ખાસ તાકીદ રાખવી ઘટે છે. બનતાં સુધી ઘણાંસરખાં અનજાણ્યા ફુલોને બદલે થોડાંક જાણીતાં ઊપર જણાવેલાં સ્વચ્છ ખોરેહવાલાંજ ફુલો વાપરવાં. એજ પ્રમાણે ફ્રુટોમાં પણ સ્વચ્છ યા બદ ખોરેહવાલી ફ્રુટો કુદરતનાં સામસામાપણાંને (જુઝને) કાયદે હોય છે, તેથી અનેનાસ, અંદુસ, કાજુ, રામફળ, સીતાફળ, કરમદાં, કમરખ, દુસ્આંન, વીગેરે જેમાંથી બદ ખોરેહના પ્રવાહ નીકલે છે તેવી ફ્રુટો આપણી ક્રીયાકામમાં વાપરવી સદંતર નારવા છે. સરસ ખોરેહ ધરાવતી ફ્રુટોમાં પપેનાસ, દાડમ, અંજીર, પેર, શેરડી, લીંબું, કેલાં, પપાંઊ, નારંગી, મોસંબી, સંતરા, તરબુચ, ચીકુ, આલુ તથા સુક્રો મેવો પણ હોય છે.

અથવા શીરે-બુઝ યાને ગાય અથવા બકરીનું દુધ, તથા આબે-નેજાદ[૧૭૦] યાને વહેતું ચોખું પાણી, ધાતુનીજ એક છરી, એક કેરબાની તસ્બીર, એક ચાંદીની અંગુષ્ટી[૧૭૧] મુકવામાં આવે છે, અને તેની સાથે બીજા ખુમચામાં દરેક ખુશ્બોદાર "બખુર"[૧૭૨], એસમ-બોએ, ગોલાબ, મોગરેલ મુકવામાં આવે છે. ત્યાર પછી જેવણુ ત્યાં પેશ થયલા[૧૭૩] હોય તેવણુના નાયબ[૧૭૪] તેવણુની સામે આવીને ઉભા રહે છે, અને ત્યારબાદ પેશ દસ્તુર, નાયબ, તથા ત્યારપછી મરતબા મુજબ મોબેદો, ખેશકુટુંબ, તથા અનજુમન પેવંદ થઇને[૧૭૫] આતશની ન્યાએશ બુલંદ અવાજે ત્રણુ મરતબે કરે છે: તેમાં પહેલી ન્યાએશ[૧૭૬] જે પેશ દસ્તુર હોય તેવણુ પહેલાં શરૂ કરે છે અને બીજા બધા ત્યાર પછી સામેલ થાય છે; બીજી ન્યાએશ[૧૭૬] તેવણુના નાયબ શરૂ કરે છે અને બીજા બધા સામેલ થાય છે; અને ત્રીજી ન્યાએશ[૧૭૬] બધી

---

(૧૭૦) **આબે-નજાદ**—જુઓ "**આબે-રવા**" માટે ઊપર પાને ૧૩ મે આપેલી **ફુટનોટ નં૦ ૫૮.**

(૧૭૧) **અંગુષ્ટી**=વીંટી.

(૧૭૨) **બખુર**=લવંગ, તજ, એલચીની છાલ, જાયફળ, જાવંત્રી, લોબાન, સુખડનો વેહેર, અગર, તગર, બોએ વીગેરે જેવી ખુશ્બોદાર સુગંધી ચીજોનો બનાવેલો ભુકો, જે પણ બાળવાનો હોકમ છે, અને જે ચાલ હજી ઘણીક ગમ જાયજ છે.

(૧૭૩), (૧૭૪) **પેશ થયલા**—હાલમાં જેને "જોતી" કહે છે તે, અને **નાયબ** તે "રાટવી" કહીએ છીએ તેમ.

(૧૭૫) આખી મીજલસ પોતપોતાના મરતબા મુજબ એકમેક સાથે પેવંદ થાય છે તે ઊપર અહીં ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

(૧૭૬) અહીં ત્રણ આતશ ન્યાએશ ત્રણ જુદી જુદી **રીતે** શરૂ કરવામાં આવે છે તે બહુજ નોંધવાજોગ છે. આવી રીતે, અસલના વખતમાં સર્વે લોકો, સૌથી વડા સ્રોષાવરેજથી તે કમીનામાં કમીનો શખ્સ ઊરવાનની ક્રીયાકામ વખતે, પોતાનો દુન્યવી મરતબો (Social status) ભુલી જઇ, સર્વે અંતે તો "કદીમ ઊરવાનોજ" છે એમ વહેવારૂ રીતે સ્વીકારતાં હતાં, અને ખાસોઆમ પોતપોતીકા વચ્ચેના અંતરના ખ્યાલને આવા પ્રસંગે દુર રાખી એકમેકમાં ભેળાતાં હતાં, અને ક્રીયાકામ તરફ હમ-ચીઅથી ખેંચાઇને તેમાં ભાગ લેતા હતા, જેથી ક્રીયાકામ બહુ અસરકારક નીવડતી હતી.

આખી અનજુમન શરૂ કરે છે અને પેશ દસ્તુર તથા નાયબ સઘળા સામેલ થાય છે.

## "પાદ-રૂઝ"ની ક્રીયાને લગતા "મીથ્ર"નો આખો જમીલો, અને તેમાં આપવામાં આવતી "સરોશ"ની મારેફૂત.

ત્યારબાદ **મીથ્રની ક્રીયા** શરૂ થાય છે, અને તે વખતે દરેક જણ દો-ઝાનુ[૧૭૭] બેસીને દો દસ્ત બસ્તા કરી[૧૭૮] સર ખાક તરફ નમાવીને **મીથ્રની ક્રીયા**[૧૭૯] શરૂ કરે છે:—

**સૌથી પહેલો મીથ્ર કેશાશને કાયદે દરેક જીરમમાંથી સોલસીલાબંધ થતા આવેલા ગુનાહોથી તે ઊરવાન કુદ-**

---

(૧૭૭) **દો-ઝાનુ બેસીને**=ગુંટણભંડીએ પડીને મરદ હોય તો બન્ને પગો જમણી બાજુ તરફ વાળીને, અને ઓરત હોય તો બન્ને પગો ડાબી બાજુ તરફ વાળીને બેસવાની અસલી ઇરાની ઢબ (posture), કે જે અસલી ઇરાની શેહેનશાહોની દરબારમાંની મીજલસનાં ચિત્રોમાં પાડેલી હજી બી જોવામાં આવે છે. હમેશાં બંદગી વખતે પલાંઠી નહી પણ 'દો-ઝાનુ' બેસવાનો આપણને અસલ હોકમ છે. આવી રીતે બેસવાની રીત હમેશાં નાનપણથી ટેવ પાડી વરજીશી (practice) માં લાવવી જોઇએ. આ 'દો-ઝાનુ' કેમ બેસવું તે વધારે ખોલાસાથી નીચે મુજબ સમજાવી શકાય: મરદ હોય તો જમણાં કુલાં નીચે ડાબો પગ આવે ને જમણો પગ જરા બાહેરથી આવે તેમ પગો વાળવા, ને ઓરત હોય તો ડાબાં કુલાં નીચે જમણો પગ આવે ને ડાબો પગ જરા બાહેરથી આવે તેમ પગો વાળીને બેસવું.

(૧૭૮) **દો દસ્ત બસ્તા કરી**=બે હાથ સાથે રાખવા તે એવી રીતે કે મરદ હોય તો પોતીકા ડાબા હાથની હથેલી ઊંધી રાખીને ઊપરથી જમણા હાથની હથેલી ઊંધી ડાબા હાથપર મેલીને બેસે, ને ઓરત હોય તો એનાથી ઊલટી રીતે કરે.

(૧૭૯) આ "પાદ-રૂઝ" યાને ઊઠમણાંને લગતા **"મીથ્રની ક્રીયા"** હાલમાં આપણાંમાં ઊઠમણાં વખતના **"ધુપ સારણાં"** યા **"ધુપ-નીરંગ"** તરીકે હજી જળવાઇ રહેલી છે, તે માટે ખુદાના શુક્ર કરીશું! **"ધુપ સારણાં"** નું ભણતર પાજંદમાં છે, અને "પાજંદ"

*(ફૂટનોટ ચાલુ.)*

**રતના ઈનસાફને કાયદે અને પેગામ્બર સાહેબે જણાવેલી ચરતને કાયદે જો તે ઊરવાન 'સજા'[૯૧]ને લગતું હોય તો તેમાંથી જલદીથી છુટે, અને જો 'જજા'[૯૨]ને લગતું હોય**

---

[પાને ૭૮ થી ફુટનોટ ચાલુ.]

ભાષામાં જે ભણતરો હાલ મળે છે તે તો અસલ મીથ્ર કરવાની તરીકતની નેમ સારે છે એમ આપણે બરોબર હવે જાણ્યે છીએ. બલ્કે આપણે દસ્તુરાંન દસ્તુર આદરબાદ મારેસ્પંદ જેવા આબેદ મહાન દસ્તુર સાહેબોના પુષ્કળ ઊપકારી છીએ, કે આ બધા ક્રીયાને લગતા બુલંદ "મીથ્રો" યાને ખાસ વિચારો તેઓએ જોડેલાં પાજંદ ભણતર સીવાય બીજી કોઇ રીતે સીના-દર-સીના (heart to heart) હાલનો વિચીત્ર જમાન જોતાં કદીબી જળવાઇ શકાતે નહી!

આ **"ધુપ સારણું"** શરૂઆતમાં મોટે ભાગે આફ્રીન-ગાંનના એબ્તેદા યાને દીબાચાને મળતો આવે છે, કે જે આખો **દીબાચો** તેના પાજંદ ભણતર તથા તરજુમા સાથે **ફ્રેશો-ગર્દ, પુ. ૩, અંક ૧,** પાને ૨૭ થી ૩૨ માં અપાઇ ગયો છે. **ફ્રેશો-ગર્દ**માં આપેલો તે દીબાચો **"ધુપ-નીરંગ"** તરીકે પણ નીચલા જરૂરી ફેરફારો સાથે વાપરી શકાશે: શરૂઆતમાં **"અજ હમા ગુનાહ પતેત પશેમાન હોમ, ૫ પતેત હોમ"** ભણી, પાને ૨૭ મેથી **"નીરંગ ફીરોજગર બાદ"** શબ્દોથી ભણવા માંડી, વચમાં જ્યાં જ્યાં "દાદાર અહુરમજદ" ની ક્ષ્નુમન છે ત્યાં તેને બદલે "સરોશ" ની ક્ષ્નુમન લઇ, "જ-દેહ-રવાંન" શબ્દને ઠેકાણે "અનુશેહ-રવાંન" શબ્દ વાપરી, પેગામ્બર સાહેબ, પાદશાહ પેહેલવાનો, દસ્તુરો એરવદોનાં નામો દીધાં પછી તુરત તે રવાનનાં ઘણાજ અતલગનાં ખેશીઓનાં જુજ નામ સીવાય નામ-ગ્રવણમાંના બીજાં બધાં નામો નહી દેતાં, જો આ દીબાચો છેક છેડે સુધી ખતમ કરવામાં આવે, અને ત્યાર બાદ નીચે આપેલો થોડોક વધારાનો પાજંદ ભાગ, જે **"ધુપ-નીરંગ"** ને છેડે ખાસ આવે છે તે લેવામાં આવે, તો **ફ્રેશો-ગર્દ**ના વાચનારાઓને આખી **"ધુપ-નીરંગ"** કેવી રીતની છે તે જોવાનું સહેલ થઇ પડશે. ધુપ-નીરંગનો છેડેનો પાજંદ ભાગ જે આફ્રીન-ગાંનના દીબાચામાં આવતો નથી, તે બહુજ અગત્યના મીથ્રથી ભરપુર હોવાથી, નીચે તરજુમા સહીત ખાસ આપવામાં આવે છે:

**હીજવા રવાંની, હુજોરદાહી, હુ પાદશાહી, દાદ, દીન બેહ માજદયસ્નાંન, આગાહી રવાઈ, ગોઆફ્રનગાંની બાદ હફ્ત કેશ્વર જમીનક્ અએદુન બાદ! આજશને હુજશને બાદ! ફરમાયેશ્ને**

(**ફુટનોટ ચાલુ.**)

તો પોતાનો "હમ-બેહેરે" લઈને આગલ વધે, તે માટેના મીથ્ર કરવામાં આવે છે.

---

[પાને ૭૯ થી ફુટનોટ ચાલુ.]

**પદીશ્રને બાદ! જાદુઈ બજેહુગરી દરવંદી દેવયસ્ની દેહુરી અવાદશાં બાદ! અએદુન બાદ!**

**ચેશાંન કીશાંન દુશ-મ્યજદનાંન ખર ખુરન્દ ઓએમ બેહેદોને માજદયસ્નાંન રવાન દાદ હુંદ, ઓએમ બેહીદીને માજદયસ્નાંન બેઆયન્દ; અગર ન આયન્દ ગુજરગ ઉમેદ મેહેર ફરાગયઓઈત દાવર રાસ્ત જુદતર પીશતર બેસ્સાદ! અજ હમા ગુનાહ પતેત પશેમાનોમ.**

યાને "ભલી માજદયસ્ની દીનનું જમાનથી આગળ વધવું, ભલું કુવત તથા ભલી પાદશાહી જેવી સત્તા, રાસ્તપણું તથા વાકેફી, તેનો ફેલાવો, તથા મશહુરી હક્ત કેશ્વર જમીન ઉપર થાઓ! એ પ્રમાણે આમીન થાઓ! તમામ પેદાયશ ભલી પેદાયશ થાઓ! (પેદા કરનારનો) હુકમ પસંદગી પામેલો થાઓ! જાદુઈ, પાપ, દરવંદી, દેવ-પરસ્તી, અને નાસ્તીક-પણું દૂર થઈ જાઓ! એ પ્રમાણે આમીન થાઓ!

"તેઓ કે જેઓએ બુરા બદલાને લગતો ખોરાક ખાધેલો છે અને જેઓ ભલી માજદયસ્ની દીનને લગતાં રવાન તરીકે થઈ ગયલાં છે તેઓ ભલી માજદયસ્ની દીનવાળાં થઈનેજ આવે; અને જો નહી આવે તો તેઓની ગુજરતી વખતની ઉમેદ સાથે બોહોળાં ખેતરવાળા રાસ્ત ઇન્સાફ કરનારા મેહેર યજદની હજુરમાં જલદીથી તેઓનું આગળ અને આગળ વધવું થાઓ!

"તમામ ગુનાહથી પતેત કરી પશેમાન છેઉં."

અસલ "**પાદ-ફ્જી**" વખતે જે બુલંદ **મીઅ** ફેંકવામાં આવતા **હતા**, અને જેની સંપુર્ણ ટીપ લખાણમાં આગલ ચાલતાં આપવામાં આવેલી છે, તે દરેક મીઅની મુકાબેલ આ "**ધુપ-સારણું**"નો—ખાસ કરીને "**હુમા ફ્રવષ અશીઆન અયોકદેંહીયા ચેડ્રાહ્મ દહમ**" થી છેક છેડા સુધાનો તમામ ભાગ હવે પછી આવતા **કોઠા** રૂપે સરખાવતાં આપણને ખુશાલી બખ્શા થાય છે અને આપણી ખાતરી થાય છે કે આપણાં પાજંદ ભણતરો ખરેખર જર-થોસ્તી દએનનાં અસલ બુલંદ "મીઓ" નો ખાસ સચવાઈ રહેલો ભંડાર

(ફુટનોટ ચાલુ.)

ત્યારબાદ, આ **મીથ્ર**[૧૭૯]ની અંદર :—

---

[પાને ૮૦ થી ફુટનોટ ચાલુ.]

છે, કે જે બુલંદ "મીથ્ર" કરવાનું ફરમાન "માંથ્ર" ની જુફત તરીકે હર હમેશ જરથોસ્તી દએનમાં પહેલેથીજ શીખાડેલું છે. આપણી ક્રીયાકામોમાં પાજંદ ભણતરો આવતાં હોવાથી એમ મુદ્દલ ઠરતું નથી, કે તે ક્રીયાકામો પાછલા જમાનાના અભણ મોબેદોએ પોતાના પેટને ખાતર જોડી કાઢી છે, કે જેવું હડહડતી જરથોસ્તી ધર્મની નામોશી ભરેલી બદનક્ષી કહેવાતા અવસ્તા અભ્યાસીઓ તરફથી આજ કાલના જમાનામાં તો ઘણીજ સાધારણ થઇ પડેલી છે. આપણી કોઇબી માંથ્રની બંદગી તેને લગતા "મીથ્ર" યાને ખાસ વિચાર વગરની અસલ હોઇ શકેજ નહી, એમ તો દરેક વીચારવત શખ્સ કબુલ કરશે; ત્યારે, જ્યારે અસલ જરથોસ્તી દએનનાજ ખાસ વિચારો (યાને મીથ્રો) નો જાળવણી કરવાની એકલી મોતેબર નેમથી વખ્શુરે વખ્શુરાન સાહેબની પછીના જમાનના આપણા દીન-આગાહ કાબેલ દસ્તુરોએ પાજંદ ભાષામાં તે મીથ્રોને મઢી લીધા, ત્યારે તે ભણતરો પાછલા જમાનમાં ભેજામાંથી ઊપજાવી કાઢેલાં શી રીતે ગણી શકાય? પાજંદ ભણતરોનો અસલ મુદ્દો તો જરથોસ્તી દએનના પોતાના **મીથ્ર** યાને ખાસ વિચાર કરવાની અસલ તરીકત અને કાયદો છે. તેટલા માટે, ફકત પશ્ચીમ તરફના કલ્પના શકિતથી ઊભા કીધેલા અને હીંદુસ્તાનમાં આયાત કીધેલા ઊછીના ખ્યાલોથી દોરવાઇ નહી જતાં, ક્રીયાકામો કયાં અસલ "બેઝીઝ" (basis) યાને પાયાપર રચાયાં છે તે "બેઝીઝ" ધ્યાનમાં રાખવાની અત્યંત જરૂર છે. **ક્રીયાકામ તો ખુદ જરથોશ્તી દએન જેટલાંજ જુનાં છે,—ખુદ જરથોશ્તી દએનનો ખાસ જીવ છે,**—અને જરથોસ્તી દએને શીખવેલા ક્રીયાકામમાં કરવામાં આવતા અસલ "મીથ્રો" ની જાળવણી અર્થે પાજંદ ભણતરો પાછલથી રચાયાં તેથી તે ક્રીયાકામોની અસલ્યાત અને પુરાતનપણાંને કશોબી ધોકો પુગતો નથી.

આપણાં પાજંદ ભણતરોની કીમ્મત તો એટલી બધી મોતેબર છે કે જે આપણાં એકવીસ નુસ્કમાંના અવસ્તા શબ્દો આપણી પાસે મોજુદ હાલમાં બચેલાં બધું મળીને આશરે એક નુસ્કમાંથી અવસ્તા રૂપમાં નથી મળી શકતા, તે શબ્દો હજી **પાજંદ રૂપમાં** જળવાઇ રહ્યા છે! વાસ્તે પાજંદ કલામને માટે જે ગમે તે જાહેરમાં હલકું ઓચરનારા શખ્સો પોતાની ગંભીર જવાબદારી મુદ્દલ સમજી નથી શકતા, કે ખુદ જરથોસ્તી દએનના હાલ સેહેજસાજ બચેલા ભાગનો પણ આમ બોલવાથી અને કોમને દોરવવાથી નાશ થતો જાય છે, અને ક્રીયાકામને હસી કાઢનારાઓ દીન-દુશ્મનનોજ ભાગ ખરેખર ભજવે છે.

(૧) પહેલાં[૧૮૦] દરેક પોતાનાં ખેશકુટુંબ, ન્યાગાનો તથા અનજુમનનાં રૂઆંનો (યાને રહેલત કરેલાં ઊરવાનો) માં જે "અશો"[૧૮૧] નર અને નારીનાં ફ્રૂરોહરો છે તેના મીથ્ર કરે છે;

(૨) ત્યારબાદ[૧૮૨], જે "અશો" નર અને નારીઓ પોતાનાં ઊરવાનની વૃદ્ધિના અર્થે જે મરતબામાં આગલ વધેલાં હોય છે, કે જે મરતબાનાં નામો "પોઈરયો-ત્કએષ-નાંમ"[૧૮૩] અને "નબા-નજદીશ્તનાંમ"[૧૮૪]ના નવ નવ

---

(૧૮૦), (૧૮૨), (૧૮૫), (૧૮૭), (૧૮૯), (૧૯૧), (૧૯૨), (૧૯૩), (૧૯૬), (૧૯૯)—આ બધા ફકરાઓમાં "પાદ-ફ્રુ" વખતે જે બધા **મીથ્ર** કરવાના છે તે મીથ્ર યાને ખાસ વિચાર આપવામાં આવ્યા છે, અને તે મીથ્રો હાલનાં ઊઠમણાં વખતે ભણાતાં પાજંદ **ધુપ-નીરંગ**-માં કેટલી હદે જળવાઈ રહેલા છે, તે ખુલાસેવાર દર્શાવવા માટે આ સામે એક અતી કીમતી **કોઠો** આપવામાં આવ્યો છે, જેમાં મુકાબલા માટે અસલ **પાજંદ** ફકરા પણ મુકવામાં આવ્યા છે.

(૧૮૧), (૧૮૩), (૧૮૪) **"અશો", "પોઈરયો-ત્કએષનાંમ",** અને **"નબા-નજદીશ્તનાંમ"**—ઊરવાનોનાં ચહડ ઊતર જે મરતબા થયલા છે, તેમાં **"અશો"** યાને કે **"અશોનાંમ ફ્રવષીનાંમ"** પહેલો દરજ્જો છે, અને આ દુન્યાંમાં રહેનારાં કોઈબી જીરમને લગતાં ઊરવાનો પોતાની જીરમને લગતા ધર્મ (એ બાબે જુઓ **ફુટનોટ નં૦ ૧૦૮**) ની તરીકત યાને કાયદાઓ મુજબ અમલ કરીને પોતાની જીરમના **"પતમાન"** યાને 'ખાસ જોઈતાં જરૂરયાતી મરકજ' ઊપર સાબેત રહ્યાં હોય તે સઘળાં ઊરવાનો "અશોનાંમ ફ્રવષીનાંમ" ને લગતાં ઊરવાનો તરીકે પોતીકા મરતબા પ્રમાણે **ઓળખાય** છે. આ **"અશોનાંમ ફ્રવષીનાંમ"** શબ્દને હેઠળ આપેલી **ફુટનોટ નં૦ ૧૯૦** માં જણાવેલા **"અષાઉનાંમ ફ્રવષીનાંમ"** શબ્દ સાથે કદી ભેળી નાંખવો નહીં; જરથોશ્તી ઇલ્મે ક્નૂમ મુજબ એ બન્ને લોગતીક શબ્દોની સમજણ સદંતર જુદી રહેલી છે. જેઓ જીવતાં જીવત **"અશો"** ના તબકામાં આવે છે, તેઓ મરણ પછી આ ખનીરથબામી ઊપર પાછાં ફરતાં નથી, પણ અણદીઠ આલમમાં વાસો કરીને, પોતાની વૃદ્ધિ આગલ અને આગલ કરતાં રહી, "અશોનાંમ" ના નવ તબકા એક પછી એક પસાર કરી, **"પોઈરયો-ત્કએષનાંમ"** ના દરજ્જામાં કુદરતી પ્રગટીકરણને કાયદે દાખલ-

(**ફુટનોટ ચાલુ.**)

**મરતબાના હોય છે તેઓનાં ફ્રોહરોને મીથ્રમાં લે છે;**

[ પાને ૮૨ થી ફુટનોટ ચાલુ. ]

થવાની કોશેશ કરે છે. ત્યાર બાદ, **"પોઈરયો-તકએષનાંમ"** ના ચહડ ઊતર નવેનવ મરતબામાંથી એજ મુજબ વૃદ્ધિ કરી, **"નબા-નજદીશતનાંમ"** ના દરજ્જામાં ઊરવાનો દાખલ થાય છે, જેનાં પણ એક પછી એક નવ તબક્કાઓમાંથી તેઓને પસાર થવાનું છે.

અહીં જે **"અશો"** નર નારીઓ માટે બોલવામાં આવ્યું છે, તે **"અશો"** નર નારીઓ આવી ઉપર જણાવેલી ઊંડાંણ મતલબે જણાવેલાં છે. જેઓ જીવતાં જીવત "અશો" ના શરૂઆતી તબક્કામાં પણ દાખલ થઇ શકતાં નથી, તેઓને "દુરવંદ" (યાને કે "અશોઇના રાહથી દુર રહેનાર") તરીકે ઓળખાવેલાં છે, પછી તેઓ હમ-જાત હોય કે પર-જાત હોય.

આ ઊપરથી ખુલ્લું જોઇ શકાશે કે "અશો" શબ્દનો જે ઊપર ટપકેનો યાને કે "દેખઇતો (apparently) ભલો, સાચ્ચો, પરમાર્થી" વીગેરે ભાષાશાસ્ત્રને આધારે અર્થ લેવામાં આવે છે તે કરતાં સદંતર જુદો ઊંડો લોગતીક અર્થ **"અશો"** શબ્દનો થાય છે. જે શખ્સ આપણા ધર્મમાં જણાવેલી બધી જાતની "દરૂજી" ઓ—જેવી કે દરૂજીએ-ખુજી, દરૂજીએ-સઅેની, દરૂજીએ-નસુ, દરૂજીએ-હીખ, દરૂજીએ-હશી, દરૂજીએ-ધ્રષી, દરૂજીએ-પેસીશ, દરૂજીએ-અઅેષમ વીગેરે વીગેરે ૨૧ જાતની દરૂજીઓ (દરૂજીઓનાં વર્ણન માટે જુઓ મી૰ બેહેરામશાહ નવરોજી શરાફનું રચેલું જરથોસ્તી ઇલ્મે ક્શનૂમ ઇન્સ્તીત્યુટ તરફથી મુફત વહેંચવામાં આવેલું ચોપાન્યું, નામે **"સરોશ યજદનું કુદરતની તમામ પેદાયશમાં મહાન કાર્ય,"** પાનાં ૨૫ થી ૨૭ તથા ફ્રશો-ગર્દ, **પુ૰ ૪, અંક ૪** પાનાં ૨૮૧-૨૮૩)—એ બધી દરૂજીઓથી દુર રહેનાર ઊરવાન **"અશોનાંમ ફ્રવષીનાંમ"** ને લગતું યાને જીવતાં જીવત **"અશો"** તરીકે જરથોસ્તી દએન મુજબ કુદરતમાં ઓળખાય છે. હાલમાં તો જરથોસ્તી દએનની તરીકતો નહી પાળનાર દુરવંદી જીંદગી ગુજારનાર સાધારણ નીતીમાન શખ્સને પણ **"અશો"** નો એલકાબ આપવામાં આવે છે, જે ઘણુંજ ખેદકારક અને દરૂગ છે.

અહીં એક ચીજ યાદ રાખવી, કે મરણ બાદ અણદીઠ આલમમાંના સઘળાં ઊરવાનો, તેઓ "કદીમ" હોવાને લીધે, **"અશોનાંમ ફ્રવષીનાંમ"** ના શરૂઆતી તબક્કાને લગતાં ગણવામાં આવેલાં છે, પછી તેઓ 'દુજખી' યાને ફરી જન્મને લગતાં કાં ન હોય; તેટલા માટે, સાધારણે તમામ ગુજરેલાંઓને **"અશો ફરોહર"** તરીકે ઓળખવામાં આવે છે તેમાં ખોટું કાંઇ નથી. પણ આ મીથ્રમાં જે **"અશો નર અને નારીઓ"** જણાવેલાં છે તેઓ તો જીવતાં જીવત તરીકત પાળીને "અશોનાંમ" માં દાખલ થઇને ગુજરી ગયલાં હોય તેવાંજ ઊરવાનોની યાદ પહેલા મીથ્રમાં કીધેલી છે.

(૩) ત્યારબાદ[૧૮૫], માજદયરની જરથોશ્તી દએન પ્રમાણે ચાલનારા અથોરનાન[૧૮૬], રથેશ્તાર[૧૮૬], વાસ્ત્રીયોશ[૧૮૬] અને હુતોક્ષ[૧૮૬]નાં પૂરોહરોને મીથ્રમાં લે છે;

(૪) ત્યારબાદ[૧૮૭], હાલ, માજી, મુસ્તકબલ તથા ગાયથાંનને લગતાં કુલ્લે ભલી પેદાયશોનાં[૧૮૮] પૂરોહરોને મીથ્રમાં લે છે;

(૫) ત્યારબાદ[૧૮૯], દુન્યાંની પેદાયશનાં વૃદ્ધિ કર-

---

(૧૮૬) **અથોરનાન, રથેશ્તાર, વાસ્ત્રીયોશ** અને **હુતોક્ષ**—સાધારણ રીતે આ શબ્દો આપણાં અસલી ન્યાગાનોમાં ધંધાદારીઓના જે ચાર વર્ગો પાડવામાં આવ્યા છે તેઓને લાગુ પડી શકે છે, પણ અહીં વધુ ઊંડાણ અર્થે, ઊરવાનીક નજરે થયલા ઊરવાનના ચહડ ઊતર દરજ્જાઓને એ શબ્દો લાગુ પડે છે. જે માજી ઊરવાનો "અશોનાંમ"ના તબક્કામાં રહીને ચહડ ઊતર મરતબામાં પોતપોતાની વૃદ્ધિ કરી આવેલાં છે અને જેઓએ પોતીકી આસ્ને-ખેરદ પ્રમાણ પ્રમાણે ચહ ઊતર દરજ્જામાં ખીલવેલી છે, અને પોતાની અંદરના આતશોને ખીલવી રહ્યાં છે, તેઓને **"આથ્રવન"** (યાને કે અથોરનાન-ઊરવાન) એટલે સૌથી વધુ વૃદ્ધિ પામેલું ઊરવાન, **"રથેશ્તાર"** (યાને કે લડવૈયા-ઊરવાન) કે જે અથોરનાન-ઊરવાનથી માજીમાં થોડું વૃદ્ધિવાળું છે, **"વાસ્ત્રીયોશ"** (યાને કે ખેતીકાર-ઊરવાન) જે રથેશ્તારથી માજીમાં ઓછું છે, અને **"હુતોક્ષ"** (યાને સૌથી ઓછી વૃદ્ધિ પામેલું ઊરવાન)—એમ ચાર મરતબાઓમાં પાછાં વહેંચી નાંખવામાં આવ્યાં છે.

(૧૮૮) **કુલ્લે ભલી પેદાયશો**ના યાને કે તમામ સૃષ્ટી-રચનામાં જુદી જુદી પેદાયશોમાં જે બધાં ઊરવાનો વહેંચાઇ જઇ વૃદ્ધિ કરી રહેલાં છે તેઓ, યાને વધુ ખુલાસાથી બોલ્યે તો, આદમીને લગતા "અહુ"ને લગતું જ્ઞાન આપનારા અને માંથ્ર-મીથ્રથી પોષણ કરનારાં ઊરવાંનો; જાનવરોમાં "ગઓ"ને લગતાં યાને પોતે હયાત રહી બીજાને પોષણ આપનારાં; ઊરવરોમાં અદના (યાને ઊતરતા) મરતબાની ચીજને આલા (યાને ચહડયાતા) મરતબામાં લાવનારાં; અને જમાદાત એટલે ખનીજ વર્ગમાં ઘટતીની શકતી નિરમુળ કરીને વૃદ્ધિની શકતી બરપા કરનારાં; એવી બધી કુલ્લે **ભલી પેદાયશો**ને લગતાં ઊરવાનોની યાદ અહીં કુલ્યાતી યાને સામટી રીતે કરી છે. એટલુંજ નહી, પણ હાલ (યાને હયાત), માજી યાને (અગાઊ થઇ ગયલાં), મુસ્તકબલ (યાને ભવીતનાં), તેમજ ગાયથાંન (યાને ભવીષની પેલી ચરની) તમામ ફરોહરોને આ મીથ્રમાં લીધા છે.

**નારાં પૂરોહરો જે "અષાઊનાંમ"[૧૯૦]ને નામે ઓળખાય છે તેઓને મીથ્રમાં લે છે;**

**(૬) ત્યારબાદ[૧૯૧], ઘણીજ ખાકસારીથી તે ઊરવાનને આગલ વધવાને વાસ્તે મીથ્ર ફૂંકે છે, જેમાં મરકજે-ગંજીશી,**

---

(૧૯૦) **"અષાઉનાંમ"**—આ **"અષાઉનાંમ"** શબ્દને ઊપર **ફુટનોટ નં૦ ૧૮૧, ૧૮૩, ૧૮૪** માંનાં **"અશોનાંમ"** શબ્દ સાથે કશોબી સંબંધ નથી, કારણ કે **"અષાઉનાંમ ફ્રવષીનાંમ"** ને લગતાં ઊરવાનો તો જેમ કુદરતની બીજી મહાન મદદગાર શકિતઓ—દાખલા તરીકે યજદ, અમશાસ્પંદો—કુદરતના કારોબારમાં ભાગ લે છે તેમ, કુદરતમાં વૃદ્ધિ કરવા અર્થે ખાસ ઊતરેલાં બચ્ચાં ઊરવાંનો, કે જેઓને **"અશોનાંમ"**, **"પોઈરયો-ત્કએષનાંમ,"** તેમજ **"નબા-નજદીશ્તનાંમ"** તબકાઓમાંથી આસ્તે આસ્તે પસાર થવાનું છે તેઓની વૃદ્ધિમાં મદદ કરવા કાજે, તેમજ તમામ સૃષ્ટિ-રચનાનો મહાન **ફ્રશો-ગર્દ** કરવાનાં કાર્યમાં મદદ કરવા કાજે રોકાયલી કુદરતની મહાન શકિતઓનેજ **"અષાઉ-નાંમ ફ્રવષીનાંમ"** નો એલકાબ ખાસ લાગુ પાડવામાં આવ્યો છે, એમ જરથોસ્તી દીન્એ ક્નૂમ સમજાવે છે. એ **"અષાઉનાંમ ફ્રવષી"** ને લગતી ખીશ્કારીનું બયાન ઘણે ભાગે **ફ્રવરદીન યશ્ત**માં રમ્જમાં આપવામાં આવેલું છે. એ માટે, જુઓ **ફ્રશો-ગર્દ, પુ૦ ૫, અંક ૧,** પાને ૧૫ મે **ફુટનોટ નં૦ ૨.**

(૧૯૧) આ છઠ્ઠા મીથ્રમાં જણાવેલાં મરકજો—ગંજીશી, કંગદેજી, તથા વરજમી—(જુઓ ઊપર **ફુટનોટો નં૦ ૧૦૯, ૧૧૨, તથા ૧૧૩**) મરણ બાદ અણદીઠ આલમમાંથી પસાર થતાં મળતાં સ્ટેશનો છે, જ્યાંથી દરેકે દરેક ઊરવાન—પછી "અશો" હોય કે "દુરવંદ" હોય—તેઓને પોતીકી નેમાયલી જગ્યા તરફ જવા પહેલાં કુદરતને કાયદે પસાર થવું પડે છે. પણ "અશો" માણસો ગંજીશી ને કંગદેજીમાંથી ઝડપમાં પસાર થઇ જાય છે, અને તે વખતે તેઓનું ભાન તે તબકાઓ ઊપર મુદલ જાગૃત થતું નથી, યાને કે તે તબકાને લગતી તેઓની કારદાની નહી હોવાથી ત્યાંથી કાંઇબી ખલલ કે અટકાવ વગર પોતીકાં ઊચ ખુશાલીનાં ભાન સહીત તે તબકાઓ ઓળંગી જાય છે, અને વરજમી ઊપરજ એકદમ મુકામ કરે છે. એથી ઊલટું બદ-કેરદારવાળાઓને તો આ ગજીશી યા કંગદેજી યા બન્ને ઊપર પોતાની વધતી ઓછી બદ કારદાની મુજબ થોભવું પડે છે, અને ત્યાંથી ફારેગ થતાં વરજમીમાં થઇને "અપાખ્તર" ની હાલતમાં દાખલ થાય છે, પણ વરજમી તબકાનું ભાન થતું નથી.

(ફુટનોટ ચાલુ.)

મરકજે-કંગદેજી અને મરકજે-વરજમીમાંથી ઊરવાન કુદરતના અચુક ઈનસાફને કાયદે આગલ વધે એવી રીતના મીથ્ર લે છે;

* (૭) ત્યારબાદ, તે ઊરવાનને પોતાની આખી જીંદગી દરમ્યાન જોઈતી તરીકત પાળવાની અંદર કાંઈક

---

[પાને ૮૫ થી ફુટનોટ ચાલુ.]

"અશો" ને લગતાં ઊરવાનોને પણ કુદરતી કાયદે મરણ બાદ ગંજીશી, કંગદેજી ને વરજમીમાંથીજ પસાર થવાનું હોવાથી, અહીં છઠો મીથ્ર ખાસ એ મતલબથી પણ કરવામાં આવે છે, કે "અશો" ઊરવાન કુદરતના ઇનસાફને કાયદે કાંઇબી ખલલ કે અટકાવ વગર આ તબક્કાઓ ઓળંગી જાય.

* અહીં ખુબ ધ્યાનથી નોંધવું કે, પાના ૮૨ થી ૮૯ સુધીમાં જે **નવ મીથ્ર** સીલસીલાબંધ આપ્યા છે તે તો ફકત જે ઉરવાન પોતાની ઉંચ કારદાનીના સબબે આ ખનીરથબામી હમેશને માટે છોડી જઇ, ફરી અહીં નહીં આવતાં, દાદારે ગેહાંન પસાર કરી જઇ અણદીઠ આલમમાં વાસો કરવાનું હોય છે તેનીજ ક્રીયા વખતે ઉપલા નવ સીલસીલાબંધ મીથ્રો કરવાનું ફરમાન છે. પણ જો તે ગુજર પામેલું ઉરવાન પોતાની દુરવંદી કારદાનીનાં સબબે "તનાસખ" (reincarnation) ને લગતું હોય છે, યાને કે 'દુઝખ' ને લાયકનું એટલે કે 'આ દુન્યામાં ફરી જન્મ પામવાને લાયકનું' હોય છે, તો તેને માટે ઉપર જણાવેલા નવ મીથ્રોમાંનાં ફકત **પહેલા છજ મીથ્ર કરવામાં આવે છે, અને સાતમો, આઠમો તથા નવમો મીથ્ર તેના બાબમાં મુદલ નહીં કરતાં**, તેને બદલે વધારાનો એક મીથ્ર ઉપર આપેલા પહેલા છ મીથ્ર પછીના છેલ્લા મીથ્ર તરીકે તે "તનાસખ" ના ઉરવાનને માટે તેનાં "પાદ-રેઝ" વખતે ખાસ ફેંકવામાં આવે છે, જે મીથ્ર નીચે મુજબ છે:

**"ત્યારબાદ[૯૯] જો આખી જીંદગી દરમ્યાન જોઈતી તરીકત નહીં પાળ્યાથી—જેટલી અસ્પંદી 'જજા' પામીને 'દાદારે ગેહાંન' પસાર કરવા માટે જોઈએ તેથી વધુ અસ્પંદી થઈ ગઈ હોય—યાને દુરવંદ તરીકે પોતાની જીંદગી ગુજારી હોય—તો પોતાના દુરવંદીને લગતા કેશાશ ભોગવવાને માટે તેને જો 'દુજખ' યાને ફરી જન્મ લેવાનો હોય છે તો, જન્મ લેવાની આગમજ તે ઉરવાન જે એકરારો શમસમાં યા દએમાં તથા માદરના શેકમમાં કરે છે તે એકરાર મુજબ તે ઉરવાન ઉસ્તવાર રહીને પોતાનાં ઉરવાનને આગલ વધારે, એવા મીથ્ર ઘણજ અફસોસ સાથે પુર ગંભીરાઈથી કરે છે."** (ફુટનોટ ચાલુ.)

**કસર રહી ગયલી હોય,—કે જે ચોકસ અરપંદી સુધીની હોય છે,—તેને માટેની "જજા" પામીને આગલ વધવાના યાને "દાદારે ગેહાંન દીન" તરફ આગલ વધવાના મીશ્રે કરવામાં આવે છે[૧૯૨];**

---

[પાને ૮૬ થી ફુટનોટ ચાલુ.]

એક ઉરવાન દાદારે ગેહાંનને લગતું છે કે દુઝખ યાને ફરી જન્મને લગતું છે, તે તો કોઇ પીશ મરતબાના ઉરવાનીક શક્તિમાં ઘણા આગલ વધેલા સાહેબજ પોતાની અમલ્યાતી અશોઇના જોરે જોઇને કહી શકે છે. એ બાબે આગલ ચાલતાં ખુદ લખાણમાં પાને ૮૯ મે ઇસારો કરવામાં આવ્યો છે. પાજંદ **ધુપ-નીરંગ** જોડનારા આબેદ દસ્તુર સાહેબોએ જોયું કે આપણા જાહેરી ટોળામાં આ હાસમી જમાનમાં કોઇ તેવા પીશ મરતબાના સાહેબ નહીં હોય તેવી વખતે "સજા" અને "જજા" ને લગતા (યાને કે દુઝખને લગતાં યા દાદારે ગેહાંનને લગતાં) બન્ને મીશ્ર સાથે કરવા ઘણું દરૂસ્ત થઇ પડે, તે મતલબથી **ધુપ-નીરંગ**ને છેડે બન્ને "સજા" અને "જજા" ને લગતા મીશ્ર સાથે જોડીને મુકયા છે, (જુઓ ઉપર **ફુટનોટ નં० ૧૭૯**) જેથી એમાંથી જે લાયક મીશ્ર હોય તેજ કુદરતમાં લાગુ પડે.

(૧૯૨) તરીકત પાળનારાં ઊરવાનો વટીક પુરેપુરાં એકી વખતે આગલ વધેલાં હોઇ શકતાં નથી પણ તેઓથી પણ તરીકત પાળવામાં કાંઇક 'પસ-ઓ-પેશ' યાને કસરો કે ગફલતી થઇ જાય છે. હવે, આ કસરો, જો ગંભીર ગુનાહો કે જેને મરગરજાંની યાને કે "મોતને લાયક" (પાજંદ મર્ગ=મરણ + અરજાંની=લાયક) કે જેવા મરગરજાંની યાને ઊરવાનનાં મોત સમાન ગુનાહોને લીધે ઊરવાનને આ દુન્યાંમાં પાછું આવવુંજ પડે છે તેવા ગુનાહોને લગતી નથી હોતી, તો તે કસરના કામોની "જજા" યાને બદલો ભોગવવા તે ઊરવાનને "વરજમી" ઊપર થોભવું પડે છે, અને ત્યાર પછીજ "દાદારે ગેહાંન" માં દાખલ થઇ પોતાની વૃદ્ધિ આગલ કરે છે. વધુ માટે જુઓ **ફ્રશો-ગર્દ, પુ० ૫, અંક ૨,** પાને ૧૪૨-૭ મે **ફુટનોટ ન० ૯૧-૯૨.** પણ જે ઊરવાનો તરીકત ઊપર સંપુર્ણપણે સાબેત રહેલાં હોય છે તેઓને **"જજા"** ભોગવવા વરજમી ઊપર થોભવું પડતું નથી, પણ "દાદારે ગેહાંન"-ના તબકાઓમાં દાખલ થઇ, એક પછી એક કેશ્વરોમાં પોતાની વૃદ્ધિ કરે છે.

*** (૮) ત્યારબાદ[193], તે ઊરવાન છ કેશ્વર[194]માંથી પસાર થઈને પોતાની "જુપ્ત"[195] મેળવવાને ઊરતવાર રહે એવી રીતના મીશ્ર ફેંકવામાં આવે છે;**

*** (૯) ત્યારબાદ[196], "ખએત્વદથ"[197] થવાની અંદર**

---

* આવી નીશાનીવાલી **ફુટનોટ** માટે જુઓ સફે ૮૬ મે.

(૧૯૪) **છ કેશ્વર**=ખનીરથબામી હમેશાની છોડી ગયા પછી, ઊરવાન અરવાહી આલમમાં જે છ મહાન મરકજો ઊપર રહીને પોતાની વૃધ્ધિ કરે છે તેને છ કેશ્વર યાને વિભાગો (Division) કહેવામાં આવે છે. એ શશ યાને છ કેશ્વરોનાં નામો અહીંથી ખનીરથબામી યાને આ પૃથ્વીની નજદીકથી ગણતાં આ પ્રમાણે છે:—(૧) વોઊરૂ-બરેશ્તી; (૨) વોઊરૂ-જરેશ્તી; (૩) અરેજહી; (૪) સવહી; (૫) ફ્રદદફ્ષુ; (૬) વિદદફ્ષુ.

ઊપલાં છ કેશ્વરો સાથે ખનીરથબામીને યાને આપણી આ પૃથ્વી જે પણ એક આખું કેશ્વર ગણાયલું છે તેને લેતાં, "હફ્ત કેશ્વર" યાને "સાત કેશ્વરો" કહેવાય છે. સાધારણ રીતે આ "સાત કેશ્વરો" ને આપણી પૃથ્વીના સાત ખંડો તરીકે માનવામાં આવે છે તે માન્યતા સદંતર ખોટી છે.

(૧૯૫) **જુફ્ત**=ખએત્વદથની જુફ્ત, યાને કે અરવાહી આલમની છેક શરૂઆતના તબકા આગલ "આતરે મીનો કરકો" નાં બુલંદ મરકજ આગલ ઊરવન નીસ્તીમાં નીચે ઊતરતી વખતે ઊરવનના જે બે વિભાગો—**"શરીફ"** યાને કે ચહડતા મરતબાનું યાને મરદ-ઊરવાન અને **"ખસીસ"** યાને ઊતરતા મરતબાનું એટલે કે સ્ત્રી-ઊરવાન—એમ બે ભાગમાં કુદરતી અમુક કાયદે વહેંચાઈ જાય છે, તે દરેક ઊરવનના બે વિભાગો "જુફ્ત" યાને જોડાં (pair) તરીકે હમેશાં ઓળખાય છે. ટુંકમાં બોલ્યે તો, આ દુન્યાંમાં અવતરેલાં દરેક મરદ-ઊરવાંન દીઠ તેનું ઔરત-ઊરવાન રહે છે, અને જ્યારે અસલ ઊરવાનના આ બેઊ "શરીફ" તથા "ખસીસ" યાને મરદ-તથા-સ્ત્રી-ઊરવનો ઊરવાનીક વૃધ્ધિમાં ઘણાં આગલ વધી તમામ કેશ્વરો પસાર કરી જઈ, પાછાં "મીનો કરકો" નાં મરકજ કે જ્યાં તેઓ છુટાં પડયાં હતાં ત્યાં આગલ પુગે છે, ત્યારે તેઓ બન્ને વિભાગી-ઊરવાનો જોડાઈને મલી જઈને (Merge 'મર્જ' થઈને) એકમેકમાં આમેજ થઈને એક અખંડ ઊરવાન પાછું થાય છે, તે મહાન ઊરવાનીક જોડાણને **"ખએત્વદથ"** યાને "પોતાવટપણું મેળવવું" નામ આપવામાં આવેલું છે. એ બાબે વધુ લંબાણ ખુલાસા માટે જુઓ **ફ્રશો-ગર્દ, પુ૦ ૫, અંક ૧,** પાને ૪૦ મે **નોટ નં૦ ૧૨૫,** તથા હેઠળ **ફુટનોટ નં૦ ૧૯૭** તથા **૧૯૮.**

(૧૯૭) **ખએત્વદથ**—એ શબ્દના ખુલાસા માટે જુઓ **ફુટનોટ નં૦ ૧૯૫** તથા **નં૦ ૨૧૨,** તથા **ફ્રશો-ગર્દ, પુ૦ ૫, અંક ૧** પાને **૪૦** મે **નોટ નં૦ ૧૨૫;** તથા **"જરથોશ્તી ઈલ્મે ક્ષ્નૂમ સીરીઝ, નં૦ ૨"** **(રચનાર શ્રી૦ બેહેરામશાહ નવરોજી શરાફ),** પાનાં **૯૧** થી **૯૮.**

**જે કમાલ્યતપણું[૧૯૮] તે ઊરવાનને મલે છે તેની ખુશાલીના મીથ્ર કરવામાં આવે છે.**

ઉપર જણાવેલા **દરેક મીથ્રને** છેડે દરેક વખતે **સરોશનો** હવાલો આપવામાં આવે છે, યાને "**સરોશ મારફતે એ ઊરવાન આગલ વધે અને રાહત પામે**" એવા મીથ્ર કરવામાં આવે છે.

આ ઉપર જણાવેલા દરેક **મીથ્ર**માંથી તે ઉરવાન જેવી રહેણી કરણીવાલું હોય છે અને તેને જે મીથ્ર રૂચતા હોય છે તેજ મીથ્રો પેલા પેશ દસ્તુર[૨૦૦] હાજર રહેલાંઓને ફરમાવે છે (જુઓ **ફુટનોટ પાને ૮૬ મે**), અને તે હાજર રહેલાઓ તરફથી આ બધા **મીથ્ર**માંથી ફરમાવ્યા મુજબનાજ **મીથ્રો** ફૂંકવામાં આવે છે. આ બધા મીથ્રોમાંના દરેક મીથ્ર કરતી વખતે પેલા પેશ દસ્તુર પેલો "બખુર" એસમ-બોએ લઇને આતશ ઉપર મુકયા જાય છે.

---

(૧૯૮) **કમાલ્યતપણું**=સંપુર્ણપણું; અખંડપણું. એક ઊરવાન જ્યારે ખએતવદથ કરી રહે છે, યાને કે પોતોકાંને લગતી જુફતમાં આમેજ થઇ જાય છે, ત્યારેજ ઊરવાન સંપુર્ણ થયલું (Individuality) ગણાય છે, ત્યાંસુધી તે અધુરાંપણાંમાંજ રહે છે. ખએતવદથ થયલાં એક ઊરવાન-નેજ ત્યારપછી અરવાહી આલમ હમેશની છોડી, ઊંચ જીરમાની આલમમાં દાખલ થવાનો પરવાનો તુરત મલે છે, કે જ્યાં વધુ વૃદ્ધિ ઊરવાનને હજી પામવાની સરજત થયલી છે.

(૨૦૦) **પેશ-દસ્તુર** ઊરવાનીક વૃધ્ધિમાં કેટલા બધા આગલ વધેલા હોવાજ જોઇએ અને તેવણની ઊંચ લાયકાતો શી હોવી જોઇએ તેનો અહીંઆં આપણને ભાસ થાય છે. એક ઊરવાનના ગુજરવા બાદ, તે ઊર-વાન હલકી કરણીના સબબે ફરી ખનીરથબામી ઉપર પાછું ફરશે કે "દાદારે ગેહાંન" માં ઊંચ કરણીને લીધે આગલ વધશે, તે સ્થીતી બરાબર પોતાની રૂહાંની ચશ્મથી પીછાની લઇ, તેજ મુજબ લાગુ પડતી ક્રીયાઓ અને મીથ્ર કરવા તેવણ ફરમાવે છે, જેથી ક્રીયાઓ સંપુર્ણ રીતે કારગત લાગે છે. આ ઊપરથી એક દીન-દસ્તુર યાને પેશવાનો અસલ જરથોસ્તી દએન મુજબ કેટલો બધો બુલંદ મરતબો તથા જોખમદારીઓ હોવાં જોઇએ તેનો ખરો ખ્યાલ આપણને આવે છે. ખોદા કરે ને આપણાં વચ્ચે આવા અશોઇવાલા પોતાની રૂહાંની શકિતઓ ખીલવેલા દસ્તુરો જન્મ પામે અને કોમને હાલની નાથ વગરની, આંધાધુંધી, આંધળો આંધળાને દોરવે તેવી હાલતમાંથી તેરવીને બહાર કાઢે, એવી દુવા દર બંદગી વખતે આપણે કરવી જોઇએ!

## "પાદ-રૂઝ" ના મીથ્રની ક્રીયા પછી "સોશ" ની ક્રીયા તથા તેમાં આપવામાં આવતી ફૂરજ.

આ મીથ્રને લગતી ક્રીયા કીધા પછી, "સોશ" ની ક્રીયા[૨૦૧] શરૂ થાય છે, અને જે તેનો ફરજ લેનારો હોય તેને

---

(૨૦૧) **સોશની ક્રીયા**—સાધારણ રીતે હાલમાં ઊઠમણાં વખતે ઊઠમણાંને છેડે જે "ગાહે ભણાવવાની" ક્રીયા કરવામાં આવે છે, તેનું ખરૂં અસલ નામ "સોશની ક્રીયા" છે. **"સોશ"** ના ઘણા મીનીંગ થાય છે, પણ અહીંઆં "નેમેલી ખાસ ગેહમાં ખાસ ફરજ આપવા લેવાનો વખત" એમ અર્થ થાય છે. એ વખતને **"ગાહે ભણાવો"** કરીને પણ કહે છે, જે ઊપરથી હાલની ગુજરાતીમાં "ગાય ભણાવો" એવું ખોટું રૂપ થયું છે. આ ખુલંદ "સોશ" યાને "ગાહે" ની ક્રીયા તેનાં અસલ સ્વરૂપમાં અહીં આપવામાં આવી છે. હાલમાં તો ઊરવાનની નેયતે જે બધી ક્રીયાઓ તથા બંદગીઓ કરવાની ફરજ તે લેનારને માટે નાંખવામાં આવે છે, તે ફરજો બજાવવાનો કોલ પાળવામાં આવતો નથી, તે જોઇ બેહદ ખેદ ઊપજે છે. હાલમાં, ગમે તેટલી નાની વયના ઘેરના ખુચાને યા તો નાનાં મોટાં સગાંને મરનારના "પાળક" તરીકે મોંહડે પોકરાવવામાંજ બધી ક્રીયા આવીને અટકે છે, પણ ત્યાં જે મીજલસ સનમુખ ઊરવાનની ફરજ માટે તેની પાસે ખાસ વચન લેવામાં આવે છે, તે પાળવા પળાવવાની ઘણે મોટે ભાગે ચોકસાઇ રખાતી નથી. આ રીતે વર્ત્યાથી ઊરવાનની ફરજના ચોર આપણે ઠડયે છીએ. વાસ્તે "સોશની ક્રીયા" માં જે દરેક બર-વકતની ક્રીયા કરવાની તેમજ એક **"લાખ"** ("લાખ" નો ખરો અસલ ખુલંદ અર્થ આપણે આગલ ચાલતાં **ફુટનોટ નં૦ ૨૦૩** માં જોઇશું) ભણવાની તેમજ વરસી તુલીકમાં ૩ વંદીદાદ, ૩ સરોશની યજશ્ને (ત્રણ દીવસમાં કરવામાં આવતી ક્રીયા ઊપરાંત) કરવાની અને ગેતીખરીદની ક્રીયા અને ચાલુ દરન કરવાની ફરજ લેવામાં આવે છે તે બધી પાક નિષ્ઠાથી (Conscientiously) અંતઃકરણપુર્વક બજાવવીજ જોઇએ. આપણી જરથોસ્તી દએનમાં તો દરેકે દરેક કોલ—દુરવંદને વટીક અપાયશ્નો કોલ—પાળવાની સખત તાકીદ કરેલી છે, અને કોલ તોડવો અને તેબી ઊરવાનની નૈયતે લીધેલો કોલ તોડવાનો તો અજીમ ગુનાહ ગણેલો છે. એક ખરા જરથોસ્તી બચ્ચાનું પહેલું લક્ષણજ "મેહેર" યાને સચ્ચાઇ તથા કોલ પાળવાનું છે, પછી તે ગમે તે ભોગે કાંય નહી હોય, કારણ કે સચ્ચાઇ અને કોલની તરીકત તો અશોઇનું પહેલું પગથ્યું છે, જે વગર બીજાં પગથ્યાંઓ ઊપર જવાની કોશેશ મિથ્યા જાય છે.

બોલાવીને વડા દસ્તુર તેને માથે બધી દરેક બરવકતની ક્રીયા[૨૦૨] કરવાની ફરજ નાંખે છે. ત્યાર પછી, ઉપલી ક્રીયા ઉપરાંત, તેણે પોતે ખાસ તે ઉરવાનને માટે એક "**લાખ**"[૨૦૩] ભણુવાની

---

(૨૦૨) **બર-વકતની દરેક ક્રીયા**=મરણ પછી જુદા જુદા પ્રસંગ પ્રસંગે કરવાની ક્રીયા, જેવી કે, ચેહારમ, દહમ યાને દહ્યું, સીરોજ યાને ત્રીસમે દીવસે કરવામાં આવતી સીરોજાની ક્રીયા (જે ૧૮૦ મે દીવસે યાને છમસી ટાંકણે અને ૩૬૫ મે દીવસે યાને વરસી ટાંકણે પણ કરવાનું ખાસ ફરમાન છે), સાલ યાને વરસી, દરેક રોજગાંન યાને ચાલુ દીવસો સુધી થતી બાજ-આફ્રી-ગાંન, દરેક માહીગાંન યાને મહીને મહીનેનો અવસર, દરેક સાલીગાંન યાને વરસે વરસે પડતો અવસર, જશનો, પાવી, ગાહમબાર, ફ.વરદીયાંન, આખું વરસ ચાલુ સરોશ પતેત, મુકતાદ, ગેતી-ખરીદ, હમાયસ્ત, નીરંગદીન, લાખ, વીગેરે.

(૨૦૩) "**લાખ**"—હાલમાં "ગાહે" ભણાવતી વખતે યાને ઊઠમણાં વખતની "સોશની ક્રીયા" વખતે, ફરજ લેનાર પાસે "યક **લાખ**, પન્જ-સદ અહુનવર," એમ જે કબુલાત લેવામાં આવે છે, તેમાં "**લાખ**" નો મીનીંગ એક લાખની સંખ્યામાં અહુનવર એમ હાલમાં કરવામાં આવે છે, પણ તે સદંતર ખોટી માન્યતા છે. "**લાખ**" શબ્દ તો એક ઘણીજ ઊમદા ક્રીયાને આપવામાં આવેલું છે, કે જે હાલમાં સદંતર આપણા વચ્ચેથી ભુલાઇ ગઇ છે, અને દરેકે દરેક શખ્સને જીવતાં જીવત પણ પોતાની "**લાખ**" ચાલુ ફ.વરદેગાનના દીવસો ઊપર ભણવાનો હુકમ છે. આ "**લાખ**" શબ્દ ત્યારે અસલ શું અર્થે વપરાતો હતો?

ફ.વરદેગાંન યાને મુકતાદના દીવસો ઊપર—ખાસ કરીને સ્પેન્દારમદ મહીનાના આશ્તાદ રોજથી અનેરાંન રોજ સુધી ચાલુ ફરજ્યાત ઊપરાંત "**ફ્રામઑત**" **નો હા** અને ત્યાર પછીના ગાથાના પાંચ દીવસો ઊપર અનુક્રમે **પાંચ ગાથાના હા** ભણવાનો રીવાજ અત્યાર સુધી જાયજ છે; પણ તે ઊપરાંત, ઊપલા દશ દીવસો દરમ્યાન દરેક જણને "**લાખ**" ભણવાનો પણ ખાસ હુકમ છે. આ "**લાખ**" નો જેમ સાધારણે અર્થ કરવામાં આવે છે તેમ કાંઇ એક લાખની સંખ્યામાં યથા ભણવાનો અર્થ મુદલ થતો નથી. પણ ચોકસ સંખ્યામાં—યાને કે, અનુક્રમે

**૫૭૦૦ યથા અહૂ વઇરયો,**
**૨૧૦૦ યેંઘહે હાતાંમ,** તથા
**૧૨૦૦ અષેમ વોહૂ**—

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૯૭ મે ચાલુ કીધું છે.)

---

[પાને ૯૧ થી ફુટનોટ ચાલુ.]

ઊપર જણાવેલી સંખ્યાના કલામો ફ્રવરદેગાંનના પહેલા દશ દીવસોની અંદર રોજ **સરોશની ક્ષનુમન** (આ **સરોશની ક્ષનુમન** કેમ લેવી તે બાબે જુઓ આગલ આપેલી **ફુટનોટ નં૦ ૫૯** જેમાંથી હાલનાં કુસ્તીના ભણતરનો આખો ભાગ કાહાડી નાંખી તેની જગ્યાએ "યથા," "યેંઘહે હાતાંમ" ને "અષેમ" ભણવા) સાથે ભણીને પુરા કરવાની તરીકતને **"લાખ"** નામ એક મરતબે આપવામાં આવ્યું છે, જો કે **"લાખ"** ની અંદર તો હજીબી એથી પોહોળો અર્થ સમાઇ જાય છે, જે નીચે મુજબ છે:—

ઊપર "યથા," "યેંઘહે હાતાંમ" તથા "અષેમ" ની જે એકસરખી સંખ્યા દરેક જણને માટે જણાવેલી છે તે તો સરાસરી (Average) છે, પણ અસલ તો દરેક ઊરવાનના તબક્કા મુજબ તેને પેશ પડતી લાયક સંખ્યામાંજ "યથા," "યેંઘહે હાતાંમ" તથા "અષેમ" ની જુદી જુદી **લાખ** ભણવાને સ્રોષા-વરેજ સાહેબ યા બીજા પેશ-સાહેબ દરેક ઊરવાનને પીછાણીને તે મુજબ જુદી ફરમાવતા હતા. આ રીતે દરેક ઊરવાનની **લાખ**ના બાબમાં "યથા" "યેંઘહે હાતાંમ" તથા "અષેમ" ની સંખ્યા જુદી પડતી હતી, અને જ્યારે તે ઊરવાન અહીંથી રહેલત કરી જતું હતું, ત્યારે તેની પોતીકી જીંદગી દરમ્યાન ભણાતી **"લાખ"** તે ઊરવાનની ફરજ લેનારો તેનાં મરણ બાદ પાછો ચાલુ રાખતો હતો. પણ હાલમાં એવા કોઇ પેશ-સાહેબ નહી રહેલા હોવાથી, દરેકની જુદી જુદી "લાખ" શોધી કાઢવાનું અશકય હોવાથી, પેગામ્બર સાહેબના 'હુશમોરદી' (યાને સામાન્ય) કોલ મુજબ, દરેક ઊરવાન માટે એકસરખી લાગુ પડતી સરાસરી **"લાખ"** ઊપર મુજબ ભણવાનો હુકમ છે.

મરનારને નામની પોતીકી **"લાખ"** પણ મુકતાદમાંજ ભણાવી જોઇએ, અને વરસની હદ નથી. જેટલાં વરસ વધારે ભણાય તેટલી સારી છે, ને જો ફરજ લેનાર પોતાની જીંદગી છે ત્યાં તુલીક ભણે તો ઊત્તમ છે. ફકત આસ્માની ગીરદેશ જેવી કે બીમારી હોય ત્યારે માફ છે, અને સુલતાની ગીરદેશ (યાને રાજ તરફથી આવતી હોનારત) માં જાયજ છે, કારણ કે આપણાં રાજ્યમાં બંદીખાનાંમાં પણ ફરજયાત કરવાનો હોકમ હતો ને મુકતાદમાં સર્વે જાયજ હતું. ત્યારે ફ્રવરદેગાનના પહેલા દશ દીવસોમાં **૫૭૦૦ "યથા", ૨૧૦૦ "યેંઘહે હાતાંમ"** તથા **૧૨૦૦ "અષેમ"** સરખે હીસ્સે પુરા કરવા માટે, જો **દરરોજના ૫૭૦ "યથા"**, તથા **૨૧૦ "યેંઘહે હાતાંમ"** તથા **૧૨૦ "અષેમ"** રોજ સરોશની ક્ષનુમન સાથે માંડવામાં આવે, તો ૧૦ દીવસની અંદર તમામ સેહેલાઇથી પુરા કરી શકાશે.

(ફુટનોટ ચાલુ.)

તથા ત્રણ વંદીદાદ,[૨૦૪] ત્રણ સરોશની યજશ્ને[૨૦૪] અને ગેતી-ખરીદની અને દરૂન કરવા માટેની ફરજ પેલા પેશ દસ્તુર તે ફરજ લેનારને આપે છે. આ ફરજ આપ્યા પછી પેશ દસ્તુર પેલા ફરજ લેનારને ગુલ (યાને ફુલ) આપે છે, અને તેજ વખતે દસ્તુર પોતે પેલો સુદરેહ, કુસ્તી, છુરી, તસ્બીહ, અને અંગુશ્ટી ફરજ લેનારને આપે છે.

આ સુદરેહ–કુસ્તી, છુરી, કેરબાની તસ્બીહ, અને રૂપાંની અંગુશ્ટી યાને વીંટી, જે "પાદ–રૂઝ" ની ક્રીયા વખતે મીઝ ફેંકતી વખતે ત્યાં હાજર રાખવામાં આવે છે તે પેશ દસ્તુરે પેલા "**સોશ**" ભણીને ફરજ લેનારને એક હદીઆ તરીકે હવાલે કરવાનો આપણો જરથોસ્તી દએનનો અસલ કાયદો છે. આ સુદરેહ–કુસ્તી ફરજ લેનાર પોતે પહેરે છે, અને છુરી ચાલુ પોતાની ખાસ વાપરવાની જગોએ રહેવા દે છે, તેમજ કેરબાની તસ્બીહ યાને

---

[ પાને ૯૨ થી ફુટનોટ ચાલુ. ]

ઊપલાજ નિયમે ત્યારે હાલમાં ગુજરેલાંને નામની "**લાખ**" દર વરસે ફ્રવરદેગાનના પહેલા દશ દીવસો ઊપર તેની ફરજ લેનારે (પાળક થયલાએ) પોતે કરવી જોઇએ, કારણ કે તે તે મુજબ "લાખ" ભણવાની ગંભીર કબુલાત **પાદ–રૂઝ** વખતે "સોશ" ની ક્રીયામાં આપે છે.

ફ્રવરદેગાંનના દીવસો ઊપર આવી રીતે પોતા માટે તેમજ ઊરવાનની નેયતે ભણાતી "લાખ" થી ઊરવાનની વૃદ્ધિમાં કેટલો બધો ફાયદો થાય છે, તથા ખરાં દીલથી, અશોઇથી અને પાક મનશ્નીથી "**યથા**", "**યેંઘહે હાતાંમ**", તથા "**અષેમ**" ના આ સૌથી મોતેબરમાં મોતેબર અસલ કલામો બર–વકતે આવી રીતે ભણ્યાથી શું અણદીઠ ફાયદાઓ થાય છે તે હાલને તબક્કે સમજાવી શકાય તેમ નથી, કારણ કે બહુ લંબાણ થઇ જાય. વાસ્તે, હાલમાં તો તદન ભુલાઇ ગયલી અસલ "**લાખ**" ની એક સૌથી બુલંદ તરીકતનીજ અત્રે નોંધ લઇ, તે પાછી આપણાં બસ્તે–કુસ્તીઆંનોમાં ફરી જારી થાય અને તેનો બુલંદ નતીજો મેળવવા ઊરવાન ભાગ્યશાળી થાય એવું ઇચ્છીશું !

(૨૦૪) આ **ત્રણ વંદીદાદ** અને **ત્રણ સરોશની યજશ્ને**, ચેહારમ અને વરસીની મુદતની અંદરજ જુદી કરાવવી જોઇએ, અને પહેલા ત્રણ દીવસ સુધી કરવાની ત્રણ વંદીદાદ અને ત્રણ સરોશની યજશ્ને સાથે એને કશો સંબંધ નથી.

( ફુટનોટ ચાલુ. )

હદી હમેશાં પોતે ભણતી વખતે પોતાનાં ઉપયોગમાં લે છે, અને રૂપાંની અંગુશ્ટી પોતાને આંગલે પહેરી રાખે છે. આ રીતે તે જયારેબી પેલી છુરી જોય છે ત્યારે, તેમજ ચાલુ ભણતી વખતે તસ્બીહ વાપરયાથી અને હમેશાં પોતાને આંગલે ચાલુ વીંટી પહેરેલી જોવાથી—દરેક વખતે ચાલુ પેલા ફરજ લેનારને જે ઉરવાનની ફરજ લીધેલી હોય છે તેના ચાલુ મીથ યાને વિચાર ફેંકાયા કરે છે, કે જેથી તે પોતાની ફરજને માટે હમેશાં ઉસ્તવાર રહે છે.

## અનજુમનના દરેક સભાસદ તરફથી હાથમાં "ગુલ" યાને "ફુલ" રાખીને તે ઊરવન માટે "પાએ-મોજદ" આપવાના ભણતરનો એકરાર.

ત્યારબાદ, બધી અનજુમનને "દએ-મોબેદ"[૨૦૫] ગુલ આપે છે. આ ગુલ આપ્યા બાદ, દરેક જણાં ગુલ હાથમાં

---

[પાને ૯૩ થી ફુટનોટ ચાલુ.]

પહેલા ત્રણ દીવસ સરોશ-વંદીદાદ કરવા સંબંધમાં અગાઊ આપેલી **નોટ નં૦ ૧૦૨-૦૩**માં ઊમેરો અહીં કરી શકાય, કે સબ ઘેરમાં હોય તે છતાં દરેમેહેરમાં સરોશ સૌ બેસાડી શકાય, કારણ કે સરોશની ક્રીયા ખાસ ગણેલી છે, અને તે ગુજરેલાં ઊરવાન અને સબ અન્નેને વાસ્તે છે, અને વળી જે ઘરમાં રૂવાંન થયું હોય ત્યાંથી દરૂજ દુર કરવાની પણ મતલબ છે. જેમકે, દાખલા તરીકે પાયદસ્તથી આવ્યા પછી ઘેરનાં દરેક આદમીઓ, જેમ તરીકતમાં ફરમાવ્યું છે તેમ, બદન કપડાંને ત્રણ મરતબે નીરંગ ચોપડી, ત્રણ મરતબે ઝીણી રેતી ચોપડી, ને પહેલાં ત્રણ વખત આબના ત્રણ કળસ્યા ઓટીને પછી ગુસલ કરે, ને ત્રણ દીવસ સુધી માંથ્ર ભણે, ને ત્રણ સરોશ ને ત્રણ વંદીદાદ કરાવે ને બાજો ધરાવે. ત્યાર પછીજ દરેક ચીજો તે ઘેરમાં લાવવી ને પકાવવી અને આપણા 'ઇસ્તેઅમાલ' (યાને ખપ) માં લેવી જોઇએ. (જુઓ **વંદીદાદ, ફરગરદ ૧૨ મી.**)

(૨૦૫) **દએ-મોબેદ**—અસલ આપણાંમાં મરણ, લગન, નવજોત વીગેરે ટાંકણે પહેલેથી છેલ્લે સુધી જે જે બધી ઘરતી ક્રીયાઓ કરાવવા ઊપર નેગાહ રાખવા તથા તે ટાંકણાનો આખો કારોબાર બરોબર પાર ઊતારવા માટે જોખમદાર યોજદાથ્રેગરો રહેતા હતા તેઓ **"દએ-મોબેદ"** યાને

(ફુટનોટ ચાલુ.)

પકડીને પોતે નઇયત બાંધે છે કે આ ઉરવાનના **"પાએ-મોજદ"** ને વાસ્તે આએ ગુલનાં પેવંદથી હમો પોતે જે દસ્તુરની સનમુખ બોલશું તે કબુલમંજુર છે. આ ગુલને દરેક ત્યાં હાજર રહેનાર બસ્તે-કુસ્તીઆંન પોતાને ઘેર લઇ જાય છે અને જ્યાં સુધી તે સુકાઇ જાય ત્યાં સુધી તેને સાચવીને રાખે છે, જેની મતલબ એ છે કે પોતે જે "પાએ-મોજદ" નો ત્યાં એકરાર કરે છે તેનો તે ગુલ એક ગવાહ યાને સાક્ષી છે. પોતે જે પાએ-મોજદનો ત્યાં એકરાર કીધેલો છે તે એકરાર જ્યાં સુધી પુરો થાય નહીં ત્યાં સુધી તે ગુલને પોતાનાં ઘેરમાં પોતાની નજર સમક્ષ ચાલુ રાખી મુકે છે, કે જેથી ચાલુ તેને તેના એકરારના "પાએ-મોજદ" ના મીશ્ર થયા કરે છે.

ત્યાર પછી તે મીજલસમાં પેલો **"દએ-મોબેદ"** ઉભો થઇને બાંગેબુલંદ દસ્તુરોને, મોબેદોને, ખેશ કુટુંબીઓને, દોસ્ત આસ્નાવોને, અને અનજુમનને પુછે છે કે: "તમો દરેક જણ ફલાંન-બીન-ફલાંન ઉરવાનના 'પાએ-મોજદ'[૨૦૬] યાને 'પ્યારના બદલા' તરીકે શું આપો છે?" ત્યારે મજકુર અનજુમનમાંથી

---

[પાને ૯૪ થી ફુટનોટ ચાલુ.]

**"બજાવનાર-મોબેદ"** (Managing Director) ના એલકાબે ઓળખાતા હતા. જ્યારેબી કોઇને ત્યાં સારો રૂડો અવસર નીકળતો, કે સૌથી પહેલાં **"દએ-મોબેદ"** ને તુરત બોલાવવામાં આવતા, કે જેવણ દરેક ઘટતી ક્રીયાઓ પ્રસંગ મુજબ કરાવીને પાર ઊતારતા હતા. તે માટે અલબત્તાં "દએ-મોબેદ" દરેક વાતની માહીતી અને પુર સમજણ ધરાવતા હતા, અને દરેક ઘટતા મરતબાનું જ્ઞાન જે કોઇને "કારે-કમાલ્યત" માં (યાને સંપુર્ણ બજા લાવવામાં) હોય તેવાઓનેજ "દએ-મોબેદ" તરીકે દસ્તુરાંન દસ્તુર ઠેડવતા હતા.

(૨૦૬) **પાએ-મોજદ**——અહીં **"પાએ-મોજદ"** ની અસલ બુલંદ ક્રીયા તુલોતવીલ* વર્ણવવામાં આવી છે, પણ આ **"પાએ-મોજદ"** ની ક્રીયાનો ખ્યાલ વટીક આપણાં લોકો જમાનાની ગીરદેશથી સદંતર ગુમાવી બેઠાં છે. હાલમાં પાછલી રાતનાં ઊઠમણાં (યાને પાદ-રૂઝ) વખતે, ધુપ-નીરંગ (યાને અસલ **મીઅ્રની** ક્રીયા) તેમજ "ગાહે" ('ગાય') ભણાવવાની (યાને અસલ "સોશની ક્રીયા") એવી બે ક્રીયાઓ કરવામાં આવે છે,

**(ફુટનોટ ચાલુ.)**

એક પછી એક દરેક જણ—દસ્તુરો અને મોબેદો સુદ્ધાં—પોતપોતાની મરજી મુજબ પેલાં ઉરવાનની નઇયતે—કોઇ ચોકસ સંખ્યામાં "**યથા**" ભણવા, કોઇ ચોકસ સંખ્યામાં "**અશેમ**" ભણવા, કોઇ ચોકસ સંખ્યામાં "**યેંઘહે હાતાંમ**" ભણવા, કોઇ ચોકસ સંખ્યામાં "**યજશ્ને**" કરાવવા, કોઇ કેટલાક "**વંદીદાદ**" કરાવવા, કોઇ કેટલીક સંખ્યામાં "**યશ્ન**

---

[પાને ૯૫ થી ફુટનોટ ચાલુ.]

પણ અસલ ફરમાંન તો, પાદ-રૂઝની વખતે મીઝ્ર તથા સોશની ક્રીયા થઇ રહેવા બાદ, એક ત્રીજી બુલંદ ક્રીયા, જે "પાએ-મોજદ" ની ક્રીયા તરીકે ઓળખાતી હતી તે પણ હમેશાં કરવામાં આવતી હતી. આ **"પાએ-મોજદ"**-ની અસલ બુલંદ મોતેબરીનો ખ્યાલ લેવા માટે જરા લંબાણથી ખુલાસો કરીશું. તે પહેલાં **"પાએ-મોજદ"** એટલે "ઉરવાન તરફનાં પ્યારનો બદલો." એ અર્થ ગોખી રાખીશું.

હાલમાં આપણાંમાં એક કાંઇ એવોજ રવૈયો ફકત દેખાદેખીથી પડી ગયો છે કે ગુજરનારને નામે તેના બપોર પછીનાં ઊઠમણા ('ખરો ઊઠમણાનો પ્રસંગ કયો?' તે બાબે જુઓ આગલ આપેલી **ફુટનોટ નં૦ ૧૫૯**) વખતે તેના ખેશીઓ તથા દોસ્તો વીગેરે નાણાંની બની શકતી સખાવત જાહેર કરે છે, અને જુદાં જુદાં ખાતાંઓમાં જેમ ગમે તેમ તે સખાવતનો ફાળો આપવામાં આવે છે. પણ ગુજર પામનાર ઉરવાન માટે જે ખરેખરી સખાવત કરવાની છે, કે જે માટે ચાહો તો એક પાઇની પણ જરૂર પડતી નથી, તે ખરી "રાદી" સખાવતનો તો ખ્યાલ વટીક સદંતર આપણાં વચ્ચેથી ભુલાઇ ગયો છે.

એક વખત કોઇબી ઉરવાંન અહીંથી રહેલત પામ્યું, કે પછી તેને માટે તેની યાદમાં તેનાં ખેશીઓ વીગેરે પોતપોતાની કમાઇના લખ્ખો રૂપીઆ કાં નહી ખરચે, યા ઑસ્પીટાલ સ્કુલ વીગેરે વીગેરે મકાનો કાં નહી તેને નામનાં જીવતાંઓ ફંડ કરીને ઊભાં કરે, પણ તે બીલકુલ એક પૈબાર પણ તે ગુજરનાર ઉરવાનને કામ લાગતાં નથી, યા તેઓના અણદીઠ આલમમાં રાહત આપવામાં યા આગલ વધવામાં મદદ કરી શકતાં નથી, કારણ કે ઉરવાનને તો અહીંનું ખાકી તન છોડયા પછી યાને ગુજર્યા પછી ફકત જરથોસ્તી ધર્મે શીખાડેલા **મીઝ્ર માંથ્ર** અને **યશ્ન** યાને ક્રીયાઓની મદદનીજ એકલી જરૂર પડે છે. જયાં સુધી તેનો અહીં શ્વાસોશ્વાસ છે ત્યાં સુધી ઉપરથી આવતા સેયારાના મેગ્નેટીક કરન્ટને લીધે કશાશને કાયદે તેને પૈસા મળતા હતા, પણ મરણ પછી આ દુન્યાનો

(ફુટનોટ ચાલુ.)

**હપ્તંઘહાઈતી**" (યાને મોટી હપ્તન યશ્ત) ભણવા, કોઇ કેટલીક "**ન્યાએશ**" ભણવા, કોઇ કેટલીક "**યશ્ત**" ભણવા, કોઇ કેટલીક "**સરોશ યશ્ત**" ભણવા, કોઇ કેટલાક "**ગાથા**" ભણવા, યા કોઇ કેટલીક "**લાખ**"[૨૦૩] ભણવા,—એમ દરેક

[પાને ૯૬ થી ફુટનોટ ચાલુ.]

કેશાશ ખલાસ થાય છે. જ્યાં સુધી તે ઊરવાન આ દુન્યાંમાં હેયાતી ભોગવતું હતું અને ખાકી બદન ધરાવતું હતું, ત્યાં સુધી તેણે હાથે જાતે જેટલીબી સખાવતમાં—અને તેબી ફકત ખરી "રાદી" સખાવતમાંજ ("રાદી" સખાવતના ખુલાસા માટે જુઓ **ફુટનોટ નં૦ ૨૦૭ તથા ૨૦૮**) પોતાની સકમાઇના રાસ્તીથીજ મેળવેલાં તથા રાદી ધંધામાંથીજ પેદા કરેલાં નાણાં રોકયાં હશે, તેનોજ બધો નેક તોશો તે ઊરવાન પોતીકી સાથે મરતી વખતે લઇ જશે, પણ ગુજરવા બાદ તે ઊરવાંનની પોતીકી દોલતબી તેનાં વારસ ખેશીઓ ગમે એટલી મોટી મોટી સખાવતમાં આપે તોબી તે તેને $\frac{1}{૧૬}$ યાને ઘણાજ નજીવા ભાગ સીવાય મુદલ કારગત લાગવાની નથી, પણ તેના નેક યા બદ નતીજો, સખાવત રાદી યા ગેરરાદી હોય તે મુજબ, લગભગ આખે ભાગે પેલાં જીવતાંઓનેજ પુગે છે.

ત્યારે, આ કાયદા ઊપરથી આપણને બે ઘણી ઊમદા ચીજ શીખવાની મલે છે: એક તો, આપણે મેળવેલા પૈસા સકમાઇના અને તદન પ્રમાણીક "રાદી" રીતના અને ધંધાના હોવા જોઇએ અને જીવતાં જીવતજ આવી રીતે સકમાઇના મેળવેલા આપણા પૈસાનો સૌથી સરસ ઊપયોગ કરી, તેની "રાદી" સખાવતમાંજ વ્યવસ્થા આપણે હાથે જાતે અહીંજ કરી લેવી જોઇએ, કે જેથી મરણ બાદ તેને લગતો સવાબનો તોશો આપણી સાથે આવે, કારણ કે મરણ બાદ આ દુન્યાંની એકવારની આપણી ચીજો ઊપર પણ આપણો કશોબી (સેહેજસાજ સીવાય) અખત્યાર રહેતો નથી. બીજું તો, ગમે તેવો મુફલેસમાં મુફલેસ એક શખ્સ કાં નહી હોય પણ તેના ગુજરવા બાદ જો તેનાં મુફલેસ ખેશાઓ વટીક ચાહે તો તેની તરફના પ્યારના બદલામાં યાને "પાએ-મોજદ" તરીકે બુલંદ જરથોસ્તી દએનના ફરમાન મુજબ સૌથી બુલંદમાં બુલંદ મદદ તે ગુજરેલાં વ્હાલાં ઊરવાનને અહીંથી પોહોંચાડી શકે છે. આ "રાદી" સખાવત તે આપણા પાક જરથોસ્તી દએને ફરમાવેલા **મીથ, માંથ્ર અને યશ્નથી** બની શકે છે. આ પાદ-રૂઝ વખતે થતી "રાદી" સખાવતનું નામ "**પાએ-મોજદ**" ની બુલંદ ક્રીયા છે.

અસલ ઇરાનમાં આપણા જરથોસ્તીઓમાં વખ્શુરે વખ્શુરાન સાહેબના કૉલ પ્રમાણે, જે **પાએ-મોજદની ક્રીયા** થતી હતી તે ઊપર લખાણમાં તુલોતવીલ સમજાવેલી હોવાથી અહીં પાછી ફુટનોટમાં આપવાની જરૂર નથી.

(ફુટનોટ ચાલુ.)

આખી અનજુમન પેલા દસ્‍એ-મોબેદ આગલ એકરાર કરીને જાહેર કરે છે. તે વખતે દસ્‍એ-મોબેદ દરેક જુદા જુદા માંથ્રોની સંખ્યા નોંધી લે છે, અને તેનો એકંદર મીજાન (યાને સરવાળો) કરીને પછી આખી અનજુમનને તે દસ્‍એ-મોબેદ બાપોકાર જાહેર કરે છે, કે 'આ ઊરવાનના "પાએ-મોજદ" યાને "પ્યારના બદલા" તરીકે ખેશકુટુંબો, દોસ્ત-આસ્નાઓ, તથા અનજુમન તરફથી આટલા લાખ "યથા",

---

[પાને ૯૭ થી ફુટનોટ ચાલુ.]

અહીં નોંધવું કે આ "પાએ-મોઝદ" ની ફરજ પાદ-રૂઝની મીજ-લસમાં હાજર રહેલાં એકેએક બાનુઓ પણ લે છે, અને એક ખાસ બાનુ જેવણ દસ્‍એ-મોબેદને લગતાં હોય છે, તેવણ બધાંની ફરજો એકઠી કરવાનું કામ બજાવે છે, અને તે ટીપ બહારવાલા દસ્‍એ-મોબેદને તુરતજ સ્વાધીન કરે છે.

આવી રીતે, **"પાએ-મોઝદ"** ની ફરજ "પાદ-રૂઝ" વખતે હાજર રહેલાં એકેએક બાનુઓ તથા ગૃહસ્થોએ લીધા બાદ, તે કેવી રીતે તેઓ પાર ઊતારતાં હતાં તે હવે આપણે જોઇએ. દરેક અનજુમને તે ઊરવાનનાં "પાએ-મોજદ" યાને કે 'પ્યારના બદલા' તરીકે જેટલા માંથ્ર તે ઊરવાનની નઇયતે આપવાની દસ્‍એ-મોબેદને એકરાર કરી કપુલાત આપેલી છે, તેટલા દરેક માંથ્ર અનજુમન, દોસ્તઆસ્નાવ યા કુટુંબ કબીલાનો દરેક જણ—પોતાની સગવડ મુજબ તે ઊરવાનની નઇયત બાંધીને પોતાનાં ઘેરમાં તુરતજ ચેહારમના દીવસથી સાબેત મીથ્ર સાથે ભણવાનું શરૂ કરે છે, અને એક પણ દીવસના ખાંચા વગર, આસ્માની-સુલતાની સીવાય બનતાં સુધી એક વરસની મુદત દરમ્યાનમાંજ તે સઘળા માંથ્ર પુરા કરે છે. કેટલો બધો મોતે-બર આ આપણો અસલ જરથોસ્તી પાએ-મોજદનો કાયદો છે કે એક તવંગરથી સાધારણ સ્થીતીનો જરથોસ્તી પણ, તે ઊરવાનનો ખોરાક જે ફકત **મીથ્ર, માંથ્ર, અને યસ્ન** છે તે કાંઇ નહી તો નજીવા ખર્ચ સિવાય તે ઊરવાનના પ્યારના બદલા તરીકે છુટથી આપી શકે છે! આ રીતે સાબેત મીથ્ર સાથે ઊચ્ચારેલા માંથ્રના સ્તોત તે ઊરવાનને ખોરાક તરીકે પોંહચી મીનોઇ દુન્યા-માં તેને 'તસલ્લી' યાને રાહત આપી, તેને અપાખ્તરની હાલત હોય તો તેમાંથી પણ જલદીથી છુટો કરવાનાં કુદરતનાં કામમાં તેને મદદગાર થઇ પડે છે! હજારો હજાર દરૂદ હોજો આપણા પાકઝાદ વખ્શુરે વખ્શુરાંન રમ્જ-ગો અશો સ્પીતમાન જરથોસ્ત સાહેબની ઊપર, કે તેવણે આવી બધી એક્કી વખતે જીવતાંઓ તેમજ ગુજરેલાંઓ બન્નેને અમુલ્ય ફાયદો કરનારી, ઊરવાનની ચહડતી વૃદ્ધિ સદા કરનારી બુલંદ ક્રીયાઓ, કુદરતમાં ચાલી રહેલી

(ફુટનોટ ચાલુ.)

**આટલા લાખ "અષેમ", આટલા લાખ "યેંઘહે હાતાંમ", આટલી "યસ્ન હપ્તંઘહાઇતી", આટલી "યસ્ન", આટલા "વંદીદાદ", આટલી "લાખ"** ²⁰³**, આટલી "સરોશ", આટલા "ગાથા", આટલી "યશ્ત", આટલી "ન્યાએશ",—વગેરે**

---

[ પાને ૯૮ થી ફુટનોટ ચાલુ. ]
બુલંદ યસ્ન યાને ક્રીયાની સમાંતર રચીને, આપણને તે ક્રીયાઓની સૌથી બુલંદમાં બુલંદ નવાજેશ કરી છે !

આવી રીતે, તે બેશીઆ અને દોસ્તો ખરા એતેકાદથી પોતે આપેલા 'મેહરે અફઝ' યાને પોતાનાં બાતેની કૉલ ઊપર ઊસ્તવાર રહી, પાએ-મોજદની ફરજ ઊપર મુજબ પુરેપુરી અદા કરતા હતા, અને આજે નાણાંની સખાવત વખતે બને છે તેમ ખાલી મીજલસ આગલ પોકાર કરી ઢોળ ઘાલી તે ફરજમાં મુદલ પછાત નહી પડતા હતા. અસલ આવી રીતે કુદરતી અસુક કાયદે **ખરી રાદી સખાવત ઊરવાનની પછવાડે ઊરવાનને પુગે એવી રીતનીજ** થતી હતી, જેથી એક હાથ ઊપર જેમ ગુજરેલાં ઊરવાનોને તેઓનાં આગળ વધવામાં સંગીન ફાયદો થતો હતો, તેમ બીજા હાથ ઊપર અહીં તેનાં જીવતાં વ્હાલાંઓની ઊપર પણ તે ગુજરેલાંઓ તરફના આશીશ કુદરતી અસુક કાયદે ઊતરતા હતા, જેથી તેઓ ચઢતી આબાદી ભોગવતા હતા. આવી "માંથ્ર"ની સખાવત તો ગરીબમાં ગરીબથી તે તવંગરથી એકસરખી રીતે બની શકે એવી છે. આજે, ગુજરેલાંઓ માટેની આ ઊત્તમ સખાવતનું ધોરણ તદન વિસરાઇ જઇ, તે માંથ્રની ખરી ઊંચ રાદી સખાવતના ભોગે ફકત દેખાદેખીથી નાણાંની રકમો ઊરવાનને નામે જાહેર કરી સખાવત કરવાનો તદન વગર અર્થનો રવૈયો પડી ગયો છે. જો કે આવા મોતેબર પ્રસંગે ગુજરેલાંનાં સગાંવ્હાલાંઓ ખરી "રાદી" **નોટ નં० ૨૦૮** માં સમજાવ્યા મુજબની પોતપોતીકાં નાણાંની સખાવત પણ જાહેર કરે તો તેબી ઘણું દરોબસ્ત થઇ પડે, પણ તેમાં ગુજરેલાં ઊરવાનને કશું લાગતું વળગતું નથી, પણ કુદરત તો તે પોતીકાં નાણાંમાથી સખાવતનાં **કરનાર જીવતાંઓનેજ** તેનો બધો નતીજો પુગાડે છે એ ખુબ ધ્યાનમાં રાખવું. વાસ્તે **જરથોશ્તી દએનના કાયદા મુજબ ઊરવાનનાં ખરાં પુનમાં સખાવત કરવીજ હોય તો અસલ શુભ "પાએ-મોઝદ" ની ક્રીયા હવે દરેક બસ્તે-કુસ્તીઆંને મરણ પ્રસંગે પાછી તાજી કરવી જોઈએ છે.** એની અંદર પોતાનાં ગુજરેલાં વ્હાલાં ઊરવાનને ખાતર વખત સિવાય બીજો કશો ભોગ આપવો પડતો નથી. અને શું આ સૌથી ઊમદા ફરજ માટે વખત બરબાદ કીધેલો ગણાશે ? કદીબી નહી, કારણ કે જ્યારે "માંથ્ર" અને "મીથ્ર" ઊપર ખરાં દીલથી રોકેલો વખત સદા કામ આવશે, ત્યારે બીજાં બધાં પાછળ કાઢેલો વખત હમેશ માટે કામ આવશે નહી.

અહીં નોંધવું કે ઊરવાન માટેનું "પાએ-મોઝદ" નું ભણતર હમેશાં પોતીકી ફરજયાત બંદગી પુરી કર્યા પછી, છેક છેલ્લું મંડાય છે.

વીગેરે માંથ્રવાણી ભણવાને કબુલવામાં આવ્યું છે.' પેલા દસ્તુરે-મોબેદ જે વખતે આ બધું અનજુમનને જાહેર કરે છે તે વખતે આખી અનજુમન ઉભી થઇને પેલાં ગુલ તરફ એકચીત્તે નેગાહ કરીને મનમાં પોતે જે એકરાર તે ઉરવાનને માટે માંથ્રવાણી ભણવાનો કીધેલો છે તેના મીથ્ર કરે છે.

## પેશ-દસ્તુરની વાએજ: "રાદી સખાવત" તથા "પાએ-મોજદ" અને ઉરવન માટેનો ખોરાક.

ત્યાર પછી આખી અનજુમન બેસી જાય છે અને પેશ-દસ્તુર[૨૦૭] અનજુમન સનમુખ ઉભા રહીને જાહેર કરે છે કે

---

(૨૦૭) "પાએ-મોજદ" ની ક્રીયાને છેડે, હમેશાં પેશ-દસ્તુર સર્વે હાજર રહેલાંઓ સનમુખ **"ઉરવાનનો જીવતાં જીવત ખોરાક કયો, અને મરણ બાદ ખોરાક કયો?"** તે બાબદ ઉપર હાજર રહેલાંઓને હમેશાં આ લખાણમાં જણાવ્યા મુજબ ઘણો ઉમદા અને સોનેરી બોધ આપે છે. જયાંસુધી આ તનનું હથ્યાર આપણે ધરાવ્યે છીએ, ત્યાંસુધી તેની મારફતે જરથોશ્તી દએને ફરમાવેલાં હુમત-હુખ્ત-અને-હવરશ્ત મુજબ આપણાં હવરસ્ત-હુખ્ત-અને-હુમતને રાખવાં જોઇએ, જેથી આપણે આપણી જાહેરી ઉપરાંત અણદીઠ "કેરદાર" ઘણીજ સરસ બનાવી શકયે. પણ મરણ બાદ, આ "કેરદાર" બાંધવા (Mould) નું કામ બંધ પડે છે, કારણકે કાર્યનું રણક્ષેત્ર આ દુન્યાંજ છે, જયાં આ "તનુ" ના હથ્યારથી "કેરદાર" બાંધી શકાય છે, અને મરણ બાદ તો આ ઉભી કરેલી "કેરદાર" માંથી ઉરવાન આસ્ને-ખેરદ બાંધી શકે છે, કે જે હવે પછીની જીંદગીમાં તેને કામ આવે છે. ત્યારે આપણાં મરણ બાદ આપણે માટે કોઇ બીજાંઓ સારાં સારાં કામો આપણે નામે કરશે તો આપણને પુગશે એવો વિચાર ધરાવવો તદન બેહુંદો છે, કારણકે આ દુન્યાંમાં તો જે શખ્સ કાર્ય કરે છે તે પોતીકીજ "કેરદાર" તેનાથી બાંધે છે; બીજાંની "કેરદાર" તે કદી બાંધી શકતો નથી. ધારો કે આપણી પાસે લખ્ખોનીની દોલત હોય, અને તેનો રાદી ઉપયોગ **જીંદગી દરમ્યાન** નહીં કરતાં, આપણે આપણા વારસો યા ત્રસ્ટીઓને આપીને મરી જઇએ, તો તે પૈસાનો ગમે તેવો ઉપયોગ તેઓ કરે, તો તે માટે જોખમદાર તે વારસો અને ત્રસ્ટીઓ સત્તરમાંથી સોળ 'તનાફુર' રહે છે, અને આપણે ફકત એક 'તનાફુર' રહીએ છીએ, કારણકે કુદરતી કેશાશને કાયદે આપણા પૈસાની મારેફતથી જે કાંઇ બદ યા શાદ કામ જેઓ કરે છે તેઓને પોતાની કારદાનીની કેરદાર પ્રમાણે સોળ તનાફુર મલે છે, અને જેની મારેફત હોય તેને એક તનાફુર મલે છે. ત્યારે, કેશાશને કાયદે પૈસો આપણાં મરણ પછી જે વારસોને શાળે આવ્યો છે, તે માટેની સત્તરમાંથી સોળ તનાફુર (યાને પુષ્કળ મોટે ભાગે)

(ફુટનોટ ચાલુ.)

"ઉરવાનના ખોરાક તરીકે, જ્યાં સુધી તે તનની સાથે સંબંધ

[પાને ૧૦૦ થી ફુટનોટ ચાલુ.]
જવાબદારી તેઓનેજ શીર રહે છે, અને આપણે પૈસો આપી જતા હોવાથી એક તનાફુર (યાને ઘણીજ નજીવી નામની) જોખમદારી આપણે માથે રહે છે. આ સત્તરમાંથી એક "તનાફુર" જોખમદારી મરનારને પોતાની મીલકત માટે મરણ પછી રહેતી હોવાને લીધેજ, પાદ-રૂઝ વખતે જે સોશની (યાને ગાહે ભણાવવાની) ક્રીયા થાય છે તેમાં જે અતલગનું બેશી મરનારની ફરજ લે છે તેને એસ્કયામતનો ભોગવટો સોંપવામાં આવે છે અને તે ફરજ લેનાર તે ક્રીયામાં કૉલ આપે છે કે મરનારનો પૈસો તે "રાદી" રીતેજ વાપરશે, જેથી તેનો ૧/૧૭ તનાફુર સવાબ ગુજરનાર હાંસલ કરે. આ સોશની ક્રીયાની મહાન મતલબ કોઠામાં અગાઊ તુલોતવીલ આપી ગયા છીએ.

વાસ્તે, ઊત્તમમાં ઊત્તમ કામોબી પૈસાનાં જોરે કરવાં હોય તો તમો હાથે જાતે કરી લેઓ, કે તેની તમારે હાથે બંધાયલી તમારી "કેરદાર" તમનેજ સત્તરે સત્તર તનાફુર યાને પુરેપુરી કામ આવે; બાકી, વારસો અને ત્રસ્ટીઓએ કીધેલાં કામો તમારા એકવારના પૈસામાંથીબી કીધાં હોય, તોબી તે કામો ઊપર તમારો, સત્તરમાંથી એક તનાફુર સીવાય, હક રહેતો નથી. વિચાર કરો, કે જયારે કજા આવી, ત્યારે સૌથી અતલગની આપણી અંગત ચીજ—આપણું તન યાને શરીર—તે વરીક આપણા હાથમાં રહ્યું નહી, કારણકે તેની સાથનો કેશાશ બંધ પડયો, તો પછી આપણી કરોડોની દોલત, મીલકત ઊપર આપણો (સત્તરમાંથી એક તનાફુર સીવાય) હકજ કાંહાં રહ્યો? જો તે ઊપર હકજ હોતે યાને તે ભોગવવાનો કેશાશ બાકી હોતે, તો મરી શું કામ જતે, જીવીને આખો હક વાપરતે નહી? વાસ્તે **હાથે જાતે કીધેલુંજ**, પારકાનું નહીજ, આપણને અંતઃકાળે કામ આવશે. ફક્ત મરણ બાદ તો કુદરતી માંથ્ર, મીથ્ર અને યસ્નને કાયદે જે આપણી બુલંદ ક્રીયાઓ માંથ્ર અને મીથ્રની બનેલી છે તેજ આપણને પુરેપુરી આપણાં જીવતાં વ્હાલાંઓ પુગાડી શકશે, અને તેવી ક્રીયાકામો આપણી કીધેલી કરણી મુજબજ આપણને કારગત લાગશે એવો પેગામ્બર સાહેબનો અસુક કૉલ છે. વાસ્તે ક્રીયાકામનો લાયક નતીજો પામવા માટે પણ આ દુન્યાંમાંની તમારી રહેણી કરણીનેજ પહેલે તપાસો, અને ઊંચમાં ઊંચ કેરદાર જીવતાં જીવતજ તમારાં તન, મન, ધન, જબાંન વીગેરેનાં જોરે બાંધવા ઊપર મંડો!

અહીં એક ચીજ ખુબ યાદ રાખવી, કે જે પૈસો આપણે ભેગો કરયે તે પણ ખરી 'રાદી' રીતનો હોવો જોઇએ યાને કે આપણે હરગેજ એવા ધંધામાં નહી પડવું જોઇએ કે જેથી કુદરતમાં અશોઇનો નાશ થઇ દરૂજીને પુષ્ટી મળતી હોય, અને કુદરતમાં આદમજાત, જાનવર, વનસ્પતી વીગેરેને હલાકી પોંહચતી હોય અને ઊરવાન વૃદ્ધિ કરવાને બદલે પાછલ

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૩૧૧ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૦૧ થી ફુટનોટ ચાલુ.]

હઠતું હોય. કુદરતમાં તો એપણાંનો કાયદો સઘળે કામ કરે છે, અને તે મુજબ જેમ સારા "રાદી" યાને કુદરતમાં સાચ્ચા ધંધાઓ પડેલા છે તેમ બદ "ગેર-રાદી" યાને કુદરતમાં જુઠ્ઠા ધંધાઓ પણ પડેલા છે. ધંધામાં પ્રમાણીક થવું જોઇએ એ ખરી વાત છે, પણ ખુદ ધંધો પણ પ્રમાણીક યાને રાદી રીતનોજ આપણે કરવો જોઇએ, અને "ગેર-રાદી" ધંધામાંથી મેળવેલી લખ્ખોની દોલત કદી 'રાદી' સખાવતનું પરીણામ લાવી શકશે નહી, પણ તે બરબાદજ જશે, કારણ કે પૈસો આતશની માફક "ગવાહે કરીબ" છે. જેમ આતશ ઉપર ખુશબોદાર યા દુર્ગંધી ચીજો બાળશો તો ખુશબો યા દુર્ગંધજ નીકળશે, તેમ પૈસાનું મુળજ ખોટું હશે અને ખોટી રીતે પેદા કર્યો હોશે, તો તેમાંથી બજાવેલાં કાર્યો પણ તેવાંજ પાયમાલીનાં પરીણામ લાવશે.

હાલમાં આપણાં લોકોનાં મનમાં કાંઇક એવોજ ખયાલ બેસી ગયો છે, કે જે ધંધામાં સૌથી વધુ પૈસા ને નફો હોય, તે ધંધો સૌથી ઉત્તમ ને આબરૂદાર કહેવાય છે, પછી તે 'આબરૂદાર' ધંધાથી તેની ખાસ્યતની તદન ધુળધાણી વળતી હોય ને કુદરતમાં અશોઇનો નાશ થતો હોય ને ઉરવાનની વૃદ્ધિમાં મજબુત ખલલ પોંહચતી હોય, તેની રતીભારબી દરકાર આજના જડવાદી જમાનમાં ધંધાની પસંદગી વખતે કરવામાં આવતી નથી. પણ ખુબ યાદ રાખવું કે કુદરતમાં તો પહેલાં "**કેવી રીતે પૈસા કમાયા,— 'શદી' કે 'ગેર-શદી' રીતે?**" અને નહી કે ફકત "કેટલા બધા કમાયા?" તેનોજ હીસાબ બારીક રાખવામાં આવે છે. જો પૈસો કમાતી વખતે જરથોસ્તી ધર્મની અશોઇની નેમ ઊંધી વળતી હોય, તો તેને માટે તે કમાનારને તેનાં પ્રમાણમાં કુદરતી કાયદે શિક્ષા ખમવી પડે છે. વળી, ત્યાર પછી, એજ મુજબ, કુદરતમાં તો "**કેવી રીતે ઉપર મુજબની સકમાઈના પૈસા ખરચ્યા, 'શદ' માં કે 'ગેર-શદ' માં?**" અને નહી કે ફકત "કેટલા બધા ખરચ્યા?" તે ઉપરથી ખરી સાચ્ચી સખાવતની તુલના હમેશાં થાય છે. આજે તો, ગમે તેમ પહેલાં લોકોને લુટીને, ગમે તેવો પ્રજાના નાશનો ધંધો કરીને અને તેઓની ખાનાખરાબી કરીને મોટી દોલતો ભેગી કરી, પછી તેજ પૈસામાંથી તેઓનેજ હાથે નિરાધાર થયલાં યા બીજાં લોકોનાં ઉપયોગ માટે મોટી મોટી કહેવાતી બાદશાહી 'સખાવતો' થાય છે, જે નિયમ જરથોસ્તી ધર્મના **ખરી સખાવત ('શદ')** ના નિયમથી સદંતર ઉલટો અને ગુનાહભર્યો છે, અને આવી 'સખાવતો' કરનારાઓની તો કુદરતમાં બરોબર ખબર લેવાય છે, કારણ કે કુલ કુદરતમાં અશોઇનો કાયદો એકલો રાજ્ય કરી રહ્યો છે. વાસ્તે, બાદશાહી સખાવતો કરવાની

(ફુટનોટ ચાલુ.)

રાખે છે ત્યાં સુધી, તેણે કીધેલી રાદી[૨૦૮] સખાવત તેને કામ આવે છે, અને તે રાદી સખાવત તથા જીંદગી દરમ્યાન જે માંથ્ર અને મીથ્ર તેણે કરેલા હોય છે તે, તથા "પાદ–રૂઝ" વખતે પોતાનાં ન્યાગાનોની ફરજ લઇને જે ફરજો પાર ઉતારી હોય છે તે, તથા તનથી, મનથી, જબાંનથી, અને જરથી આવાં દરેક કામોમાં પોતાની

---

[પાને ૧૦૨ થી ફુટનોટ ચાલુ.]

હોંશ ધરાવનારા બસ્તે–કુસ્તીઆંન સાહેબો પહેલાં પોતે કેવી રીતે અને કયા ધંધા મારફતે પૈસો ભેગો કરે છે, તે ઉપરજ લક્ષ આપશે, અને **"રાદી"** ધંધામાંજ ઝીપલાવશે, તોજ પહેલાં પોતાની નેક 'કેરદાર' બાંધી, પછી ખરી "રાદી" સખાવત મારફતે પારકાઓને નેક કેરદાર બાંધવામાં મદદ કરવાનું ખરૂં પુન હાંસલ કરશે. જરથોસ્તી દએન મુજબ દરેક શખ્સને પહેલાં પોતે પોતાને સુધારી, પછીજ બીજાંઓને સુધરવાની મદદ કરવાનું ફરમાન છે, કારણ કે પોતાની ખાસ્યત બગાડીને બીજાંને સારે રસ્તે મુકવાની કોશેશ કરવી એ જુઠાઇ અને ઢોંગ છે, જે કુદરત કદી સાંખતી નથી.

(૨૦૮) **રાદી**—આપણા બુલંદ જરથોસ્તી દએનમાં **"અષહે ખાઓ"** યાને **"અશોઈનું મુળ"** વધારાનું હોવાને લીધે, જીંદગીનાં દરેક કાર્ય કરતી વખતે એક બસ્તેકુસ્તીઆંને સૌથી પહેલાં આ "અશોઇનું મુળ" ધ્યાનમાં રાખીનેજ કોઇબી કાર્ય કરવું જોઇએ. એજ મુજબ, આપણે સખાવત કરતી વખતે પણ તે અશોઇના કાયદાને પુષ્ટી આપનારી છે કે નહીં તેની પહેલાં તેહેકીક કરવી જોઇએ, અને જો તે સખાવત "રાદી" હોય યાને કે કુદરતમાં અશોઇને વધારનારી અને ઉરવાનની મીનોઇ વૃદ્ધી કરનારી હોય તોજ તેવી સખાવત કરવાને એક જરથોસ્તીને ફરમાન છે. તેથી ઊલટું, જો એક સખાવત "ગેર–રાદી" હોય યાને કે કુદરતમાં દરૂજીને વધારી મીનોઇ વૃદ્ધિમાં ખલલ કરનારી હોય તો તેવી "ગેરરાદી" સખાવત કરવાથી તદન દુર રહેવાનું એક જરથોસ્તીને ખાસ ફરમાન છે. હાલમાં તો કેટેબી પૈસા ભેટ આપ્યા, કે તેને લાગલી સખાવત ઠોકી બેસાડવામાં આવે છે, પણ તેથી પરીણામમાં કુદરતમાં ખરેખરી વૃદ્ધિ થશે કે મોટી ખલલ પોંહચશે, તેનો કશો ખ્યાલ કરવામાં આવતો નથી. અલબતાં, ગરીબ પારસીઓ માટેની સસ્તાં ભાડાંની ચેહેલીઓ, ઑસ્પીટલો, સ્કુલો, ધર્મની મકતબો વીગેરે મોટે પાયેની સખાવતો થાય તે માટે કોઇબી વાંધો લેવું નથી, પણ તે "રાદી" કે "ગેરરાદી" રીતે વપરાય છે કે કેમ, યાને કે આવી બધી સંસ્થાઓમાં અશોઇના બધા જરથોસ્તી નિયમો તરીકતો વીગેરે જળવાય છે કે તેનો બેધડક બાતેની સાયન્સ સમજ્યા વગર એ તો બધો વેહેમ છે કરીને અનાદર થાય છે, જેથી કોમને લગતાં ઉરવનો અશોઇમાં આગલ વધે છે કે દુરવંદી ને દરૂજીમાં ગીરફતાર થાય છે, તેનો આવી સખા-

(ફુટનોટ ચાલુ.)

હમ-શરીકી કરી હોય તેનો ઇનફાલ (યાને બદલો),—એ સઘળું તે ઉરવાનને અસરે રોશનીની કારદાની તરીકે કામ આવે છે, અને પોતાનાં ઉરવાનને આગલ વધારવા માટેનો પોતાને હાથે જાતે પોતાની જીંદગી દરમ્યાન તૈયાર કીધેલો—પોતાનાં ઉરવાનને મરણ બાદ કામ આવનારો—તે ખોરાક છે. પણ અહીંઆંથી ઉર-

[પાને ૧૦૩ થી ફુટનોટ ચાલુ.]

વતો કરનારાઓએ, સખાવતોના કારોબારીઓએ તેમજ તેનો લાભ લેનારાઓએ મુળ **અશોઈને** પાયે ખરચીત વિચાર રાખવોજ જોઇએ છે.

સસ્તાં ભાડાંના સુખશાંતીવાળાં મકાનો, કે જેમાં કાંઇ નહી તો હાલના રીવાજ પ્રમાણે દશ્તાનવાળી ઓરતોને ભોંયતળ્યે બેસવાનો કાયદો રાખેલો હોય તેવી રીતે બાંધવામાં આવે, તોજ તે "રાદી" સખાવતનું કાર્ય કીધેલું કહેવાય. પણ જો આ મુળ તરીકત—માસીક માંદગી વખતે એલાહેદાં દુર બેસવાનો રીવાજ—તરછોડીને અને પેગામબર સાહેબે સમજાવેલા કુદરતી અસુક કાયદેના અકવાલોપર પાણી ફેરવીનેજ ભાડાંમાં ફકત ઊગાળો કરવાની યા ખાલી હવાપાણીની નેમથી મકાનો ઊભાં થાય, તો તેથી "અઇપીની ક્રીયાઓ" ને કેવી રીતે ખલલ પુગે છે તેમજ એ તરીકત નહી પાળ્યાથી ઊરવાનની વૃદ્ધિમાં કેટલીબધી ખલલ પોંહચે છે, તે એ બાબદ ઊપર વીસ્તારીને બોલ્યાથીજ ઇનસાફ આપી શકાય. તેટલાં, હાલમાં **"અઈપીની ક્રીયાઓ"** બાબેની હેઠળ આપેલી **ફુટ નોટ નં૦ ૨૧૪ માં** એ બાબદનું વિવેચન જોઇ લેવું અહીં પુરતું થઇ પડશે.

વળી હાલમાં સુવાવડખાનાંઓ આપણા વચ્ચે ઊભાઇ જાય છે, અને તેની બારે તારીફ ગવાય છે. પણ, તેને ઠેકાણે અસલ જે **દશ્તાન-ગાહ** રાખવાનું જરથોશ્તી ફરમાન છે તે કેટલું બધું તન-મન તથા ઊરવાનને એકી વખતે રાહત આપનારૂં અને પાકીજગી વધારનારૂં હતું? મોહલ્લાઓ વચ્ચે ચોકસ અંતરે સુકી જમીન ઊપર એક ખાસ મકાન અસલના જરથોસ્તીઓ રાખતા હતા, જેને **"દશ્તાન-ગાહ"** કહેતા હતા, જ્યાં તે મોહલ્લાઓને લગતી ઓરતો માસીક માંદગી દરમ્યાન તેમજ સુવાવડ દરમ્યાન જઇ રહેતાં હતાં, અને તેટલો વખત તરીકતથી બધાં ગાળતાં હતાં. આ દશ્તાન-ગાહનો ચાર્જ પાકટ વયનાં અનુભવી હમ-દીન બાઇને હસ્તક રહેતો હતો, જેવણ મારફતે દરેક રીતની સલાહ તથા મદદ મળી શકતી હતી. વળી અગાઊ સ્ત્રી-કેળવણીના ખાસ ભાગ તરીકે ઓરતોને ઘરની દરેક તાલીમ અનુભવી બાનુ-શીક્ષકો મારફતે આપવામાં આવતી હતી, જેથી સુવાવડની હાલત પણ ઘેરનાં બાનુઓ જેઓ બધી રીતની માહીતગારી ધરાવતાં હોય તેઓ સંભાળી લેતાં હતાં. આ તરીકત મુજબનાં એલાહેદાં દશ્તાન-ગાહથી જેમ માસીક માંદગીવાળી ઓરતો તેમજ સુવાવડી ઓરતોને પોતાની ઊરવાનીક વૃદ્ધિમાં લાભ થતો હતો, તેમ આસપાસનાંઓનાં ખોરેહ તેમજ ખોરાકી-

(ફુટનોટ ચાલુ.)

વાન રહેલત કરી ગયા બાદ **મીનોઈમાં તેના ખોરાક તરીકે ફ્રક્ત ચરન, માંથ્ર અને મીથ્ર છે,** કે જે ખેશ કુટુંબ, દોસ્ત આસ્તાવ, તથા અનજુમન તરફથી તેના 'પાએ–મોજદ' તરીકે આપેલો છે, તેજ તે ઉરવાનને ખોરાક તરીકે કામ આવે છે."

---

[પાને ૧૦૪ થી ફુટનોટ ચાલુ.]

ની ચીજોની આબાદી જળવાતી હતી, અને આ રીતે ખરી આબાદી ચોમેર પથરાતી હતી.

હાલમાં એ દશ્તાન–ગાહો ભુલાઇ ગયાં છે, અને માસીક માંદગી વખતે હેઠળ બેસવાનો તેની જગ્યાએ ચાલતો આવેલો રીવાજ પણ કમનસીબે ચાલુ હાલમાં ખોરવાતો રહ્યો છે, જેનાં ભયંકર પરીણામ કોમનેજ વેઠવાં પડે છે—અને પડશે. સુવાવડ દરમ્યાન અસલના દશ્તાન–ગાહની જગ્યા હાલના કહેવાતાં સાયન્ટીફીક સુવાવડખાનાંઓએ લીધી છે, પણ હાલના મરદ–કારોબાર હેઠળનાં સુવાવડખાનાં (અને ઑસ્પીટલો પણ) કે જ્યાં અશોઇના કાયદાઓનો ભંગ કરી "દરૂજી" ઊત્પન્ન કરવામાં આવે છે, તે કોમનાં ખોરેહનો નાશ કરવાનું અને આ રીતે ઊરવાનીક વૃદ્ધિ ખોરવવાનું સાંધન થઇ પડયું છે, કે જે ખોરેહના ખોરવાયાથી આપણી બરજીસી જીરમના અમુક કાયદે શારીરીક–માનસીક–નઇતીક–આત્મીક–અને હમખેશીપણાંમાં પણ મોટી ન્યુનતા થતી જાય છે. હજી એનાં કરતાં ખચ્ચીત અસલી તરીકત મુજબનાં ફક્ત બાનુ–કારોબાર હેઠળ ચાલતાં દશ્તાંન–ગાહો હજાર દરજ્જે સાયન્ટીફીક હતાં, કે જ્યાં ફક્ત માની લીધેલું શારીરીક સુખ અને સગવડજ નહી, પણ ખરૂં ખોરેહનું સુખ અને આત્મીક સગવડપર ખાસ ધ્યાન અપાતું હતું, જેથી ઓલાદ બસ્તે–કુસ્તીઆંન જરથોસ્તીને પુરેપુરી જેબ આપનારી નીવડતી હતી! કાંઇ નહી તો હાલના કહેવાતા સુખશાંતીના જમાનામાં, ભોંયતળ્યે દુર બેસવાનો આપણા અહીંના બાપદાદાઓએ શાયસ્ત–લા–શાયસ્ત યાને ન છુટકે લીધેલો વચલો તોડ ફક્ત જળવાઇ રહે તો કોમને અત્યંત ફાયદો છે, પણ જો એબી કાયદો નાબુદ થશે, (કે જેનાં ખરાબ ચીન્હો બધેબધ જણાય છે) તો કોમ પોતાની ઊરવાનીક–શારીરીક–માનસીક–નઇતીક–અને હમખેશીની બેહુતરીનો માર્ગ ખોહતી જાય છે, ને હવે પછી બીલકુલ ખોહી બેસશે, ને ઊતરતી પંકતીમાં આવશે.

હાલમાં, વળી એક બીજી મોટે પાયેની સખાવત થાય છે, જેને બદલે પણ તરીકત મુજબ એક ઘણો બેહુતર કાયદો અસલ પળાતો હતો. હાલમાં જે છોકરા યા છોકરીઓ પોતાના માતપીતા ખોહી બેસે છે તેવા નાવારસ યતીમોના આશ્રમ માટે ઑરફનેજો આપણાં વચ્ચે હસ્તીમાં આવી ચુકી છે. પણ અગાઊ આપણાં વચ્ચે joint family system કુટુંબી-

(ફુટનોટ ચાલુ.)

**ગંમે તે સ્થીતીનો શખ્સ નજીવા ખર્ચમાં પોતાના ગુજર પામેલા ખેશી તથા દોસ્ત આરનાવ માટે ઊત્તમમાં ઊત્તમ રાદી સખાવત કેવી રીતે કરી શકે તે બાબે આપણા વખશુરે વખશુરાંન સાહેબનું ફરમાન.**

અહીંઆ ધ્યાન રાખવું જરૂરનું છે કે દરેક અનજુમને તે ઉરવાનના 'પાએ-મોજદ'—પ્યારના બદલા—તરીકે જેટલા માંગ્ર

---

[પાને ૧૦૫ થી ફુટનોટ ચાલુ.]

ઓએ સાથે જોડાઇને રહેવાની રીતીનો યાને હમ-ખેશીનો કાયદો એક ખાસ તરીકત તરીકે પળાતો હતો, અને જ્યારેબી કોઇપણ બાળક નાવારસ બને કે તુરત તેનાં અતલગનાં સગાંવહાલાંઓ કોઇ ને કોઇ તેને પોતાનાં ઘેરમાં રાખી ઊછારતાં હતાં, અને માતપીતાની માફક વહાલથી પોતાનાં બચ્ચાં મીસાલ તેઓ ઊપર હેત રાખતાં હતાં, અને તેઓને જે કુદરતના અમુક કાયદે જેવાસ્ના તે કુટુંબીઓનાં તોખમ લોહી ને અસરના સંબંધથી બંધાતી હતી તેનાં પરીણામે તેઓ મોટાં થઇ તેનો બદલો હમેશાં તાબેદારીમાં પાછો વાળતાં હતાં. શુ જ્યાં આવી સીસ્ટીમ—કે દરેકે પોતાનાં કુટુંબીઓ સાથે મોટાં કુટુંબમાં શકતીવાળા તેમજ બીનશકતીવાળાએ સાથે હળીમળીને રહેવું એ રીતી યાને હમ-ખેશીનો કાયદો—હસ્તીમાં હોય, ત્યાં, ઑરફ્નેજો જેવી ખરચાળુ હાલની સંસ્થાઓની જરૂરજ શી પડે? કે જ્યાંના કારોબારીઓ પોતાનાં અંગત સગાંવહાલાંઓ જેટલું દીલ કદીબી બતાવી શકે નહી. અસલ "**અવલ ખીશ બઅદ દરવીશ**" યાને પહેલાં પોતાની નજદીકનાં ખેશીઓ ને કુટુંબીઓને સખાવત કરી પછીજ બહારનાંઓને મદદ કરવા આપણા લોકો બાહેર પડતા હતા. આજે તો એક નાવારસ બચ્ચાંનો અતલગનો સગો દૌલતમંદ હશે, તો તે શખ્સ પેલાં બચ્ચાંને પોતાના આશરામાં ન લેતાં, તેને ઑરફ્નેજમાં જવાની યા પારકી સખાવતે ઊછરવાની ફરજ પાડશે, જ્યારે પેલો દૌલતમંદ શખ્સ પોતાનું નામ જાહેરમાં પોકરાવવાની મતલબે રૂ૦ (આટલા) હજારની સખાવત કોઇક ઑસ્પીટાલમાં કરશે, કે જે ઑસ્પીટાલનો લાભ પેલાજ નાવારસ કમનસીબ ખેશીને તેને વખતસર મદદ પેલા દૌલતમંદ સગાએ નહી કરવાના સબબે દુઃખી થઇને લેવો પડે છે! હાલની આવી સખાવતનાં ધોરણને કદીબી "રાદી" યાને ખરી જરથોસ્તી સખાવતનું નામ અપાય નહી. કેશાશને કાયદે જેઓ આપણી નજદીકની ખેશીમાં (યાને હમ-ખેશીમાં) આવેલાં છે, તેઓનો આપણી મદદ ઊપર સૌથી પહેલો હક રહે છે, કારણ કે નહી તો કુદરત તેઓને નજદીકી ખેશીમાં લાવતે નહી. તેટલા માટે, ઑરફ્નેજો યા બીજાં કોઇબી નાચારો

(ફુટનોટ ચાલુ.)

તે ઉરવાનને આપવાની દએ-મોબેદને એકરાર કરી કબુલાત આપેલી છે, તેટલા દરેક માંગ્ર અનજુમન, દોસ્ત આસ્નાવ તથા કુટુંબ કબીલાના દરેક જણુ—પોતાની સગવડ મુજબ તે ઉરવાનની

---

[ પાને ૧૦૬ થી ફુટનોટ ચાલુ. ]

અને ગરીબોને મદદ કરનારાં નવાં નવાં ખાતાંઓ કાઢયાથી કોમની ગરીબાઇનો ને લાચારીનો હરગેઝ ઉપાય થવાનો નથી, પણ તે વધતીજ જશે, કારણ કે જ્યાં કોમ joint family system હમ-બેશી યાને મોટાં કુટુંબમાં હળીમળીને રહેવાની રીતીને એક અગત્યનું જરથોસ્તી ફરમાન ને તરીકત તરીકે પાળવાનું હડસેળી મેળે, અને સખાવતો બાંગેબુલંદ પોકરાવવાનો યા હાલની પાયા વગરની અપ-ટુ-ડેટ સંસ્થાઓ સ્થાપવાનો જુઠો અભખરો ધરાવે, ત્યાંજ પહેલાં તો અશોઇની બોરવણી થાય છે, અને પછી ઊભી થયલી ગેર-વ્યવસ્થાને જરથોસ્તી રાહ ઊપર લાવવા અસલ શુભ (જરથોસ્તી) કાયદાને પાછો સજીવન કરવાને બદલે ફક્ત ઊપર ટપકેનો મલમપટો કર્યાથી યાને નવી નવી આજના પોકળ સુધારાની તેવીજ પોકળ સખાવતી સંસ્થાઓ અને આશ્રમ-સ્થાનો સ્થાપ્યાથી, કુદરત આપણને યારી આપવાની નથી, કારણ કે દરેકે દરેક જરથોસ્તી તરીકતની પુંઠ તો કુદરતનેજ પેગામ્બર સાહેબે લીધેલી છે કે જે કુદરતના કાયદા અચળ હોવાથી તરીકતો પણ તેટલીજ અચળ રહે છે. પેગામ્બર સાહેબે પોતાની સંપુર્ણ **"આસ્ને-વીર"** ની બુલંદ શકતીથી કુદરતને પુરેપુરી પીછાણીને કુદરતની સમાંતર **"તરીકત"** નો જે એકલો માર્ગ ઊરવાનની વૃધ્ધિને માટે આપણને બતાવ્યો છે, તે છોડી દઈને, આપણા જેવા સાધારણ ટુંક બુધ્ધિના માનવીઓ જેઓ કુદરતમાં ખરેખર શું છે તેનું ભાન ધરાવી શકતા નથી, તેઓ ગમે તેવી "ઑરગેનાઇઝડ" સંસ્થાઓ કાઢે, તો કુદરત ત્યાં કેવી રીતે મદદ કરી શકે? કુદરત તો અશોઇની તરફેણમાં અને દરૂજીની વિરૂધ્ધ હમેશાં કાર્ય કરી રહી છે.

ટુંકમાં, જરથોસ્તી ધર્મની તરીકત અને અશોઇના કાયદા કાનુનના ભોગે નહી, પણ તે જાળવીનેજ દરેકે દરેક નાનાં મોટાં કામો આપણી કોમે કરવાં જોઇએ છે, કારણ કે **"અશોઈ એજ જરથોશ્તી ધર્મ છે,"** તથા "માર્ગ માત્ર એકજ છે જે અશોઇનો છે; બીજા બધા માર્ગો ખોટા" (અએવો પથાઓ યો અષહે; વીસ્પે અન્યેશાંમ અપન્તાંમ) અને "અશો તેજ કે જે અશોઇને ખાતર અશો છે," યાને કે જીંદગીનાં દરેક કાર્ય વખતે અશોઇનીજ પુંઠે ચાલનાર અને બધી જાતની દરૂજીથી દૂર રહેનાર એક જરથોસ્તીજ ખરો અશો કહેવાય છે. "અશો" શબ્દની વધુ સમજણ માટે જુઓ આગલ સફે ૮૨ મે આપેલી ફુટનોટ નં૦ ૧૮૧-૧૮૩-૧૮૪.

નઇયત બાંધીને પોતાનાં ઘેરમાં તુરતજ સાએત મીથ્ર સાથે ભણવાના શરૂ કરે છે, અને એક પણ દીવસના ખાંચા વગર બનતાં સુધી એક વરસની મુદત દરમ્યાનમાંજ તે સઘળા માંથ્ર પુરા કરે છે. આ આપણો અસલ જરથોસ્તી પાઐ-મોજદનો કાયદો કેટલો બધો મોતેબર છે કે એક તવંગર તેમજ સાધારણ સ્થીતીનો જરથોસ્તી પણ—તે ઉરવાનનો ખોરાક જે ફકત યસ્ન યાને ક્રીયા, માંથ્ર અને મીથ્ર છે તે નજીવા ખર્ચે તે ઉરવાનના પ્યારના બદલા તરીકે આપી શકે છે. આ રીતે સાએત મીથ્ર સાથે ઉચ્ચારેલા માંથ્રના સ્તોતજ તે ઉરવાનને ખોરાક તરીકે પોહોંચી મીનોઇ દુન્યામાં તેને તસલ્લી યાને રાહત આપી, અપાખ્તરની હાલત હોય તો તેમાંથી પણ જલદીથી છુટો કરવાનાં કુદરતનાં કામમાં તેને મદદગાર થઇ પડે છે.

**ચેહારૂમની ક્રીયાઓનો અનુક્રમ :—દહમ યજદનું આફ્રીન્ગાંન; ઊરવીસગાહમાં અરદાફ્રવષની ઇજશને; ઘેરમાંજ અરદાફ્રવષ તથા સરોશની બાજ, પછી ચેહારમનું સહવારનું આફ્રીન્ગાંન; બપોરનું સતુમ; ઊજીરન ગેહમાં "સતુમ"; અઇવીસ્રુથ્રેમ ગેહમાં ઘેરમાં "સરોશ યશ્ત," "પતેત"; ઉશહેન ગેહમાં વંદીદાદ, તથા ઘેર આગલ બાજધરણાં સાથે પ્રૂરોખ્શી.**

ઉપર જણાવ્યા પ્રમાણે પેશ દસ્તુર તરફથી જાહેર કરી રહ્યા પછી, "પાદ-રૂઝ" ને છેડે ૫૪ મો હાથ્ર પુરો થયા પછી, ચેહારમના દીવસનો પહેલો હાથ્ર શરૂ થવા સાથેજ **ચેહારમની ક્રીયા**[૨૦૯] શરૂ કરવામાં આવે છે, જેમાં આગમજથી દરેક

---

(૨૦૯) ચેહારમની ક્રીયા—જેમ પાદ-રૂઝની ક્રીયા યાને પાછલી રાતનાં ઊઠમણાંની ક્રીયા, હાલમાં રાત લાંબી હોય કે ટુંકી હોય તોબી ફકત ચોકસ કલાકે બારે માસ એકસરખા ટાઇમે કરવાની મોબેદોને ખોટી તબેહ પડેલી હોવાથી દોડાદોડી કરવામાં આવે છે, જ્યારે ખરેખર તો ત્રીજા દીવસનો છેલ્લો ઊશહીનનો "હાથ્ર" (યાને છેલ્લી ૮૦ મીનીટ) જોઇનેજ બે દરમ્યાન કરવો જોઇએ, તેજ મુજબ હાલમાં ચેહારમની બામદાદનું (ફુટનોટ ચાલુ.)

સામગ્રી તૈયાર કરી રાખવામાં આવેલી હોય છે. શરૂઆતમાં બામ-

[પાને ૧૦૮ થી ફુટનોટ ચાલુ.]

આફ્રીનગાન દીવસ લાંબો હોય કે ટુંકો હોય તે બીના ધ્યાનમાં લીધા વગર, ઘણી દોડાદોડીથી ખતમ કરવામાં આવે છે, જે ઘણું ભુલભર્યું છે. જે ચેહારમના બામદાદનાં આફ્રીનગાંનની ક્રીયા ખરી રીતે ચેહારમના દીવસે સુરજ ઊગવા આગમચની ૩૬ મીનીટ (જેને હાવનની હોશબામ, હાવનની મેહેર યા બામદાદ પણ કહે છે તેજ વખત) થી શરૂ થવી જોઈએ, તેને બદલે આમ દોડાદોડી કીધાથી અને ઊનાળામાં તેમજ શીયાળામાં એકસરખા વખતે ક્રીયા માંડવાથી શીયાળાની લાંબી રાત વખતે, તે ક્રીયા ઊશહીનમાં થવા પામે છે, જેથી બર-વકતની નેમ મુદ્દલ જળવાતી નથી અને તેનાં પરીણામે તે ક્રીયા બરાબર સવખતે નહી થવાથી તેટલી કાર્ય-સાધક થઈ પડતી નથી, અને તેમાં ઘણી ન્યુનતા આવે છે. વાસ્તે, ક્રીયાઓ કરવામાં ગેહ બદલાવાના કાયદાઓ ઊપર પણ મોબેદ સાહેબોએ તેમજ બેહદીન સાહેબોએ બારીક ધ્યાન દેવું ઘટે છે.

સવળતાને ખાતર હેઠળ **ચેહારમની ક્રીયા** સામટી કોઠા રૂપે આપી છે:—

**ચેહારમના આખા દીવસની સંપુર્ણ ક્રીયાનો કોઠો:—**

**(૧) હાવન ગેહમાં:**

હાવનની મેહેરની શરૂઆતથી (યાને તે દીવસના સુર્યોદયના ટાઈમની આગમચની ૩૬ મીનીટની શરૂઆતથીજ.)

**ગુજરનારનાં મકાનમાં:** પાદ-રૂઝના મીઝ્રની ક્રીયા માંડનારાઓ સરોશની ક્ષ્નૂમનની કુસ્તી પછી સરોશ બાજ ને ગેહ ભણી લઇ, **દહમનુ આફ્રીનગાંન** ગાંડે: જેમાં,——

(ક) અનુશેહ-રવાંન 'તનહા' યાને જુફ્ત વગરનું યાને ખરાં જોડાં વગરનું હોય તો:

દો યથા દહમ યજદના બે કરદો ('તાઓ અહ્મી ન્માને' સાથે); સરોશનો એક કરદો. (**"જોડાંની ક્રીયા"** હાલમાં કેવી રીતે થાય છે ને અસલ કાયદો શું છે તે બાબે જુઓ **ફુટનોટ નં૦ ૧૯૨** તથા **નં૦ ૨૧૧.**)

(ખ) અનુશેહ-રવાંનની જુફ્ત જન્દેહ-રવાંન હોય તો:

(૧) દો યથા દહમ યજદનો એક કરદો (અનુશેહ માટે 'તાઓ અહ્મી ન્માને' સાથે.)

(૨) હફ્ત યથા દહમ વીસ્પેશાનો એક કરદો (જન્દેહ માટે 'યાઓ વિસાદ' સાથે.)

**(ફુટનોટ ચાલુ.)**

* * * * * (અસલ લખાણ પાને ૧૧૨ મે ચાલુ કીધું છે.)

---

[પાને ૧૦૯ થી ફુટનોટ ચાલુ.]

(૩) દો યથા દહમ યજદનો એક કરદો (અનુશેહ માટે 'તાઓ અહ્રી ન્માને' સાથે.)

(૪) હશ્ત યથા દહમ વીસ્પેશાનો એક કરદો (જન્દેહ માટે 'યાઓ વિસાદ' સાથે.)

(૫) સરોશનો કરદો (અનુશેહ માટે.)

(૬) સરોશનો કરદો (જન્દેહ માટે.)

(ગ) અનુશેહ–રવાંન જુશ્ત સાથનું હોય પણ બન્ને જણાં અનુશેહ થયાં હોય તો: ચાર કરદા "દો યથા દહમ યજદ" (બન્ને અનુશેહના મીશ્રથી 'તાઓ અહ્રી ન્માને' સાથે) ને બે કરદા "સરોશ" ના.

[**નોંધ**: ચેહારમના બામદાદના આફ્રીન્ગાનના સંબંધમાં ટુંકમાં એમ યાદ રાખવું કે "જન્દેહ રવાંન" માટે હમેશાં "હશ્ત યથા દહમ વીસ્પેશા" ને "યાઓ વિસાદ" જ ભણાય; ને "અનુશેહ–રવાંન" માટે "દો યથા દહમ યજદ" ને "તાઓ અહ્રી ન્માને" જ ભણાય. ગાથામાં ચેહારમ પડે ત્યારેબી ચેહારમનું **દહુમનું આફ્રીન્ગાંન** ઊપર મુજબજ તે ગાથાને દીવસે કરાવવું એવું અસલ ફરમાન છે, જે બાબે તેમજ જુદાં જુદાં આફ્રીન્ગાનોમાં દહમના કરદા કેવી રીતે કરવા તે બાબે ખુલાસેવાર વીવેચન હેઠળ **ફુટનોટ નં૦ ૨૧૧** માં કરવામાં આવ્યું છે.]

ઊપલાજ વખતથી યાને **હાવનની મેહેરની શરૂઆતથીજ**:

**ઉશ્વીસ–ગાહમાં**: જઓતાના મરતબાના યોજદાથ્રેગરો: **અરદાફ્રવશની યજશ્નને.**

ઊપલી યજશ્ને થઇ રહ્યા પછી, યજશ્ને કીધેલીજ જોડ મારફતે **ગુજરનારનાં મકાનમાં: અરદાફ્રવષ અને સરોશની બાજ.**

ચાર પછી તેજ જોડ મારફતે **ચેહારમનાં અરદા–ફ્રવષનાં આફ્રીન્ગાંનનો સીલસીલો.**

(૨) **રપીથ્વન ગેહમાં**:

**ગુજરનારનાં મકાનમાં: સતુમ.**

(૩) **ઉજીરન ગેહમાં**:

**ગુજરનારનાં મકાનમાં: સતુમ.**

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૧૨ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૧૦ થી ફુટનોટ ચાલુ.]

**(૪) અઈવિસ્રુથ્રેમ ગેહમાં:**

**ગુજરનારનાં મકાનમાં:** ઊરવાનની નઇયતે **સરોશ તથા પતેત.**

**(૫) ઉશાહીન ગેહમાં:**

**ઉરવીસ-ગાહમાં: ચેહારમનો વંદીદાદ;** તથા

**ગુજરનારનાં મકાનમાં: બાજધરનાં સાથે ફરોખશી.**

અહીં, **ચેહારમની ક્રીયામાં** ત્રણ ચીજ આપણે નોંધ્યે છીએ. પહેલું તો, જે મોબેદોની જોડ ત્રણ દીવસો સુધી ઊરવાનની ત્રણ સરોશની યજશ્ને તથા ત્રણ વંદીદાદ કરવામાં રોકાયલી રહે છે, તેઓજ ચેહારમની લગભગ બધી ક્રીયા છેવટ સુધી પાર ઊતારે છે. બીજું તો, ચેહારમની હાવનની હોશબામ (જે ખુરશેદ ઊગવાની આગમચની ૭૬ મીનીટનો એયામ છે તે) બરોબર પકડવા માટે, **દહમનું આફ્રીન્ગાંન** કરનારા સાહેબો સરોશની ક્ષનુમનની કુસ્તી કરી ફકત સરોશ બાજ ગેહ ભણી લઇને આફ્રીન્ગાંન તુરત શરૂ કરે છે, કારણ કે 'રતુફ્રીતી' યાને બર-વકતના કાયદા પ્રમાણે આ ૭૬ મીનીટમાં બનતાં સુધી એ આફ્રીન્ગાંન મંડાઇ જવું જોઇએ, તોજ તે કાર્યસાધક તે વખતે થઇ પડે છે. એજ મુજબ સરોશનાં પાત્રાં વખતે ફરજ્યાત થઇ શકતી નથી. બાકી, ક્રીયાકામ કરનારા અશ્લવાલા સાહેબોને પણ પોતાની ફરજ્યાત ઊતારીને પછીજ હમેશાં ક્રીયાઓ શરૂ કરવાનો હોકમ છે. ત્રીજું તો, ક્રીયાઓનો સીલસીલો જાળવવોજ જોઇએ; યાને કે, હર હમેશ પહેલાં ઊરવીસ-ગાહમાં યજશ્ને કરી લઇ, તેજ સાહેબો ત્યાર પછી ક્રીયા કરાવનારનાં ઘેરમાંજ બાજ ધરી, ત્યાર બાદ તેઓએ ઘેરમાંજ આફ્રીન્ગાન માંડવું જોઇએ, તોજ આફ્રીન્ગાંનની ક્રીયા કાર્યસાધક થાય છે. આ પહેલે યજશ્ને, પછી બાજ, ને પછી આફ્રીન્ગાંનનો અનુક્રમ અસલથી જયજ હોવાથીજ, આફ્રીન્ગાંનના પાજંદ દીબાચામાં મોબેદ સાહેબો ખુલ્લો એકરાર કરે છે, કે: **"ખીશ યજશ્ને કર્દ હોમ, દરૂન ચશ્ત હોમ, મ્યજદ હમી શાઇનમ"** યાને કે "હું પોતે યજશ્ને કરી આવ્યો છું, દરૂન યાને બાજ ઇજી આવ્યો છું, અને હવે આ આફ્રીન્ગાંનના 'મ્યજદ' યાને 'ગુરાહી મીઝ્ર' માંડું છું." જે મોબેદ સાહેબો આ વાકય ઊચ્ચારે છે તેઓએ પોતાની જોખમદારી સમજી ઊપલાજ અસલ અનુક્રમે ક્રીયા કરવી ઘટે છે, કારણ કે નહી તો આફ્રીન્ગાંન કરતી વખતે ઊપલું વાકય ઊચ્ચારવાથી તેઓને કુદરતમાં 'જુઠાઇ' નો ગંભીર આરોપ લાગુ પડે છે. હાલમાં એ વાકયનો મરડી મોચડીને એમ અર્થ લેવામાં આવે છે કે "મેં (એક વાર યાને નાવર ટાંકણે) યજશ્ને કીધેલી છે, ને દરૂન ઇજેલા છે," તે તદ્દન ખોટો અને મન મનાવવા માટે છે. (ફુટનોટ ચાલુ.)

દાદ થતાંજ, હાવનની મેહેર[૨૧૦]માં સરોશની ક્ષનુમન સાથના કુસ્તી કરી લઇને, સરોશ બાજ અને હાવન ગેહ ભણી લઇ, દહમ યજદ[૨૧૧]-

---

[પાને ૧૧૧ થી ફુટનોટ ચાલુ.]

અહીં નોંધવું, કે પાદ-રૂઝ વખતે ઊપલું "યજશ્ને-બાજ" નું પદ કાહાડી નાંખવું, કારણ કે તે અનુશેહ-રવાંનને લાગુ પડે છે, જ્યારે પાદ-રૂઝના વખત સુધી ઊરવાન ચોકસ જાતના હોશમાં રહેતું હોવાથી પાદ-રૂઝમાં લેતા નથી, ને વળી ચેહારમના દહમના આફ્રીન્ગાંનમાંથીબી કાહાડી નાંખવું, અને ચેહારમનાં અરદાફ્રવષનાં આફ્રીન્ગાંનથી ઊપલી સમજણ મુજબ લેવું, કે જે વખતથી ઊરવાન સરોશને હવાલે જતું હોવાથી, 'અનુશેહ-રવાંન' તરીકે ખરેખર ઓળખાય છે.

(૨૧૦) **હાવનની મેહેર**=સુરજ ઊગવાની આગમચની ૭૬ મીનીટ જે "**હાવનની હોશબામ**" તરીકે પણ ઓળખાય છે કે જે વખતથી હાવન ગેહ શરૂ થાય છે. વધુ ખુલાસા માટે જુઓ અગાઊ આપેલી **ફુટનોટ નં૦ ૧૫૭.**

(૨૧૧) **દહુમ યજદનાં** ચેહારમનાં આફ્રીન્ગાંન બાબે જુઓ અગાઊ આપેલી **ફુટનોટ નં૦ ૨૦૯** નાં પાનાં ૧૦૯-૧૦.

વળી ગાથાના પાંચ દીવસોમાં ચેહારમ પડે તોબી ચેહારમનું દહુમનું **આફ્રીન્ગાંન**, ઊપર **ફુટનોટ નં૦ ૨૦૯** માં જણાવ્યા મુજબજ, હમેશાં કરાવવું. હાલમાં કોઇક ઠેકાણે એવો રવૈયો છે કે, ગાથામાં જો કોઇનું ચેહારમ પડે છે તો તેનું ચેહારમનું દહમનું આફ્રીન્ગાંન તે ગાથાને દીવસે નહી કરતાં નવાં વરસને દીવસે બામદાદે કરવામાં આવે છે, પણ તે સદંતર ભુલભરેલું છે. ચેહારમનું આફ્રીન્ગાંન ખરા ચેહારમના દીવસની બામદાદેજ બર-વકતે હમેશાં થવું જોઇએ, કારણ કે આ આફ્રીન્ગાંનની ખાસ મકસદજ એ છે કે ઊરવાન ચેહારમની બામદાદે પોતાનાં તનનાં અનાસરો સાથનો સંબંધ સેવટનો છોડી અણદીઠ આલમ તરફ કુચ કરે તે વેળાએ તેનાં બદનનાં અનાસરોનો હવાલો દહમ યજદ જેવણ અનાસરોના પાસ્બાન યજદ છે તેવણને સોંપવો, કે જેથી ઊરવાન આવા હવાલા વગર અનાસરોનાં જે આકર્ષણમાં અત્યાર લગી હતું તેમાંથી તે છુટી જાય છે. તેટલા માટે, ચેહારમનાં દહમનાં આફ્રીન્ગાંનની ઊપલી ઊમદા નેમ જો ધ્યાનમાં રાખવામાં આવે, તો પછી ગાથા હોય યા નહિ હોય તોપણ કુદરતના અચુક કાયદે ખરાં ચેહારમની બામદાદે આ આફ્રીન્ગાંન તો હમેશાં થવુંજ જોઇએ, એમ તુરત સમજ પડી જાય છે.

ખરી વાત તો એમ છે કે જરથોસ્તી ઇલ્મે ક્ષનૂમ પ્રમાણે ફ્રવરદેગાંનના પહેલા પાંચ અને છેલ્લા સાત દીવસ દરમ્યાન દહમ યજદ અને દહમ વીસ્પેશાના કરદાઓ નીચે મુજબ કરવાનું અસલ ફરમાન છે:—

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૧૬ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૧૨ થી ફુટનોટ ચાલુ.]

ફ્રવરદેગાંનના પહેલા પાંચ દીવસો (પન્જે કેહ) માં જે અનુશેહ-રવાંનની નઈઅતે ફ્રવરદેગાંનનાં આફ્રીન્ગાંનો થતાં હોય, તેમાં 'હશ્ત યથા દહમ વીસ્પેશા' નો કરદો આખી 'યાઓ વીસાદ' સાથે થાય છે, પણ તે આફ્રીન્ગાંનોમાં "દો યથા દહમ યજદ" નો કરદો કદી ભણાતો નથી; ફકત જો એ પહેલા પાંચ દીવસો (પન્જે કેહ) માં ગુજરનારનું ચેહારમ, દશ્મું, માસીસો, છમસી, વરસી વીગેરે ખાસ ટાંકણું પડે તો તેને લગતાં બધાં આફ્રીન્ગાંનોમાં "દો યથા દહમ યજદ" નો કરદો "તાઓ અહ્મી ન્મ:ને" સાથે કરવાનો હોકમ છે, કારણ કે આ ખાસ ટાંકણાંપર ગુજરેલાંઓની નાજી માટેનાં ભણતરો થાય છે, જે વખતે દહમ યજદની યાદ તેનાં અનાસરોની વૃદ્ધિને માટે જરૂરની થઈ પડે છે. એજ મુજબ ફ્રવરદેગાંનના અમશાસ્પંદોને લગતા સાત દીવસ (ફ્રવરદીન મહીનાના હોરમઝદ રોજથી અમરદાદ રોજ) દરમ્યાન કરદા કરવા, જેમાં જો કે ફ્રવરદેગાંનનાં ફરોહરોની આરાધના આવતી નથી, છતાં સાત અમશાસ્પંદોની આરાધના એ મહાન દીવસો ઊપર થતી હોવાથી, એ દીવસોને પણ ફ્રવરદેગાંનના દીવસોમાં લઈ લીધા છે.

વળી ગાથાના પાંચ દીવસો (પન્જે મેહ) માં ફકત ચેહારમનું બામદાદનું આફ્રીન્ગાંન બાદ કરતાં, ફ્રવરદેગાંનનાં ફરોહરોની આરાધનાનાં આફ્રીન્ગાંનો હોય યા તો ગુજરનારની કોઈબી ટાંકણાની ક્રીયા (જેવી કે ચેહારમનું અરદાફ્રવષનું આફ્રીન્ગાંન, દશ્મું, માસીસો, છમસી, વરસી વીગેરે) હોય તો પણ તેમાં "દહમ યજદ" તેમજ "દહમ વીસ્પેશા" નો કરદો કદી થતો નથી. જ્યારે ફ્રવરદેગાંનના ફરોહરોના દીવસો હોય છે, ત્યારે અનાસરને લગતું કાંઇજ હોતું નથી, કારણ કે બધાં ગુજરેલાં અશો ફરોહરો આ દીવસો દરમ્યાન અણદીઠ આલમમાંની તેઓની આસપાસ ફરતાં પોતીકી કેરદારનાં સરકલને છોડી દઇ, કુદરતનાં વૃદ્ધિ કરનારાં "અષાઊનાંમ ફ્રવષીઓ" ની તુફેલમાં (યાને ખાસ પનાહ Patronage માં) ઊતરી શકે છે, અને તેથી ફરોહરોની આરાધનાનાં આફ્રીન્ગાંનોમાં "દો યથા દહમ યજદ" નો કરદો કદી થતો નથી, જો કે તેમાં "**દહમ વીસ્પેશા**" થાય છે, પણ ગાથામાં તો બન્ને કરદા થઈ શકતા નથી. પાંચ ગાથા સીવાયના દીવસો ઊપર રૂઆંન (ઊરવાન) ની નાજીનાં ભણતરો (દાખલા તરીકે, બધા રોજગાર વીગેરે) થાય તેમાં "દો યથા દહમ યજદ" નો કરદો કુદરતી અસુક કાયદે થાય છે, પણ તેથી એમ નહી સમજવું કે ગાથામાં ચેહારમ પડે તે વખતે અનાસરો દહમ યજદને સોંપાય નહી; કુદરતી અસુક કાયદે તે વખતે બામદાદે દહમનું આફ્રીન્ગાંન કરીને અનાસર દહમ યજદના હવાલામાં આપવાંજ જોઇએ, તોજ ઊરવાન અનાસરનાં આકર્ષણમાંથી છુટી શકે છે.

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૧૬ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૧૩ થી ફુટનોટ ચાલુ.]

ચેહારમનું દહમનું આફ્રીન્ગાંન કેમ કરવું તે બાબે ઉપર **ફુટનોટ નં૦ ૨૦૯** માં તુલોતવીલ સમજણ આપેલી છે. તેથી અત્રે જુદાં જુદાં આફ્રીન્ગાંનોમાં "દહમ વીસ્પેશા" તેમજ "દો યથા" ના કરદાઓ કયારે કયારે કરી શકાય તેનો એક સામટો સામાન્ય કોઠો હેઠળ આપ્યો છે:

**"હફ્ત યથા દહુમ વીસ્પેશા" તથા "દો યથા દહુમ યજદ" ના કરદાઓ કયારે કયારે કરી શકાય તેનો વિગતવાર કોઠો:**

[**નોંધ:** ચેહારમનું દહમનું આફ્રીન્ગાંન તો ગાથા હોય યા નહીં હોય તોપણ વરસના બધા દહાડા એકસરખી રીતે થાય છે.]

[**નોંધ:** ફ્રવરદેગાનના બધા મળીને તો ૧૮ દીવસો છે, જેમાં સ્પેન્દારમદ મહીનાનો અશીશ્વંઘ રોજ ઇજનનો ગણાય છે તે, તથા "પન્જે કેહ" યાને આશ્તાદથી અનેરાંન રોજ સુધીના 'નાના' પાંચ દીવસો, તેમજ "પન્જે મેહ" યાને ગાથાના પાંચ મોટા દીવસો, તથા ફ્રવરદીન મહીનાના હોરમઝદથી અમરદાદ રોજ સુધીના સાત દહાડા મળી જુમલે ૧૮ દીવસો થાય છે, પણ એમાંના અશીશ્વંઘ રોજને દીવસે દહમના કરદાઓ વરસના સાધારણ દીવસોની માફક થાય છે, અને તેટલા માટે આ કોઠામાં જયાં ફ્રવરદેગાનના દીવસો લખ્યા છે ત્યાં બાકીના **૧૭ દીવસો** સમજવા.]

| **કયા કયા દીવસો ઉપર?** | **"હફ્ત યથા દહુમ વીસ્પેશા"** (સાથે હમેશાં આખીજ 'યાઓ વીસાદ' ભણવી.) | **"દો યથા દહુમ યજદ"** (હમેશાં 'તાઓ અહી માને' સાથે.) |
|---|---|---|
| **૧. ફ્રવરદેગાનના દીવસો સીવાય બીજા બધા દીવસો હોય તો,** | જન્દેહ-રવાંન (યાને જીવતાંઓને લગતાં) એકે એક ખુસ્નુદીનાં જશનોના આફ્રીન્ગાંનોમાં ઉપલો કરદો હમેશાં થાયછે. (ચેહારમનાં બામદાદનાં આફ્રીન્ગાંનમાં જોડાંની ક્રીયા વખતે જન્દેહ-રવાન જાુફ્ત માટે પણ એજ કરદો કરવો.) | અનુશેહ-રવાંન યાને ગુજરેલાંને લગતાં તમામ આફ્રીન્ગાંનોમાં ઉપલો કરદો થાય છે. |

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૧૬ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૧૪ થી ફુટનોટ ચાલુ.]

| કયા કયા દીવસો ઉપર? | "હફ્ત યથા દહુમ વીસ્પેશા" (સાથે હમેશાં આખ્ખીજ 'યાઓ વીસાદ' ભણવી.) | "દો યથા દહુમ યજદ" (હમેશાં 'તાઓ અહી નમાને' સાથે.) |
|---|---|---|
| **૨. ફ્રવરદેગાનના દીવસો દરમ્યાન:** | | |
| (ક) **પન્જેકેહ યાને સ્પેન્દારમદ મહીનાના આશતાદથી અનેરાંનરોજ સુધી.** | અશો ફરોહરોની ખાસ આરાધનાનાં આફ્રીન્ગાંનોમાં ઉપલો કરદોજ ભણવો. | એ દીવસોમાં ગુજરેલાંઓનું ચેહારમ, દશ્મું, માસીસો, છમસી, વરસી વીગેરે ખાસ ટાંકણું પડતું હોય તોજ ત્યાં ઉપલો કરદો કરવો. |
| (ખ) **પન્જે મેહ યાને ગાથાના પાંચ દીવસોમાં.** | ગાથામાં પડતાં ચેહારમનાં દહમનાં જોડાંનાં આફ્રીન્ગાંન વખતે જન્દેહ-રવાંન જુફ્ત માટે ભણાય છે તે સીવાય, બીજાં કોઇબી જન્દેહ-રવાંન કે અનુશેહ-રવાંન આફ્રીન્ગાંનોમાં ઉપલો કરદો ભણવો નહીં. | ગાથામાં પડતાં ચેહારમનાં બામદાદનાં આફ્રીન્ગાનમાં ફક્ત અનુશેહ-રવાંન માટેજ ભણાય છે તે સીવાય, બીજાં કોઇબી જન્દેહ-રવાંન કે અનુશેહ-રવાંન આફ્રીન્ગાંનોમાં ઉપલો કરદો ભણવો નહીં. |
| (ગ) **ફ્રવરદીન મહીનાના હોરમજદરોજથી અમરદાદ રોજ સુધીના સાતે દીવસોમાં:** | આ ફ્રવરદેગાંનના દીવસો જે અમશાસ્પંદોની આરાધનાનાજ ફક્ત ખાસ દીવસો છે તેનાં આફ્રીન્ગાંનોમાં હમેશાં ઉપલો કરદો ભણાય છે. | આ દીવસોમાં ગુજરેલાંનું ચેહારમ, દશ્મું, માસીસો, છમસી, વરસી વીગેરે ટાંકણું પડે તોજ ત્યાં ઉપલો કરદો કરવો. |

ની ક્ષનુમનથી તે ઉરવાન જો "તનહા"[૨૧૨] હોય તો દહમ યજ્દના બે કરદા કરીને તેનાં તનનાં અનાસરને દહમ યજ્દના હવાલામાં સોંપે છે, અને સરોશનો એક કરદો કરીને તેના કેહરપને સરોશ યજ્દના હવાલામાં સોંપે છે, કે જે કેહરપની અંદર તેવીષી, ઉસ્તાંન અને ઉરવાન સમાઇ જાય છે. જો તે ઉરવાનનું "જુફ્ત"[૨૧૨] યાને જોડાનું કરવું હોય તો ઉપલાં આફ્રીન્ગાંન

---

(૨૧૨) તનહા=એકલું, એટલે પરણ્યા વગરનું તેમજ એક પરણેલું ઉરવાન હોય છતાં તેને ખએતવદથની પોતીકી જુફ્ત (એ બાબે જુઓ અગાઉ આપેલી **ફુટનોટ નં૦ ૧૯૫,** તથા **ફ્રશો-ગર્દ પુ. ૫, અંક ૧, પાને ૪૦ મે, નોટ નં૦ ૧૨૫)** ને બદલે કેશાશની જુફ્ત મલી હોય તેવાં મરદ યા ઓરત પણ તનહા ગણાય છે, એટલે કે, "કુદરતમાં ખરાં જોડાં વગરનાં" ગણાય છે, અને તેટલા માટે, તેવાં કેશાશનાં પરણેલાં મરદ-ઓરતોની જોડાંની ક્રીયા અસલના વખતમાં કદીબી કરવામાં આવતી નહી હતી, જો કે હાલમાં તો બધાં પરણેલાંઓની જોડાંની ક્રીયા થાય છે. આપણે **"ખએતવદથ"** શબ્દનો ફુલંદ અર્થ અત્યાર આગમચ જોઇ ગયા છીએ, અને વધુ ખુલાસા માટે **"જરથોશ્તી ઈલમે ક્ષનૂમ સીરીઝ, નં૦ ૨, સુદરેહની તાવીલ"** (રચનાર મી૦ બેહેરામશાહ ન. શરાફ) ના પાનાં ૯૧ થી ૯૮ જોવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

અરવાહી આલમના છેક શરૂઆતનાં "મીનો કરકો" નાં મરકજ ઉપર દરેક ઉરવાન જે કુદરતી અચુક કાયદે "શરીફ" તથા "ખસીસ" (યાને મરદ-ઉરવાન અને ઓરત-ઉરવાન) એવા બે વિભાગોમાં છુટાં પડી જાય છે, તેઓ પોતપોતીકા કેશાશ મુજબ પોતાની કારકીર્દી અહીંઆં જુદી જુદી શરૂ કરે છે. જો ઉરવાન અહીંનાં પોતીકી જીંદગીઓ દરમ્યાન પોતાથી સામી જાતીનાં ઉરવાનો સાથે ખરી કુદરતી જીંદગી ગુજારે છે, તેમજ (Sex) યાને જાતી-ભેદને લગતા તમામ ગુનાહો અને અનીતીઓ (જેની ટીપ **પતેત પશેમાની**માં સમાવવામાં આવી છે) તેમાંથી મુક્ત રહે છે, અને પોતાની નજર સદા પોતીકી 'જુફ્ત' તરફજ રાખી નેકીનીતીથી રાહે-રાસ્ત સદા તરીકતનો અમલ કરે છે, તો પોતીકી ખએતવદથની જુફ્ત જલદીથી પામવાનો સંભવ વધતો જાય છે, અને અહીં સંસારી લગ્ન વખતે પણ તેવી જુફ્ત પામવાને તે વિરલું ઉરવાન શક્તિવાન થાય છે, અને મરણ પછી તેવાંજ મરદ યા ઓરતની "જોડાંની ક્રીયા" ચેહારમને દીવસે અસલ થતી હતી, જે બનાવ કવચીતજ બનતો હતો. એક ઉરવાનને પરણતી વખતે **"ખએતવદથ"** ની જુફ્ત મલી છે, યા "કેશાશ" ની જુફ્ત (કે જે હમેશાં પારકાં ઉરવાનને લગતી હોય છે તે)

(ફુટનોટ ચાલુ.)

હમેશાં બેવડાં કરવામાં આવે છે. આએજ વખતે ઉરવીસ-ગાહમાં

[પાને ૧૧૬ થી ફુટનોટ ચાલુ.]

મલી છે તે બાબદનો જવાબ આપવા માટે ઊરવાન અણદીઠ રીતે કયા દરજ્જામાં છે તે જાણવા સારૂ મહાન સ્રોષાવરેજ સાહેબ યાને મગવોના સૌથી વડા (જેવણ આખી જરથોસ્તી કોમના સૌથી વડા રહેબર યાને "જરથુસ્ત્રોતેમો" ગણાતા હતા તેવણ) નુંજ કામ પડે છે. આ ઊપરથી એક સ્રોષાવરેજમાં શું "તેહમતની" શક્તિ હોવીજ જોઇએ અને સરોશના નાદ સાથે કેટલા બધા હમ-કલામ થયલા હોવા જોઇએ, કે જે બીના "સ્રોષા-વરેજ" શબ્દનો અર્થ "સરોશ યજદના હમ-શરીક" તરીકેનો શ્રેષ્ટ એલકાબ બતાવી આપે છે, તે આપણે બરોબર જોઇએ છીએ. હાલમાં આપણા પારસી ટોળા વચ્ચે કોઇ પણ સ્રોષા-વરેજ જેવા મહાન સાહેબ નહી હોવાથી, અસલ ખએત્વ-દથની જુશ્ત પામનારાં ઊરવાનોના બાબમાં થતી "**જોડાંની ક્રીયા**" હાલમાં દરેક પરણેલા શખ્સ યા ઓરતના બાબમાં ચાલુ રાખવામાં આવી છે, પછી પોતાનો ખાવંદ યા પોતાની ઓરત કેશાશનાં હોય યા ખએત્વદથનાં હોય. કોઇબી રીતે અસલ સૌથી બુલંદ "**જોડાંની ક્રીયા**" નો ખ્યાલ તેમજ તે મારફતે સૌથી મોતેબર "**ખએત્વદથ**" ના કાયદાનો ખ્યાલ આપણી પાસે હાલ જળવાઇ રહેલો છે તે માટે ખુદાના ખચ્ચીત શુક્ર ગુજારીશું !

હાલમાં, જોડાંની ક્રીયામાં પહેલા દીવસથી ત્યાર પછીની તમામ ક્રીયાએ સામાન્ય રીતે બેવડી કરવામાં આવે છે. પણ અસલ દરેકે દરેક ક્રીયા બેવડી કરવા ઊપરાંત ખાસ ચોકસ મહાન ક્રીયા ચેહારમને દીવસે આવાં ખએત્વદથનાં જોડાં માટે ખાસ વધારાની કરવામાં આવતી હતી, જેની યાદગારી પણ આપણાં વચ્ચે ઘણાંજ મરડેલાં મોચડેલાં રૂપે કાંઇક જળવાયલી દીઠામાં આવે છે. આ ક્રીયાને આ લખાણમાં "**ચેહારમની જોડાંની ક્રીયા**" નું નામ આપવામાં આવેલું છે, પણ હાલમાં પ્રસંગ નહી હોવાથી, આપણે એ બાબદ પડતી નાંખીશું.

**કેવી મોતેબર ને બુલંદ આપણી માજદયસ્નની જરથોશ્તી દએન** છે, કે ફકત આ એકજ શબ્દ "ખએત્વદથ" ની અંદર તમામ જાતી-ભેદને લગતી નીતીરીતીનો સંપુર્ણ "કોડ" (Code) સમાવી દીધો છે, અને એક **ઓરત યા મરદે પોતે તદન નીતીમાનજ કાંય હમેશાં** રહેવું જોઇએ, અને પોતાની જાતીને યા પોતાથી સામી જાતીને નીતીભ્રષ્ટ કર્યાથી આકેબત તો પોતાનુંજ સૌથી બુરૂં કરે છે, અને ઊરવાનીક વૃદ્ધિમાં પછાત પડે છે, તે બરોબર ધ્યાનમાં ઊતરે છે. જો દુન્યા એમજ સમજતી થાય કે કુદરતમાં આવો

(ફુટનોટ ચાલુ.)

[પાને ૧૧૭ થી ફુટનોટ ચાલુ.]

મહાન "ખએતવદથ" નો કાયદો પડેલો છે, કે જે નેમ તરફ આખી આદમજાતને અંતે જવાનુંજ છે, અને દરેક મરદ દીઠ તેની ઓરત યા દરેક ઓરત દીઠ તેનો મરદ કુદરતમાં અમુક નિરમાણ થયલોજ છે, તો પછી પોતાની દયાનત બગાડી પોતાનીજ ઇજ્જત તરફ નેગાહ રાખવાને બદલે બીજાંઓની ઇજ્જતોને લુટવાનો ખ્યાલ કરી ફેશાશમાં આવવા કરતાં તે જરૂરજ ડર કરે અને કમકમે, કારણ કે બીજાના કુદરતી હક ઊપર ત્રાપ મારનાર પોતાનો હકથી તેમજ ખોરવી દે છે, અને પોતાની ઇજ્જત બીજાને હાથે લુટાઇ જવાનો સંભવ ઊભો કરે છે, અને આવી રીતે પોતાની ઊરવાનીક વૃદ્ધિને પોતેજ પાછળ હઠાડે છે. હાલમાં હાસમી જમાનામાં જે બધી છુપી બંધ બારણેની તેમજ છડેચોક અનીતીઓ ફેલાઇ રહી છે, અને પરણેલાંઓ તેમજ વગર પરણેલાંઓ સર્વે જાતી-ભેદના કાયદાનો જે મોટા પાયા ઊપર અનાદર કરી રહ્યાં છે, તેનું બાતેનમાં મુળ કારણ પોતાની જાતીને લગતા આવા બુલંદ બાતેની કાયદાઓ બાબેનું અજ્ઞાનપણુંજ છે. જ્યારે આદમ-જાત જાતી-ભેદ (Sexual nature) નો ખરો કુદરતમાં પડેલો ભેદ ઊપર મુજબ સમજીને કુદરતને તાબે થઇને તદન નીતીવાન બાતેનથી જીંદગી ગુજારતો થશે, અને કાર્યથી તો શું પણ મીગ્ર યાને વિચારથી પણ જાતી-ભેદને લગતી આડી અવળી બાબદો ઊપરથી ધ્યાન તદન ખસેડી નાંખશે, અને લગનના પવીત્ર કુદરતી કાયદાઓ જાળવતી થશે, ત્યારે અને ત્યારેજ આ ખનીરથબામી ઊપર ખરો "ગોસ્પંદી તેવીષી" નો રાજ અમલ ફેલાશે અને ત્યારેજ "ફ્રશોગર્દ" ના ખરા સોનેરી હીંગામ (Golden Age) ની આશા રાખી શકાશે.

અહીં, એક ખોટો ખ્યાલ તોડવાની જરૂર છે. કેટલીક ફીલસુફીઓ શીખવે છે કે આપણાં ઊરવાનો અહીં વેર જાતી (Sex) રહીત છે, અને જાતીનો ગુણદોષ ને સ્વભાવ તો આ શરીર ધારણ કરવાને લાધેજ ઊત્પન્ન થાય છે, અને જાતી (Sex) નું મુળ આ અનાસરી કાયામાંજ પડેલું છે, નહી કે ઊરવાનમાં. પણ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઊપલા વિચારને સદંતર ભુલભર્યો અને અકુદરતી જણાવે છે. જે પ્રમાણે ઇલેક્ત્રીસીટી યાને વિજળીનો ખ્યાલ કરતાં, આપણે હમેશાં "પોઝીટીવ" ઇલેક્ત્રીસીટી ને "નેગેટીવ" ઇલેક્ત્રી-સીટી એમ બે વિભાગોનોજ ખ્યાલ હમેશાં સાથે લઇએ છીએ, અને ઇલે-ક્ત્રીસીટી પોઝીટીવ અને નેગેટીવ એવાં બે રૂપેજ હમેશાં પ્રગટ થાય છે તોજ કાર્ય કરી શકે છે, જે પ્રમાણે મેગ્નેટીઝમ હમેશાં નોર્થ અને સાઊથ પોલ (યાને ઊત્તર અને દક્ષીણ છેડા) એવાં બે રૂપેજ જાહેર થઇને કાર્ય કરી શકે છે, તેજ પ્રમાણે ઊરવાન કે જે ઊપલી બે આલમોમાં—મીનોઇ ને જીરમાનીમાં—અખંડ, જાતી-રહીત છે, તે જ્યારે નીસ્તીની આલમોમાં—

(ફુટનોટ ચાલુ.)

વાલી એક જોડ જે ઉરવાનના રહેલત થવા સાથેજ ત્રણુ સરોશ અને ત્રણુ વંદીદાદ કરવા માટે રોકાયલી હોય છે, તેજ જોડ તે

---

[પાને ૧૧૮ થી ફુટનોટ ચાલુ.]

યાને અરવાહી અને આ જીસ્માની આલમમાં—પોતાનો એજબ ટાળવા આવે છે, કે તેવુંજ ઉરવાન અરવાહી આલમની શરૂઆતનાં મરકજ આગલ આવતાંજ એક 'પોઝીટીવ' અને બીજો 'નેગેટીવ' એવાં બે રૂપેજ પ્રગટ થાય છે અને જેટલો વખત નીસ્તીની આલમોમાં રહે છે તેટલો વખત આ અસલ અખંડના બે વિભાગી રૂપેજ કાર્ય કર્યા કરે છે. આ એકજ ઉરવાનનાં બે રૂપોમાંના "પોઝીટીવ" ભાગને 'શરીર' (એટલે ચહડયાતું) નામ અને "નેગેટીવ" ભાગને 'ખસીસ' (એટલે ઊતરતું) નામ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ મુજબ આપવામાં આવ્યું છે. હવે ઉરવાનનો 'શરીર' (Positive) ભાગ વધુ નીસ્તી થતી વખતે પોતાને લગતાં જમાદાત (યાને ખનીજ-વર્ગ), નબાતાત (યાને ઝાડપાન-વર્ગ) તેમજ હેવાનાત (યાને જાનવર-વર્ગ) માં ચાલી ગયલાં અંશો સાથે હમેશાં નર—શરીર (Male body) ધારણ કરી શકે છે, અને તેજ મુજબ ઉરવાનનો 'ખસીસ' (Negative) ભાગ પોતાને લગતાં જમાદાત, નબાતાત તથા હૈવાનાતમાં ચાલી ગયલાં અંશો સાથે હમેશાં માદા-શરીર (Female body) કુદરતને અમુક કાયદે મેળવે છે. ત્યારે આ ઉપરથી આપણે બરોબર સમજી શકયે છીએ કે ફકત આદમ જાતજ નહી પણ તમામ જાનવરો, ઉરવરો, અને ખનીજોની અંદર જે જાતી-ભેદનો કાયદો પડેલો છે અને બધેબધ નર-માદાનોજ કાયદો (Sexual instinct) કાર્ય કરી રહ્યો છે, તેનું ઉસુલ ઉરવાનોના આ અસલ બાતેની વિભાગીપણું અને જોડપણાંને આભારી છે. ઉરવાનને લગતી અતી ગુહ્ય બાબદ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઘણીજ સરસ રીતે સમજાવે છે, અને તેને આધારે મરદ-ઉરવાન અને ઓરત-ઉરવાનના ખુદ સરથોક (Components) માં કેટલો બધો કુદરતી ફરક રહે છે કે જે ફરકને લીધેજ મરદ-શરીર અને ઓરત-શરીરનાં અંગોમાં પણ બાહ્ય ફરક પડે છે, તે સમજી શકાય છે. એક મરદ-ઉરવાન કદીબી ઓરત-શરીર કોઇપણ જન્મમાં ધારણ કરી શકે નહી; તેને માટે તે તદન અશકય છે; એજ મુજબ એક ઓરત-ઉરવાન માટે મરદ-શરીર લેવું તદન અશકય છે. જેઓ એમ બોલે છે કે એક મરદ યા ઓરત જન્મોજન્મ ગમે તેમ શરીર ધારણ કરી શકે છે, તેઓ ઉરવાન અનાસરી બદન કયે કાયદે મેળવે છે તે બીનાથી બીલકુલ અજ્ઞાન છે, અને જેમ પીંજરાંને ચક્ષી સાથે સંબંધ રહે છે તેવો શરીરને ઉરવાન સાથનો અળગ સંબંધ માનનારાઓ કેવી ગંભીર ખતા ખાય છે તે આપણે આગલ **ફુટનોટ નં૦ ૧૨૯-૩૦ માં** જોઇ ગયા છીએ.

ઉરવાનની નઇયતે ચેહારમની અરદાક્રવશની યજશ્નને[૨૧૩] કરવી શરૂ કરે છે. આ યજશ્નને સંપુર્ણ થઇ રહેવા પછી તે યજશ્નને કરનારાજ યોજદાઓગરો, જે ઘેરમાં ઉરવાન થયું હોય છે તે ઘેરમાં આવીને[૨૧૪] અરદાક્રવશની અને સરોશની ચેહારમની બાજ[૨૧૪] ઇજે છે. ત્યારબાદ, તેઓ બન્ને જોડ થઇને ઘેરમાંજ

---

(૨૧૩) **અરદાક્રવશની યજશ્ને**—યજશ્નેની મોતેબર ક્રીયાથી કેવી સાયન્ટીફીક અસર ઉત્પન્ન થાય છે, અને ઉરવાનને કેવી રીતે મદદ-કર્તા થઇ પડે છે, તે બાબે સવીસ્તર રસીક બયાન "**જરથોશ્તી ઉરવાનની મરણ પછીની હાલત**"નું ચોપાન્યું, પાને ૩૩ થી ૩૭ મે લંબાણથી આપવામાં આવ્યું છે.

(૨૧૪) **ઘેરમાં આવીને બાજ ઇજે છે**—"બાજધરનાં"ની ક્રીયા હમેશાં ઘેરમાંજ ભોંયતળ્યે ધરાવવી જોઇએ, અને દરેમેહેરમાં એ ક્રીયા કરાવવાની નથી, એ આપણો અસલ કાયદો હાલ થોડાંક વરસ થયાંજ કમનસીબે ભુલાઇ જવા લાગ્યો છે, અને જેઓ ઘેરમાં બધી સાધારણ ક્રીયાઓ કરાવે છે તેઓ વટીક દરૂન ઘેરમાં કરી, "બાજ" અગ્યારી આતશબેહેરામે ઇજાવે છે, જે વાજબી નથી.

અહીં કોઇ કદાચ સવાલ કરે કે અગાઉ જણાવી ગયા મુજબ ભોંય જો ૧૦ દીવસ યા ૧ મહીનો રખાય, ત્યારે બાજ કેમ ધરાય? તેનું જણવું એ જે જયાં પહેલાં ઉરવાનને સચકાર કરેલો હતો તે જમીન ચોથે દીવસે, જેમ ફરમાન છે તે પ્રમાણે, નીરંગ છાંટી, કપડાંએ સાફ કરી, અને પાણી છાંટીને યા છાંટયા વગર, ત્યાં જે બેહરેહ (યાને કળસ્યો) ગુલ અને ચેરાગ સાથે મુકે છે, તેનાથી હમેશાં ઘેરમાં બાજધરણાંની અને આફ્રીન્ગાંનની ઓરડી ત્રણ કદમથી વધારે હમેશાં તરીકત પ્રમાણે રહે છે. તેથી ચોથા દીવસથી જયારથી ઘેરના આતશપર સરીઅત પ્રમાણે દરેક ખાનું પકાવવાનો હોકમ છે, ત્યારથીજ સરીઅત પ્રમાણે "અઇપી" ને લગતી બધી ક્રીયાઓ (જે વીશે હમણાંજ નીચે બોલવામાં આવશે તે) ઘેરમાંજ કરાવવાનો હોકમ છે.

ઘેરમાં બાજ ઇજવાની બાબદ આપણને નીચલા અતી અગત્યના સવાલ ઉપર લઇ જતી હોવાથી આપણે તે સવાલ હવે વીસ્તારીને જોઇશું:

**ગુજરેલાંઓની ક્રીયાઓ:**

**તે કાંહાં કરાવવી જોઇએ? ઘેરમાં કે દરેમેહેરમાં?**

આ તો જાણીતી વાત છે કે આપણા બાપદાદાઓ જેઓ પેગામ્બર સાહેબના કૉલ ઉપર હમેશાં ઉસ્તવાર રહેતા હતા તેઓ હમેશાં મરણ પ્રસંગની ક્રીયાઓ બે બાગમાં કરાવવાનું જરથોશ્તી દએનના કૉલ મુજબ

(ફુટનોટ આગળ.)

એહારમનું આફ્રીનગાંન કરે છે. ત્યારપછી બીજી હાવન યા

---

[પાને ૧૨૦ થી ફુટનોટ ચાલુ.]

વાજબી લેખતા હતા: આફ્રીનગાન, દરૂન, બાજ, ફ્રવર્દેગાન યાને મુકતાદની ક્રિયાઓ જેવી બધી ક્રીયાઓ હમેશાં ઘેરમાંજ થવી જોઇએ, અને યજશ્ને, વંદીદાદ, હમાયશ્ત વીગેરે મોટી પાવમેહેલની ક્રીયાઓજ ફકત આતશ-બેહેરામ કે આતશ આદરાનમાં કરાવવી જોઇએ, એ કાયદો હમેશાં તેઓ પાળતા હતા. પણ મુંબઇનાં મકાનોમાં માળેમાળ રહેવાનું થયું, ને ઘરમાં બાજ ધરવાની જગા ઘેરવાળાઓએ જેમ હાલમાં માસીક માંદગીવાળી ઓરતોને ઊપર બેસવાનો ચાલ પાડયો છે તેમ તે વખતે નહીં રાખીને ફ્બસે આદરીઆનમાં બાજ ધરાવવાની કીધી,—તેથી દરેક કુટુંબની જુદી નહીં પણ જુદાં જુદાં કુટુંબોની સામટી અનજુમનમાં તદન ખોટી રીતે ધરાવા લાગી—તે વખતથીજ જે ખરો રીવાજ હતો તે બેદરકારીથી નીકળી ગયો, જો કે હાલમાં બાહેરગામમાં તો ઘેરઘેર નીચે બાજ ધરાવવાનો ચાલ હજીબી મોજુદ છે. પણ અઇપીની ક્રીયાઓની બેરવણીની આ રીતે પેહેલ થઇનેજ અટકી નહીં, પણ વળી તેથીને વધારે હાલમાં આપણા લોકોમાં સંજોગો ઊલટાઇ ગયા છે, અને જે ક્રીયાઓ ઘેરમાં થાય તોજ તેનું ખરૂં કાર્યસાધક ફળ નીપજે તેવી આફ્રીનગાંન, દરૂન, બાજ, ફ્રવર્દેગાન જેવી સઘળી ક્રીયાઓ ઘેરમાં કરવાનું કાઢી નાંખી, દરેમેહેર કે આતશ-બેહેરામમાં પોતાના પંથકોને કરવા સોંપી દે છે. પણ આ પગલું અગ્નાન-પણાંમાં ભર્યાથી આપણાં લોકોએ પોતાને કેટલુંબધું નુકસાન કીધું છે તેનો ખ્યાલ નીચેનાં લખાણપરથી સ્પષ્ટ આવશે.

જરથોશ્તી દએન મુજબ, દરેક બસ્તે-કુસ્તીઆંન ગુજર પામ્યા પછી તેની ક્રીયાઓ બે ભાગમાં વહેંચાઇ જાય છે: **એક, સાદી (હુશ્મોરદી) ક્રીયાઓ** (કે જે **“અઇપી”** ની **ક્રીયાઓ** તરીકે પણ ઓળખાય છે); **અને બીજી, પાવમેહેલની ક્રીયાઓ.** પાવમેહેલની ક્રીયાઓની અંદર યજશ્ને, વંદીદાદ, વીસ્પરદ, નીરંગદીન, હમાયશ્ત, પાસ્તા, વીગેરે સમાઇ જાય છે, જે બુલંદ ક્રીયાઓ ઊરવીસ-ગાહ યાને પાવમેહેલમાં બરશ્નુમવાલા યઓજદાથ્રેગર સાહેબોજ કરી શકે છે. એ મહાન ક્રીયાઓનો ‘મેગ્નેટીક કરન્ટ’ યાને વીજળીક પ્રવાહ હમેશાં આતશે વરાહરાંન યા આતશે બેહરાંમ-ની મારફતે આતશે આદરાંનજ ખેંચી શકે છે, અને તેટલા માટે તે ત્યાંજ થવી જોઇએ, તોજ બહુ કાર્યસાધક પરીણામ આવી શકે છે. પણ જે ક્રીયાઓ ‘હુશ્મોરદી’ યાને સાદી છે,—જેવી કે બાજધરનું, ફ્રવષી, આફ્રી-નગાંન, ફ્રવરદેગાંન, ગાહમ્બાર, જશન, પાવી, ફરેસ્તા, સીરોજા, રોજગાંન (યાને ગુજરેલાંઓની યાદમાં રોજ થતાં આફ્રીનગાંન), માહીગાંન (યાને ગુજરેલાં-ઓની યાદમાં મહીને મહીને પડતા અવસરોની ક્રીયા), સાલીગાંન (યાને

(ફુટનોટ ચાલુ.)

* * * * * ( અસુલ લખાણ પાને ૧૩૧ મે ચાલુ કીધું છે.)

---

[ પાને ૧૨૧ થી ફુટનોટ ચાલુ. ]
ગુજરેલાંઓની યાદમાં વરસે વરસે પડતાં ટાંકણાં ) ની ક્રીયા વીગેરે વીગેરે—તે બધી ક્રીયાઓ તો ફકત (૧) જ્યાં ગુજરનારના અતલગના કે દુરના મરતબા પ્રમાણે ખેશીઓ, યા તો (૨) જ્યાં તે ગુજરનારનાં દોસ્તઆસ્નાવો ખેશી મીસાલ હોય તેવાં લોકની "**અઈપિ**" જ્યાં બંધાયલી હોય ત્યાંજ બધી થવી જોઇએ. આ "**અઈપિ**" એટલે શું તે આપણે હવે બારીકીથી જોઇશું.

મેહેરના જે સાત વિભાગો થયલા છે અને જેને મેહેર ન્યાયશ તથા યશ્તમાં "અઇવિ–દખ્યૂ", "અન્તરે–દખ્યૂ", "આ–દખ્યૂ", "ઊપ-ઇરિ–દખ્યૂ", "અદઇરિ–દખ્યૂ", "પઇરિ–દખ્યૂ" અને "**અઈપિ દખ્યૂ**" નામો આપવામાં આવેલાં છે, તેમાંનો છેલ્લો જે "અઇપિ–દખ્યૂ" છે તેની મોરાદ એ છે કે દરેક શખ્સ પોતાની આસપાસ જે વાતાવરણ પોતાના વિચારઆચાર, રહેણીકરણીથી ચાલુ ઊભી કરે છે અને જેની અંદરથીજ ઊપરથી આવતા આસ્માનોના પ્રવાહો છેવટે આરપાર પસાર થઇ તે માણસના કેશાશના મુરકબ સાથે તેને સુખ દુ:ખ ચોકસ હદની અસ્પંદી સુધી ચાલુ પોહોંચાડે છે, અને ચોકસ હદની અસ્પંદી ઊપરાંત તેનો કેશાશ બરપા થાય છે, તેવી "અઇપિ" ની યાને દરેક શખ્સની લગોલગ નજદીક કામ કરતી પોતીકી વાતાવરણને (Personal magnetism) "અઇપિ" તરીકે ઓળખાવેલી છે. ત્યારે એ કાયદા મુજબ ગુજરનારની જ્યાં "અઇપિ" બંધાયલી હોય, તે જ્યારે જીવતો હતો ત્યારે તેની સાથે રાત દીવસ જેઓ વધુ આકર્ષણ—પછી તે લોહી, તોખમ, ઓદાન, શીર, તેવીષી, વાસ્ના, કે અતીષ પ્યારથી થયું હોય તે—માં વસ્યાં હોય તેવી મેગ્નેટીક ખેંચાણવાળી વિચાર–વાતાવરણ જ્યાં ઊભી થઇ હોય, ત્યાંજ અંત:કરણ સાથના મીથ્ર (યાને વિચાર) ગુજરેલાં ઊરવાનને મારેના બની શકે અને તેવાજ મીથ્ર પેલાં ઊરવાનની ક્રવષીને પોહોંચી તેને વળતું ખેંચાણ કરી શકે છે. "અઇપિ" વગર ઊરવાનનાં ભાનનું ખેંચાણ અહીં થઇ શકતું નથી.

આપણામાં ફકત જે ગુજરેલાં ઊરવાનના અહીં કાઇબી ખેશી કે દોસ્તઆસ્નાવો નહી રહ્યાં હોય તેવાઓનાજ અપવાદના બાબમાં "શાયશ્ત લા શાયશ્ત" યાને ન છુટકે તે ગુજરેલાં ઊરવાનની ક્રીયાઓ તેનાં કુટુંબ સાથે સંબંધ ધરાવતા પંથકીને સોંપવામાં આવતી હતી, કારણ કે તે સીવાય બીજો કોઇબી ચારો નહી હતો. પણ જ્યાં સુધી મરનારનાં કાઇબી મરતબા પ્રમાણેનાં ખેશીઓ દાખલા તરીકે તોખમ, ઓદાન, શીર વાસ્નાના મરતબા પ્રમાણેનાં ખેશીઓ તેમજ જીવેજાન દોસ્તો હયાત હોય ત્યાં સુધી તો તે મરતબા

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ ભણાણ પાને ૧૩૧ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૨૨ થી ફુટનોટ ચાલુ.]

પ્રમાણે ખેશીઓનાં લોહી, તોખમ, વાસ્ના, મીઝ્ર, મોહબત વીગેરેની અસરથી જે એક બળવાન મેગ્નેટીક પ્રવાહ બંધાય છે, તે પ્રવાહની અંદરજ ક્રીયાકામ કરાવવી જોઇએ. હવે જે ઊરવાનો અહીંથી રહેલત પામી પોતીકાં સુક્ષ્મ કેહેરપની અંદર અનદીઠ આલમમાં રહીને પોતીકા મીઝ્ર પોતીકા ચહડ-ઉતર મરતબાના ખેશીઓ તરફની ક્રીયાની આશાથી ચલાવ્યા કરે છે તે વખતે જો અહીંના તેનાં જીવતાં વ્હાલાંઓ તરફથી બંધાયલી આ "અઇપિ"નું ખેંચાણ તે ક્રીયાકામ થતી વખતે હાજર નહી હોય તો ઊરવાનોનાં ઊપલા મીઝ્રની ખાસ્તર (યાને વિજળી) અહીં ખેંચાતી નથી, અને આવી રીતે "અઇપિ" ની બહાર 'હુઝ્મોરદી' ક્રીયાઓ કરાવવાથી તે ક્રીયાઓની મકસદ મુદલ પાર પડતી નથી. તેથીજ અવસ્તામાં લખેલું છે કે અશાઊ-નામ ફરોહરોની તુફૈલમાં ગુજરેલાં ઊરવાનો નીચે આપેલા **ફ્રવરદીન યશ્ત, કરદો ૧૩ મો,** ફકરા ૪૯—૫૦ મુજબ, **"અઈપિ"** નીજ ચાલુ ખાહેશ કરતાં રહે છે કે "કોણ અમુને વખાણશે? કોણ અમુને ચાહશે?"

અષાઊનાંમ વંઘુહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઇદે. યાઓ **વીસાદ** આવયેઇન્તિ હમસ્પથ્મએદએમ પઇતિ રતૂમ, આઅત અઘ્ર વીચરેન્તિ દસ પઇરિ ક્ષપનો અવત અવો જિદ્દનાઓંઘહેમ્નાઓ.

કો નો સ્તવાત, કો યજાઇતે, કો ઊફયાત, કો ફ્રીનાત, કો પઇતિ-જનાત, ગઓમત જસ્ત વસ્ત્રવત અપ-નાસ નેમંઘહ. કહે નો ઇદ **નાંમ** આંઘઇસ્યાત, કહે વો ઊર્વ ફ્રાયેજયાત, કહ્માઇ નો તત **દાથ્રેમ દયાત,** યત હે અંઘહત ખઇસ્યાંન અજયમ્નેમ યવએચ યવએતાતએચ.

યાને "'અષાઊનાંમ'નાં ભલાં, શુરાં, તથા આબાદી કરનારાં ફરોહરોની સાથે હમો યાને ભલાં, શુરાં, આબાદી કરનારાં "અષાઊ-નાંમ ફ્રવષીઓ"* ની સાથે હમો એકતાન થઇએ છીએ, જેઓની તુફૈલમાં ગુજરેલાં ઊરવાનોનાં અશો-ફરોહરો હમસ્પથમએદેમ ગાહમ્બારના

(ફુટનોટ ચાલુ.)

[* અહીં નોંધવું ઠીક થઇ પડશે કે ગુજરેલાં ઊરવાનોના ફરોહરો "અષાઊનાંમ" નાં ફરોહરોની તુફૈલમાંજ ઊતરે છે, કારણકે ઊપર **પાદ-રૂઝુ-ના કોઠાનાં** બીજાં પાનાંની પહેલી ચાર લીટીમાં જોઇ ગયા છીએ તેમ અરવાહી આલમ સુધીનાં દરેકે દરેક ફરોહરોને વાસ્તે 'અષાઊનાંમ' જ આપેલાં છે. ફ્રવરદેગાંનના દશ દીવસ દરમ્યાન બધાં ઊરવાનો ઊતરે છે તેથી 'અષાઊનાંમ'ની તુફૈલ આ ફકરામાં આપેલી છે એ અસુક કાયદો ધ્યાનમાં રાખીનેજ આ વાકયમાં "અષાઊનાંમ ફ્રવષી" શબ્દ ખાસ વાપરેલો છે.]

* * * * * (અસલ લખાણ પાને ૧૩૧ મે ચાલુ કીધું છે.)

---

[પાને ૧૨૩ થી ફુટનોટ ચાલુ.]

હીંગામ ઊપર ખાનદાન યાને કુટુંબની "અઈપિ"ને લીધે આવે છે, (તથા) આએ મદદનો ખાહેશ રાખતાં દશ રાત (યાને ફ્રવરદેગાનના પહેલા દશ દીવસો) તે તરફ ફર્યા કરે છે, કે:

'કોણ હમુને સ્તોત પુગાડશે? કોણ એકતાન થશે? કોણ કીર્તી ગાશે? કોણ મોહોબત રાખશે? "ગઓ"† યાને ભલી પેદાયશના ખોરાક સાથના તથા વસ્ત્ર યાને સીઆવ સાથના હાથે (તથા) અશોઈ તરફ પોહોંચાડનારી બંદગીથી કોણ (હમુને) આદરમાન આપશે? હમારાંમાંના કોણનું નામ અહીંઆં યાદ કરવામાં આવશે? તમારાંમાંનું કોણ અમારાં ઊરવાનને યાદ સાથે એકતાન કરશે? હમારાંમાંનાં કોણને તે ભેટ (યાને માંથ્રના સ્તોત) આપવામાં આવશે? કે જે (ભેટ) હમેશને હમેશ સુધી તાજા ખોરાક (તરીકે અમને) થાય.'"

ત્યારે આ "અઈપિ" માં ઉત્પન્ન થતી ખારતરનાં આકર્ષણનો કાયદો અગત્યનો છે. આજે તો દરૂન બાજ આફ્રીનગાંન ઘેરમાંથી હડસેલી કાઢી અગ્યારીમાં સોંપી આપણા લોકો પોતાની સગવડ સાંચવવા છટકી જાય છે. પણ અગ્યારીમાં કીધેલી દરૂન બાજ વીગેરે "હુશ્મોરદી" ક્રીયાઓ, "અઈપિ" ની ખારતરનાં જોઈતાં ખેંચાણની ગેરહાજરીમાં, ¾ ભાગે રદ જાય છે, અને ફકત તે ક્રીયાઓ વેળાએ ભણતા અવસ્તા માંથ્રના ¼ ભાગની માંથ્ર તરીકેનીજ અસર ફકત મલી શકે છે; તેબી કયારે? જો અવસ્તા માંથ્ર હાલના માફક જે બેપરવાહીથી અને જેમ ગમે તેમ અને ગમે તેવી ભભુકદાર ઈલેકટ્રીક બતીઓ નજદીક ભણવામાં આવે છે તેમ નહીં, પણ અશોઇ જાળવીને અને માંથ્રને લગતા તદન સાયન્તીફીક કાયદા પાળીને ભણવામાં આવે ત્યારેજ તે ¼ અસરબી મળી શકેછે, કારણકે બીજી કોઇબી બતી નહીં લેતાં ફકત રોગન (યાને ઘી યા વનસ્પતીક તેલ) ની લાઈટ કે જે પણ ભણતી વેળા ત્રણ 'કદમ' દુર રાખવાનું ફરમાન છે તે લાઈટ લઈને જો માંથ્ર ભણાય તોજ તે સ્તોત કતે ન થતાં તેની અસર ¼ ભાગે મલે છે, નહીં તો ભભુકદાર રોશનીમાં તેના સ્તોત કતે થઇ જાય છે.

(ફુટનોટ ચાલુ.)

---

[† "ગઓ" એટલે ભલી પેદાયશનું યાને પોતે હેયાત રહી બીજાંને પોષણ કરે એવું ખાણું, જેમાં "ગાઊશ-હુદાઓ" યાને દુધ-ઘી તેમજ વનસ્પતી વીગેરે આવી જાય છે, પણ ક્રીયાકામમાં તો તેઓનું ઓરેહ કામ આવે છે.]

* * * * * (અસલ લખાણ પાને ૧૩૧ મે ચાલુ કીધું છે.)

---

[પાને ૧૨૪ થી ફુટનોટ ચાલુ.]

**વળી "અઈપિ" માં હુશ્મોરદી ક્રીયાકામ થવાથી જેમ ગુજરેલાં ઉરવાનોને તે ક્રીયાઓ પુગી શકેછે તેમ તે ઉરવાનો તરફના આશીશોનો કુદરતી વળતો અચુક બદલો તે ક્રીયાઓના જવાબમાં અહીં ક્રીયા કરાવનારાંઓને ફકત "અઈપિ" ની ખાસ્તર મારફતેજ પોહોંચી શકે છે.** એ માટે હાલના મોજુદ અવસ્તામાં ખુલ્લી સાબેતી નીચે મુજબ મળે છે:

ફ્રવર્દીન યશ્ત,—કરદો ૧૩, ફકરા ૫૧-૫૨.

આઅત યો ના હીશ ફ્રા યજ્જઇતે ગઓમત જસ્ત વસ્ત્રવત અષ-નાસ નેમંઘહ અશ્રાઇ આફ્રીનેન્તિ ક્ષ્નૂતાઓ અઇનિતાઓ અત્બિશ્તાઓ ઊઘ્રાઓ અષાઊનાંમ ફ્રવષયો.

ખુયાત અહ્મિ ન્માને ગેઊશ્ચ વાંથ્વ ઊપ વીરનાંમ્ચ, ખુયાત આસુશ્ચ અસ્પો દેરેજ્રસ્ચ વાશ્રો, ખુયાત ના સ્તાઓ વ્યાખનો, યો નો બાદ ફ્રાયજ્જઇતે, ગઓમત જસ્ત વસ્ત્રવત અષ-નાસ નેમંઘહ.

યાને "વળી જે શખ્સ ખોરાક સાથના અને વસ્ત્ર સાથના હાથે તથા અશોઇ તરફ પોહોંચાડનારી બંદગીથી તે (ફરોહરોની) સાથે એકતાન થાય, તેને "અષાઊનાંમ" નાં ફરોહરો ખુશ્નુદ થયલાં, દુ:ખી નહીં થયલાં, અપમાન નહિ પામેલાં ગાલેબ ફરોહરો દુવા દે છે: (કે)

'આએ ઘેરમાં (યાને જે કબીલામાં ફરોહરોની ક્રીયાઓ થઇ હોય ત્યાં) ગાયઢોરની તથા માણસોની જીઆદતી થજો! સેતાબ ચાલના ઘોડા તથા મજબુત ગાડી હોજો! જે કોઇ ખોરાક સાથના તથા વસ્ત્ર સાથના હાથે અશોઇ તરફ પોહોંચાડનારી બંદગીથી હમારી સાથે ખરચીત એકતાન થાય તે શખ્સ જોરમંદ તથા અનજુમનનો સરદાર થજો.'"!

**ત્યારે "અઈપિ" ની ખાસ્તર અહીંથી "હુશ્મોરદી" ક્રીયાની અસર અણદીઠ આલમમાં ઉરવાનને પોહોંચાડવા તથા ત્યાંથી પોતીકાં ગુજરેલાંઓ તરફના આશીશો અહીં ઉતારવા માટે સૌથી અગત્યની બેવડી મારેફત તરીકે કાર્ય કરે છે.**

ઇલમીયત યાને સાયન્સ એટલે ખરેખરાં જ્ઞાનની ગેરહાજરીમાં પોતાના માની લીધેલા વિચારોથી અહીં કેટલાકો વળી એમ સમજાવવા નીકળી પડછે કે "ઘેરનાં મકાન કરતાં દરેમેહેરનાં મકાનો અતી વધુ પવીત્ર હોવાથી, ત્યાં બધો બાજદરૂન વીગેરે ક્રીયાકામ કરાવે તો તેમાં ખોટું શું થઇ ગયું? ઊલટું, દરેમેહેર જેવી પાક જગ્યામાં ક્રીયાઓ તો સરસ

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૩૧ મે ચાલુ કીધું છે.)

---

[પાને ૧૨૫ થી ફુટનોટ ચાલુ.]

થાય! વીગેરે!" પણ શું ત્યારે ધર્મની બાબદમાંથી સૌ સૌ ઇલ્મ્યતથી દૂર પોતપોતાના ફકત માની લીધેલા અને પોતાના કલ્પીત પાયા વગરના વિચારો અને પોતાનાં ભેજાંમાંથી તારવી કાઢેલી ફીલસુફીથીજ હુજ્બી ચાલવા માંગશે, કે પેગામ્બર સાહેબે કયા કુદરતના અમુક કાયદે ચોકસ ચોકસ ક્રીયાઓ ઘેરમાં ખેશકુટુંબની "અઇપિ" માંજ, અને ચોકસ મહાન ક્રીયાઓ આતશે બેહેરાંમ અને આતશે આદરાનનાં મકાનમાંજ, કરવાની તાકીદ કરી છે તે કાયદો પીછાણીને તે મુજબ અમલ કરવા માંગશે?

ઊપલા સવાલનો ઇલ્મીયતથી જવાબ છે, અને તે એજ કે **વાહેદે હકીકીમાં** યાને **એકપણાંમાં** તો **તે સાહેબ શેદાનશેદ** એકલોજ છે; બાકી સૃષ્ટીની દરેકે દરેક ચીજ "દુઇ" (યાને બેપણું,) અને "દુઇમાં દુઇ" યાને કે "જુફ્ત" (એટલે બે યા બેથી વધુ ચીજો સાથે મળીને કાર્ય કરવા) ને કાયદે અને "જુઝ" ને કાયદે (એટલે બે યા બેથી વધુ ચીજો એકમેકની સામે થઇને કાર્ય કરવા) ના કાયદાઓને આધીન છે. દાખલા તરીકે, ગમે તેવું સરસમાં સરસ બીયું હશે, પણ જ્યાં સુધી તેને ઊગવા માટે પુરતું પાણી, તડકો, હવા, રોશની મટ્ટી, ખાતર વીગેરે ચીજો તેની સાથે લાયક "જુફ્ત" તરીકે મળશે નહી, ત્યાં સુધી તે બીજ પોતે પોતાની કુદરતી અસ્પંદીમાં ઝાડ તરીકે ઊગવાનું કાર્ય કદી કરી શકવાનું નથી. તેજ પ્રમાણે, "હુશ્મોરદી" ક્રીયાકામની જે લાયક કુદરતી "જુફ્ત" પેગામ્બર સાહેબના કૌલ મુજબ **"અઈપિ"** છે તે "અઇપિ" ની અંદર જ્યાં સુધી તેવી ક્રીયાકામનાં બીજ રોપીશું નહી, ત્યાં સુધી તે ક્રીયાકામનું ફળ કદી ઊપજવાનું નથી. "હુશ્મોરદી" ક્રીયાઓ-નો સરશોક યાને ગુણજ એવો છે કે તે "અઇપિ" માં થઇ હોય તોજ તેની પુરેપુરી અસર અને ફળ મળી શકે. ખાલી દરૂન મલીદો કે ફ્રુટ ફળ અહીં તૈયાર કીધાં તેથી કાંઇ ગુજરેલાં ઊરવાનનાં ફરોહરો અશાઊનામની તુફેલમાં એકદમ અહીં ઊતરવા કે ખેંચાણ થવા પામતાં નથી. "અઇપિ" ની મારફતે આપણી પોતીકી ખાહેરાના મીગ્ર અને ક્રીયાકામ મારફતે દરેક હાજર રાખેલી મ્યજદના ઊપજાવેલા બધા માંથ્રના સ્તોતથી ભરપુર ઊંચ મેગ્નેટીક પ્રવાહો બધા સાથે મલે છે તોજ તે પ્રવાહો ઊરવાનની ક્રીયાકામ માટેની અણ-દીઠ આલમમાંની ચાલુ ખાહેશના મીગ્રની 'ખાસ્તર' સાથે એકતાન થઇ તે ઊર-વાનની ફ્રવષીને 'અશાઊનામ' ની તુફેલથી પુગે છે, અને તેજ વખતે ગુજરેલાં ઊરવાનને ક્રીયાથી પોહોંચતી રાહતના બદલામાં તેની તરફના બુલંદ આશીશો અહીં તેનાં જીવતાં ખેશીઓ ઊપર કુદરતી અમુક કાયદે ઊતરે છે. **ક્રીયા-કામોની આ કેવી બુલંદ અસરો છે!** હજારો દરૂદ હોજો આપણાં વખ્શુ-રાંન સાહેબ અશો સ્પીતમાન જરથોશ્ત ઊપર, કે તેવણે જીવતાંઓ અને ગુજ-

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૩૧ મે ચાલુ કીધું છે.)

---

[પાને ૧૨૬ થી ફુટનોટ ચાલુ.]

રેલાંઓને એકી વખતે બેહદ ફાયદો કરે તેવી મહાન અઇપીની ક્રીયાઓ કુદરતને કાયદે રચીને આપણને બખ્શેશ કરી ગયા છે! ફ્રવરદેગાંનના સૌથી મહાન અવસર ઊપર તો ગુજરેલાંઓનાં દરેક દરેક ફરોહરો 'અશાઊનામ' ની તુફેલમાં પોતાની "અઇપિ" નીજ યાને કે સગાં વ્હાલાંઓ અને જાની દોસ્તોની પોતીકી વાતાવરણની અંદરજ ઊતરવાની ખાહેશ કરે છે અને તેઓને મોહોલ્લાઓમાં યાદ કરતાં દેખાડયાં છે, અને જો મુકતાદની ક્રીયા, ઘેરમાં કે જયાં તે ગુજરેલાં ઊરવાનના સંબંધની "અઇપિ" રાત દહાડો બંધાયલી છે ત્યાં નથી કરવામાં આવતી, તો ઊરવનોનાં ફરોહરો નાંસીપાસ અને દલગીર થઇ જાય છે, જેથી કુદરતી કાયદે કદુવા અહીં તેનાં જીવતાં વ્હાલાંઓ ઊપર ઊતરે છે, યાને કે આપણે દરેક બસ્તેકુસ્તીઆંનો આપણાં ગુજરેલાં વ્હાલાંઓની ક્રીયાકામ કરાવવા માટે જે "કેશાશ" યાને માંગતું લેણું અદા કરવાના કુદરતી કાયદે બંધાયલા છીએ તે કેશાશમાંથી, ક્રીયાકામ નહીં કરાવ્યાથી યા બેપરવાહીથી ગમે તેમ કરાવ્યાથી, આપણે છુટવાને બદલે વધુ કેશાશમાં આપણે સપડાઇએ છીએ, કે જે કેશાશ આપણને હવે પછી મોટાં દુ:ખ સાથે ભરપાઇ કરવોજ પડશે. તેટલાજ માટે, ઊપર રમ્જમાં યાને ભેદમાં કહેવામાં આવ્યું છે કે "અશોફરોહરોના નાસીપાસ થવાથી કુદરતી કાયદે કદુવા અહીં ઊતરે છે;" બાકી, ગુજરેલાં ઊરવાનો પોતે કદીબી શ્રાપ દઇ શકે નહીં: તેઓ માટે તેમ કરવું અશકય છે; રાહ ભુલેલાં-ઓને ઠેકાણે લાવવા તો કુદરત એકલી પોતે તદન સામર્થવાન છે. ત્યારે આટલોબધો પૈસો ખરચી, આટલીબધી જેહમત ખેંચી, ક્રીયાકામ કરાવવા છતાં, આપણે આપણાં ગુજરેલાં ઊરવાનોને કાયદાસર ક્રીયાઓ નહીં પોહોંચાડવાથી, તેઓ તરફથી ક્રીયાના બદલામાં કુદરતી અસુક ઉતરતા આશીશો, ક્રીયાઓ ઘેરમાં કરીને મેળવવાને બદલે આપણે અગ્યારીમાં દરૂન બાજ સોંપીને, ખરેખર ઊડારી મેલ્યે છીએ, એ શું આપણને કંઇ થોડું નુક-સાન છે? તેથીજ આપણા ન્યાગાનો ક્રીયાકામ કાયદાસર કરાવીને જેવા દરેક આત્મીક (spiritual), માનસીક (mental), નૈતીક (moral), હમખેશી (social) અને શારીરીક (physical) વીગેરે બાબદોમાં સુખી હતા તેવા આપણે હાલમાં નથી, અને પૈસો ખરચેલો કારગત લાગતો નથી.

યાદ રાખવું કે જેઓ ક્રીયાકામ મુદલ નથી કરાવતા, તેઓ કાંઇ પોતાની ગંભીર જવાબદારીમાંથી એક રતીભારબી છટકી જતા નથી. તેઓ તો પુરેપુરા પોતીકાં ગુજરેલાંઓ તરફની ફરજના ચોર છે, જેનો પુરેપુરો જવાબ એક દહાડો અહીંથી રહેલત પામ્યા પછી અત્યંત ગમગીની અને દુ:ખદાયક પસ્તાવામાં આપવો પડશેજ. પણ અહીં તો આપણે જેઓ હજીબી

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૩૧ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૨૭ થી ફુટનોટ ચાલુ.]

ખરાં દીલથી પોતાનાં ગુજરેલાં ખેશીઓ તરફની ફરજ અદા કરવા માંગે છે તેઓને ખરો સાચ્ચો રાહ બતાવવા માટે આટલું સખત પણ સાચ્ચું લખાણ કરવું પડયું છે.

આપણા હાલના પારસી ઘેરવાલાઓ ફક્ત પૈસાને ખાતર, વધુ ભાડાંની લાલચે, માળ ઊપરજ ઓરતોને દુર બેસવાની ફરજ પાડે છે. ત્યારે અય હમદીનો! અહીં આપણે શું પૈસોજ ભેગો કરવા જન્મ લીધો છે, કે ઊરવાનની વૃદ્ધિ કરવા ખરેખર આવેલાં છીએ? અહીં દીનદાર ધાર્મીક વળણનાં લોકોને ઘેરની અંદર ક્રીયાકામ (દસ્તાનવાળી ઓરતો ભોંયતળ્યે રહેવાને બદલે માળ ઊપર બેસે તો કદીબી ક્રીયાકામ તે આખાં ઘેરમાં—ભોંયતળ્યે સુદ્ધાં—થઇ શકેજ નહી) કરતાં અટકાવીને, પેલી દુન્યાંમાં પોતાનાં ઊરવાનની કેવી દુરદશા થશે તેનો તો ઘેરવાળા માતબર ધણીઓએ ખ્યાલ કરવો જોઇયે! વળી, આજે સસ્તાં ભાડાંની ચેહેલીઓ ને બીલ્ડીંગો કેટલાક કોમના હમદીન ખેરખાહો સખાવતરૂપે ઊભી કરે છે તો ત્યાં પણ તેઓ "અઇપિ" નેજ જડમુળથી ખોરવવાના કાનુનોથી કામ લે છે એ બહુજ અફસોસ ભરેલું અને જરથોસ્તી દએનના કાયદા જાહેર રીતે જાણમાં આવ્યા પછી નામોશીભરેલું છે. આવી સસ્તાં ભાડાંની બીલ્ડીંગોમાં જે ગરીબ હાડમાર થયલાં કુટુંબો પોતાના મુરબ્બી છત્ર કે પાળનહાર અચપુચા ગુમાવી દેવાના કારણે સખીવજુદોનો આશરો ફરજના મારયા શોધે તેઓનો કહેવાતા પરમાર્થી અને સખાવતી તબેહનાં લોકો પહેલાં દીન-ધર્મ છોડાવી, **જે છેલ્લો એકપુરો દીલાસો અને ખરેખરો કુદરતી ટેકો તેઓની હાડમારીમાં થઈ પડે તે—યાને કે સાધારણ જરથોસ્તી ક્રીયાકામો—જેવી કે દરૂન બાજ, આફ્રીન્ગાંન, મુકતાદ, વીગેરે**—ઘેરમાંથી હડસેલી કાઢી અગ્યારીમાં ફેંકી દેવાની તે લોકોને ગોયા ફરજ પાડે, તો તેઓ જરથોસ્તી દએન મુજબ ખરેખરા પરમાર્થી ગણાઇ શકાય નહીં, અને તેઓનાં કાર્યો ખરી સખાવતના થવાને બદલે "ગેર-રાદી" જ (યાને કુદરતથી તેમજ જરથોસ્તી દએનથી ઊલટાં.) ગણાય, જે માટે કુદરત તેઓ પાસેથી તેનો રાહે-રાસ્ત હીસાબ લેશે, કારણ કે "અશોઇજ આપણો જરથોસ્તી ધર્મ છે," અને સખાવત તેટલામાટે અશોઇની લાઇનનીજ યાને "રાદી" જ થવી જોઇએ, અને કોઇને તેની ગરીબીને ખાતર ધર્મ પાળતો અટકાવવો એ "અશોઇ" નહીં પણ પહેલાં નંબરની "દુરવંદી" ને "આશ્મોગી" છે. અહીં ખુબ નોંધવું કે આપણે હરગેજ એમ નથી કહેવા માંગતા કે સસ્તાં ભાડાંની બીલ્ડીંગો ને ચાલીઓ નહીં બંધાવવી જોઇએ, ને એવી

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૩૧ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૨૮ થી ફુટનોટ ચાલુ.]

સખાવતો નહીં કરવી જોઇએ; પણ **આપણે બસ્તે-કુસ્તીઆન થઈને અશોઈના નિયમના ભોગે સખાવત કરીએ તો તેનું પરિણામ સખાવત કરનારાઓનાં અને આપણી જરથોશ્તી કોમના લાભમાં બુરૂં, બુરૂં અને બુરૂંજ અંતે આવવાનું**! જો સખીવજુદ હમદીનો ચાહે તો ઘણાં મકાનો વચ્ચે માસીક માંદગી માટે વાપરવાનો એક એલાહેદો ખંડ (જેમ રૂઆંનને માટેની તદન એલાહેદી જગ્યા માટે થાય છે તેમ) સુખશાંતીના નિયમે ઘણો સરસ આજે રાખી શકાય અને ત્યાંનાં વસ્તાં સર્વે લોકોને તેનો ઊપયોગ કરવાની ફરજ પણ પાડી શકાય, કારણ કે ઘણાં કીફાયત ભાડે તે સુખશાંતીવાળાં મકાનો તેઓને મળી શકે છે, યા હાલ સુધી ચાલતાં આવેલાં ધોરણે દરેક મકાને ભોંયતળ્યે પણ એવી સગવડ બનાવી શકાય. અગાઊ બહાનું લાવતાં હતાં કે ભોંયતળ્યાં વાસ મારે છે ને સરદી થાય છે ત્યાં કુટુંબની દશ્તાનવાળી ઓરતોને કેમ બેસાડયે? પણ હાલમાં તો બધે સુખશાંતીના નિયમે અને ઇજનેરી કળાથી ઘેરો બાંધવાની મોટી મોટી વાતો થાય છે અને વળી ભોંયતળ્યે ભાડુતો વટીક વસાવવામાં આવે છે, ત્યારે ઊપલી વજુદ વગરની દલીલ તો તલભાર પણ ટકી શકતી નથી. ખુલ્લે ખુલ્લું કહી દેઓ કે અમને ધર્મનું આ ફરમાન ગમતું નથી, અને કુદરતની સામે જઇ અમો તો હાડમાર થવા અને આવતી ઓલાદને હાડમાર કરવાનો રસ્તો લેવા રાજી છીએ, યા તો એક ઓરડાનું ભાડું ગુમાવવા કરતાં ધર્મનાં ફરમાનનો અનાદર કરવાનું વધુ પસંદ છે. ખુદા આપણી કોમને નેક તોફીયત બક્ષે, અને આપણા પાકજાદ પેગામ્બર સાહેબે બતાવેલો ખરો બક્ષી રીતે સુખી થવાનો એકલો માર્ગ, જે અશોઈની તમામ તરીકતોનો છે તે માર્ગ અખત્યાર કરી, પોતાની આત્મીક-માનસીક-નૈતીક-હમખેશી તથા શારીરીક વૃદ્ધિ કરે!

ત્યારે સેવટે, જેઓ ક્રીયાકામો કરાવવા હજીબી મોટે ભાગે તલબગાર છે તેઓ સર્વેને અરજ કરવામાં આવે છે, કે બધી 'હુશ્મોરદી' સાદી ક્રીયાઓ—બાજધરનું, ફરેસ્તા, પાવી, જશન, ફ્રવશી (યાને ફરોખ્શી), ફ્રવરદેગાંન, રોજગાંન, માહીગાંન, સાલીગાંન વીગેરે, વીગેરે બધી તમારાં વસ્વાટનાં મકાનમાંજ તમારી કુટુંબી અઇપિની અંદર જરૂર કરાવજો, ને તેને માટે દરેક સંજોગો શોધજો, જેમાં તમારો ખુદા તમને સહાય થશે, અને દરેમેહેરમાં આવી 'હુશ્મોરદી' ક્રીયાઓ કરાવવાથી તેનું પરીણામ બહુજ ન્યુનતામાં આવે છે એમ ખુબ યાદ રાખજો, કારણ કે તેથી,

(ફુટનોટ ચાલુ.)

* * * * * ( અસલ લખાણ પાને ૧૩૧ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૨૯ થી ફુટનોટ ચાલુ.]

(૧) પૈસા અને જેહેમત મોટે ભાગે કારગત લાગશે નહી;

(૨) આ ક્રીયાઓ ગુજરેલાં ઊરવાનને 'અઇપિ' નાં ખેંચાણની ગેરહાજરીમાં પુગી શકશે નહી, જેથી રાહત મેળવવાને બદલે તેઓ નિસાસ થઇ જશે, અને આપણાં ઉપર કુદરતી કદ્દુવા ઉતરશે, યાને કે એક ઊરવાનનાં કેશાશમાંથી મુક્ત થવાને માટે આપણે ક્રીયાકામ કરાવવી જોઇએ, પણ ક્રીયાકામ અઇપિને કાયદે તે ઊરવાનને નહી પહોંચવાથી તે ઊરવાનનાં કેશાશમાં આપણે વધુ પ્રમાણમાં લપટાઇએ છીએ, જેને કદ્દુવા કહેવામાં આવે છે.

(૩) ગુજરેલાં ઊરવાન તરફના વળતા આશીશ 'અઇપિ' વગર મળી શકશે નહી, જેથી આપણી ચહડતી આબાદી થઇ શકશે નહી; અને તેબી મોટા ભાગે આત્મીક-માનસીક-નઇતીક-હમખેશી તેમજ શારીરીકમાં.

(૪) ગુજરેલાં તરફની ફરજમાં આપણે પછાત પડયે છીએ, અને એની જવાબદારી આપણે શીર કેટલી બધી રહેશે તે તો ઊરવાનને અહીંથી રહેલત પામ્યા પછી જે એજાબ (યાને અંધકારનો પરદો) ઊચકાઇને દુઃખદાયક પસ્તાવો થશે ત્યારેજ આપણને બરોબર ખબર પડશે.

જો ક્રીયાકામ જાણીજોઇને કે અણજાણપણે જેમ ગમે તેમ દીનના કાયદા પાળ્યા વગર કરાવ્યાથી ઊપર મુજબ પરીણામ આવે છે, તો પછી ક્રીયાકામ કરાવવાનું સદંતર મુકી દીધાથી કેટલું બધું ગંભીર દુઃખદાયક પરીણામ સોશવું પડશે તે ઊપર ખુબ નેગાહ પોહોંચાડજો. ગુજરેલાંઓનું ક્રીયાકામ તો નહીજ મુકવું જોઇએ, પણ તેને માટેના લાયક સંજોગોની ખરાં દીલની દાઝથી તલબ પણ સાથે સાથે ચાલુ ધરાવવી જોઇએ, કારણકે આ તો કુદરતનો કાયદો છે કે જેઓ ખરાં દીલથી ખરી રાદી ચીજની ઊમેદ કરે છે તેઓને ખુદા તે કામમાં મદદ કરે છે. ભાડુતો જો ખરાં દીલથી ક્રીયાકામને લાયકનાં ઘરો મેળવવાની પાછી ખાહેશ કરે, તો ઘેરવાળાઓને તેવાં મકાનો પુરાં પાડવાની ફરજ પડશે. દાખલા તરીકે, હાલનાં ઘોરણે બંધાયલાં બધાં મકાનોમાં ભોંયતળ્યેનો એક મજેહનો ઓરડો એલાહેદો માસીક માંદગી માટે રાખવામાં આવે, જેને લગતું ભાડું બધાં ભાડુતો પોતપોતામાં વહેંચી લે, તો ઘેરવાળાના લોભને પણ અલવલ આવશે નહી; અને બીજા હાથ ઊપર, આવાં મકાનોમાં પોતાની ઘેરની ક્રીયાઓ ઘેરમાં કરાવીને પોતાનો દરેક વાતે ચહડયાતો ફાયદોજ જોશે, અને આત્મીક ફાયદા કરતાં બીજો કયો ફાયદો ચહડયાતો હોઇ શકે?

રપીથવનમાં ખાનાંપર સતુમ[૨૧૫] ભણી સંપુર્ણ કરે છે. ઉજીરન ગેહમાં તેજ મોબેદો ઘેર આગલ આવીને સાંજનાં ખાણાં માટેનું

---

(૨૧૫) **સતુમ**—હાલમાં જેમ ઘેરનાં ખાનાં ઊપર સતુમનો કરદો જે પજશ્નેના ૨૬ મા હાનો બનેલો છે તે ભણાય છે તેમજ અસલ પણ ભણવામાં આવતો હતો, પણ તેમ કરયા પછી તે ભણાયલો ખોરાક હાલમાં જેમ ઇશરાફ (waste) યાને ખોટી રીતનો બગાડ થાય છે તેમ કદીબી બગાડ નહીં કરતાં અસલમાં હમેશાં તે ખાનું પરહેજગાર સાહેબો જેવા કે મગવોને, સાલેકોને, આબેદોને તેમજ યોજદાથ્રેગરોને અને ઘરનાં દરેક તરીકતવાલા લોકોનેજ ખવાડવામાં આવતું હતું. વળી, અસલ દરેક ખાનાંમાં તેમ સતુમનાં ખાનાંમાં હાલની માફક મુરડાળ નજીસ નસાની ચીજો—જેવી કે ગોશ્ત-મછી—કદી નહીં લેતાં હતાં, એટલુંજ નહીં, પણ ખોરાકમાંબી ફક્ત "ગઓ" નો ખોરાક લેવાનુંજ અસલ જરથોશ્તી ફરમાન છે. એટલે કે ભલી પેદાયશનું યાને પોતે હેયાત રહી બીજાંને પોષણ કરે એવું ખાનું જેમાં 'ગાઊશ-હુદાઓ' યાને દુધ-ઘી તેમજ વનસ્પતી વીગેરે આવી જાય છે, તેવુંજ ખાનું સતુમ માટે તેમજ ચાલુ ખોરાક માટે વાપરવાનો હોકમ છે. આ સતુમનું ખાનું ઇજાવીને ઊપર મુજબ ખવડાવી દેવામાં બહુ ઊંડાણ મતલબ સમાયલી છે, અને એમાં કેશાશના વીભાગો સમાઇ જાય છે.

આ બાબદના સંબંધમાં ગુજરેલાં અશોફરોહરોની નૈયતે લોબાન દર ખાનાં વખતે તેઓનાં ચેહારમના દીવસથી મુકવાની શુભ અસલ રીતી નોંધવી પ્રસંગોપાત થઇ પડશે:—

### અશો ફરોહરની નૈયતે લોબાન મુકવાની રીતી.

દુધ-અન-ફળ-શાકની બનાવેલી કોઇબી સારાં સ્વચ્છ ખોરેહવાલી નેઆમત સનમુખ, જરથોશ્તી દએનના કાયદા મુજબ હમેશાં વંશપરંપરા ચાલુ રોશન રાખેલા ઘેરના આતશે-દાદગાહનો આતશ (કારણકે જેમ આતશને બુજાવ્યા વગર પેહેડી દર પેહેડી સદા રોશન રાખ્યો હોય તો તેની અંદર મુકદ્દીપણું વધતું જાય છે અને તેની મારફતે કીધેલી બધી "અઇપિની ક્રીયાઓનો જોશ પણ વધતો રહે છે), તે ત્યાં હાજર કરી, તે ઊપર સોજજું લોબાન ધુપાવતાં, મનમાં મીઞ્ર યાને વિચાર નીચે મુજબ જોશભેર કરવા:—

"જે હુમત-હૂખ્ત-હવરશ્ત મુજબ દાદાર અહુરમજદ કુલ સૃષ્ટીને આગલ અને આગલ વધારે છે તે પ્રમાણે પોતપોતીકાં મરતબાનાં જે હુમત-હૂખ્ત-હવરશ્તથી ઊરવાન આગલ વધે છે તે કાયદાથી, કુદરતી અસુક કાયદે જે આતશથી ઊરવન આગલ વધે છે તે બાતેની આતશ, તથા આ

(ફુટનોટ ચાલુ.)

[પાને ૧૩૧ થી ફુટનોટ ચાલુ.]

ખોરાકના ખૉરેહ તથા આ આતશની ખરેહ અને મીથ્ર તથા માંથ્રની મારફતે, બેહસ્ત–બેહરેહ (ફલાંન બીન ફલાંન*, ફલાંન બીન ફલાંન*) નાં ઊરવાનો તેઓની ફ્રવર્ષીની મારફતે આગલ અને આગલ વધો!"

ઊપલા મીથ્ર ફેંકતી વખતે મીથ્ર ખુબ સાબેત કરવા તથા મીથ્ર યાને વિચારની અંદર તે ગુજરેલાં બેશીઓ વીગેરેની આકૃતી સાબેત લાવવી.

[**નોંધ:** યાદ રાખવું કે ગોસ્ત–મછી—દારૂના ખાનાં ઊપર કદીબી લેખાન મુકી શકાય નહીં, કારણકે એ ખાણાંમાંથી નીકળતું ખૉરેહ યાને મેગ્નેટીઝમ બદ અને ગદલું હોય છે, અને ઊરવાનને ખોરાકની ચીજો મારફતે જે અર્પણ કરવાનું છે તે તો ફકત તે ચીજોમાંથી નીકળતું સ્વચ્છ પવિત્ર ખૉરેહ છે. એજ સબબસર જરથોસ્તી ધર્મ–ક્રીયામાં ગોસ્ત–મછી–દારૂ વીગેરે જેવી બદ ખૉરેહની ચીજો મુકવાની સખત મનાઇ કરવામાં આવી છે, એટલુંજ નહીં, પણ ચોકસ વનસ્પતીક ફ્રુટ કે ફુલ—દાખલા તરીકે અંદુસ, કાજુ, રામફળ, તથા જાસુરીના ફુલ વીગેરે—પણ તેમાંથી નીકળતા બદ ખૉરેહના પ્રવાહને લીધે જરથોસ્તી ક્રીયામાં વાપરવાની મનાઇ કરવામાં આવેલી છે. જુઓ **ફુટનોટ નં૦ ૧૯૯.**

જો આપણાં લોકો આટલુંજ ધ્યાનમાં રાખે કે સતુમનાં ખાનાં મારફતે ઊરવાનને જે અર્પણ કરવાનું છે તે તો તદન સ્વચ્છ ખોરેહથી ભરપુર ચીજોમાંથી નીકળતું પવીત્ર ખોરેહ છે, તો સતુમનાં ખાનાં માટે હાલમાં ગોસ્ત-મછી–મરઘી જેવી લોહી–પરૂ–રસીની બનેલી નસાની ચીજોથી ભરચક મોટો ખુમચો બનાવી, તેમાંથી નીકળતાં ખરાબ બદબોવાળાં ગદલાં ખોરેહથી પોતાનાં ગુજરેલાં ઊરવાનોને આજોરદેહ નહી કરે. યાદ રાખવું, કે ઊરવાનોને કેઇ ચીજોથી અને કેઇ તરેહથી ફાયદો પોંહચે છે તે સમજ્યા વગર જેમ ગમે તેમ અહીંની ચીજો અર્પણ કરવાની નથી. ઊપર પ્રમાણેના નજીસાટથી ભરેલા અને દારૂ–શરાબ જેવાં શાકેત યાને કેફી પીણાં સાથના ભરચક ખુમચા કરતાં, ફકત તાજાં દુધ યા મેવા યા તરકારી અનાજ ને ઘઊની રોટલીનાં સાદાં સુતરાં ખાનાંનુ સતુમ ભણાવવું ઊરવાન માટે સૌથી ફાયદાકારક છે. ઘણો મોટો ખુમચો મુકશો તેથી ઊરવાન ઘણું ખુશનુદ થશે એમ કાંઇ છેજ નહી, પણ તે ખુમચામાં કેટલી બજી પવીત્રાઇ જળવાયલી છે તથા ઊરવાન માટે કેટલાં ખરાં દીલ અને અશોઇથી મીથ્ર અને માંથ્રનું ભણતર થવા પામ્યાં છે, તેની ઊપરજ સતુમની ક્રીયાની અસરનો તમામ

(ફુટનોટ ચાલુ.)

(* અહીં કુટુંબનાં ગુજર પામેલાં ઊરવાનોનાં નામ—પરણેલી ઓરત હોય તો ત્યાં પણ તેઓના બાપનાં નામ સાથેજ એક પછી એક દેવાં.)

[પાને ૧૩૨ થી ફુટનોટ ચાલુ.]

આધાર રહે છે. આપણે એક બાજુથી આપણી ક્રીયાકામ માટે સ્વચ્છ કુવાનું પાણીજ લેવાની વાજબી કોશેશો કરીએ, અને દુરવંદની તેમજ માસીક માંદગીવાળી ઓરતની નજર તે પાણી ઊપર નહી પડે તેની બારીક વાજબી ચોંપ રાખ્યે, અને બીજીજ બાજુથી જુદદીનોની ભઠ્ઠીમાં ગાળેલો, દુરવંદને હાથનાં પાણી કે જેની ઊપર ગમે તેવી માસીક માંદગીવાળી હાલતની જુદદીન ઓરત-કામદારની નજર તો શું પણ આખો હાથ લાગેલો હોય તેવાં પાણીનો સદંતર કોહવડાવેલી ચીજોમાંથી બનાવેલો દારૂ—શરાબ આપણી બધી ક્રીયાઓમાં ને સતુમનાં ખાનાંમાં મુકવા મુકાવવાની ખાલી જીદ પકડયે એ કેટલું બધું બેહુદું છે? તેને બદલે, કોઇ તાજી ફ્રુટનો (દાખલા તરીકે રસદાર દરાખ, સંતરા વીગેરેનો) રસ ઘેરમાં હાથે નીચોવી કાઢી, તે ફ્રુટનું સુગંધી શરબત ભણાવ્યે તો તેથી ઊરવાન કેટલું બધું ખુશનુદ થાય? વાસ્તે, અય હમદીનો, તમો અનુશેહ-રવાંનની બધી ક્રીયાઓમાં અશોઇ-ચોખ્ખાઇ-નો નીયમ પહેલાં પાળી, ફકત સ્વચ્છ ખોરેહવાળીજ વનસ્પતી-દુધની જીનસો હમેશાં વાપરજો, જેથી ક્રીયાઓની અસર તેનાં પુરતાં પ્રમાણમાં નીપજી શકશે.]

(૨૧૬) **સરોશ**—હાલમાં એક ગુજરેલાં ઊરવાનની નઇયતે એક વરસ સુધી ચાલુ **સરોશ ચશ્ત વડી** તથા **પતેત** કરાવવામાં આવે છે, તે કાયદો આપણને પહેલી નજરે સાધારણ અને નજીવો લાગે છે, પણ જયારે આપણે **સરોશ ચશ્ત વડી** તથા **પતેત** ઊરવાનને નામે ભણાવવાની ખરી સાયન્ટીફીક ફીલસુફીથી ભરપુર ખુબી તથા અસરો શું છે તે જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમને આધારે જાણયે છીએ, ત્યારે આ મોતેબર ને બુલંદ અસલ ફરમાન માટે આપણાથી આપણા વખ્શુરે વખ્શુરાંન સાહેબ સ્પીતમાન જરથોશ્ત ઊપર હજારો આફરીનના ઊદગારો કાઢયા વગર રહેવાતું નથી, કે આવાં સાધારણ દેખાતાં ભણતરમાં વટીક શું કુદરતી ભેદભેરમ અને ક્રીયાની વણત વણી લીધી છે! અગાઊ **ફુટનોટ નં૦ ૫૩** માં ગુજરેલાં ઊરવાનની નઇયતે ચાલુ વરસો સુધી પતેત ભણવાના શું ફાયદાઓ છે તે જોવાની કાંઇક કોશેશ કરી હતી. અત્રે આપણે **સરોશ ચશ્ત વડી**થી એક ગુજરેલાં ઊરવાનને કેવી રીતની મહાન કીમતી મદદ મળી શકે છે, તથા **સરોશ ચશ્ત વડી** તેટલા માટે એક ઊરવાનના નામે જેટલી બને તેટલી વધુ સંખ્યામાં તથા બને તેટલી લાંબી મુદત સુધી રોજ કાંય થવી જોઇએ, તથા તે ગુજરનારનાં જીવતાં વહાલાંઓએ તેમજ મીત્રોએ દરેકે અઇવીસ્રુથ્રેમ ગેહમાં પોતીકી બધી ફરજ્યાત ઊતારીને પછીજ તે ઊરવાનને નામની ખાસ

(ફુટનોટ ચાલુ.)

પતેત ભણે છે. ત્યારપછી ઉસ્હીન ગેહમાં તેજ મોબેદોની જોડ

[ પાને ૧૩૩ થી ફુટનોટ ચાલુ. ]

જુદી **સરોશ યશ્ત વડી** ખરાં દીલથી ને ઊરવાનનાંજ ભીઅથી કાંય કરવી જોઇએ તે બાબ્દ સહેજ વીસ્તારીને જોઇશું.

જરથોશ્તી દએનમાં જે બધા ગુનાહોને મુખ્ય મરતબામાં વહેંચવામાં આવ્યા છે, તે મુખ્ય મરતબાઓ ચાર છેઃ--(૧) **મર્ગ-અરજાની**; (૨) **ફરોદ-માન્દે**; (૩) **માનીદે**; અને (૪) **અજે**.

મર્ગ-અરજાની એટલે એવા નહિ માફ થઇ શકે તેવા ગુનાહો કે જેની કશી તોજેશ નથી અને જેને લીધે ઊરવાનની "મર્ગ-અરજન" યાને મોહોત જેવી હાલત થાય છે, અને જે જાતના ગુનાહો કરનાર ઊરવાન દુજખને હમેશ આધીન થાય છે યાને તેને આએ દુન્યામાં ફરીથી જન્મ લેવોજ પડે છે. "**માનીદે**" ગુનાહો તેને કહે છે કે જે ગુનાહો અગાઊના કેશારના ભોગવવાના બાકી રહી ગયલા હોય અને જેનો ભોગવટો ચાલુ જીંદગી દરમ્યાન કરવાનો હોય. આ "રહી ગયલા (માનીદે)" ગુનાહોમાં જેટલા કેશારથી ભોગવાઇ ગયલા હોય યા ભોગવાતા હોય યા ભોગવવાના હોય, અને તેની અસ્પંદી જેટલી કમી થઇ હોય યા ઇરાદતી (Right Will-power) યાને ખરી ઇચ્છા-શકતીથી જલદી તેની અસ્પંદીને જેટલી કમી કીધી હોય, ને તેની જેટલી અસ્પંદી બાકી રહી હોય તેનાં પ્રમાણ પ્રમાણે કદાચ અહીંઆં તે ઊરવાન પાછું આવે યા તો મરણ પછી 'જજા' (જુઓ **ફુટનોટ નં૦ ૯૧-૯૨**) ભોગવીને આગલ વધે.

[ **નોંધ: "અસ્પંદી"** શબ્દ આ લખાણમાં ઘડી ઘડી વાપરયો છે તેથી તેની સમજણ ટુંકમાં લેવી ઠીક થઇ પડશે. જેમ "વજન" શબ્દ બધી ખાકી તોલવા લાયક ચીજો માટે વપરાય છે, તેમ "અસ્પંદી" શબ્દ બધી સુક્ષ્મ અણદીઠ ચીજોના માપ—Rate of Velocity or Acceleration—માટે હમેશાં વપરાય છે. દાખલા તરીકે, વીચારની અસ્પંદી એટલે તેની ગતીનું માપ, રોશનીની અસ્પંદી એટલે તેની ગતીનું માપ, વીગેરે.]

"**ફરોદ-માન્દે**" ગુનાહો તે છે કે, જે બધા **સાબેત** થયલા ગુનાહો આ ચાલુ જીંદગીમાં ઊભા કીધા હોય. આ "સાબેત થયલા (ફરોદ-માન્દે)" ગુનાહોમાં તે ગુનાહોની અસ્પંદીનાં પ્રમાણ પ્રમાણે ઊરવાન યા તો અહીંઆં પાછું આવે યા તો 'જજા' ભોગવીને આગળબી વધે, તે એની જેવી અસ્પંદી હોય તેપર આધાર રાખે છે. "**અજે**" ગુનાહોથી મોરાદ એ છે કે કોઇ બીજો ગુનાહ કરે તેના ગુનાહમાં આપણે સંજોગોસર સંડોવાતા હોઇએ, યાને ટુંકમાં એક ગુનાહમાંથી ઊત્પન્ન થતા બીજા ગુનાહ (Secondary sins resulting from primary ones) ને

( **ફુટનોટ ચાલુ.** )

[પાને ૧૩૪ થી ફુટનોટ ચાલુ.]

"અજે" ગુનાહ કહે છે. "અજે" ગુનાહમાં તો ખરાં દીલના મીઅ્રથી એની તરીકત પ્રમાણે તોજેશથી યા ઇરાદતીથી જેટલી કારદાની વધારે ને વધારે તરીકતપર રાખી હોય તેટલું તે ઉરવાન તો માત્ર "જજા" ભોગવીનેજ આગલ વધે છે. પણ જો "માનીદે" યા "ફરોદ-માન્દે" માંથી "અજે" ગુનાહ થયો હોય તો તે ગુનાહની અસ્પંદી પ્રમાણે જજા ભોગવીને આગલ વધે યા તો "સજા" ભોગવીને 'દુજખ' થાય (યાને અહીંઆ પાછું આવે.) પણ જો "મર્ગ-અરજાની" માંથી 'અજે' ગુનાહ થયો હોય તો તે ઊરવાન તો દુજ઼ખજ થાય છે યાને અહીંઆં જરૂર પાછું આવે છે.

ઊપલા ચારે જાતના ગુનાહોનું વર્ણન દસ્તુરાંન દસ્તુર આદરબાદ મારેસ્પંદની પાજંદ **પતેત પશેમાનીમાં** ઘણું સરસ રીતે જળવાઇ રહેવા પામ્યું છે, કે જ્યાં બધા સાતે અમશાસ્પંદો અને તેઓના તાબા હેઠળની તમામ પેદાયશો-નાં સંબંધમાં જે જે તમામ ગુનાહો ઊભા થયા હોય તે માટે દરેક અમશાસ્પંદનો જુદો ફકરો લઇને પસ્તાવો કરવામાં આવે છે. અહીં ફકત અમશાસ્પંદોના વડા હોરમઝદને લગતો પહેલો ફકરો ટાંકીશું:

અજ઼ હમોઇન હર આઇન ગુનાહ, હર આઇન **મર્ગરજાંન,** હર આઇન **ફ્રોદ-માન્દ,** હર આઇન **માનીદ,** હર આઇન ગુનાહ **અજ** ગુનાહ, ઓએમ અંદર **આહુરમજદ** મરદુમ, મરદુમ સર્દગાંન જસ્ત, પ પતેત હોમ.

યાને "તમામ પ્રકારનો દરેક જાતનો ગુનાહ, દરેક જાતનો **મર્ગરજાંન** ગુનાહ, દરેક જાતનો **ફરોદ-માન્દ** (યાને સાબેત થયલો) ગુનાહ, દરેક જાતનો **માનીદ** (યાને અગાઊના કેશાશનો રહી ગયલો) ગુનાહ, તથા દરેક જાતનો **અજ** (યાને એક ગુનાહમાંથી ઊત્પન્ન થયલો) ગુનાહ કે જે મારાથી અમશા-સ્પંદોના વડા અહુરમજદ (તથા) માણસો (અને) માણસોની જાત સાથે થયો હોય તો (તેવા ગુનાહ) થી હું પતેત કરૂં છું (યાને પાછો ફરૂં છું એટલે હવેથી તેવા ગુનાહ ઊમ્મરભર કરવા નહી એવા ઠરાવથી) પશેમાન થાઊં છું."

હવે ઊપર જણાવેલા મરતાબાના ગુનાહોમાંથી મર્ગરજાન જાતના તમામ ગુનાહો યા બાકીના ત્રણ મુખ્ય મરતબા—માનીદે, ફરોદ-માન્દે તથા અજે-

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૪૯ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૩૫ થી ફુટનોટ ચાલુ.]

ને લગતા ગુનાહોમાંના ચોકસ એવા દરજ્જાના ગુનાહો એક ઊરવાને જાણુ અજાણ પોતાની જીવતી જીંદગીમાં કીધા હોય, એટલે કે અજાણપણે પણ જીંદગીમાં એવું કાંઇબી કાર્ય વિચારથી—વચનથી—કે વર્ત્તનથી થયું હોય, તેમજ અકસ્માતથી કેશાશના પરીણામે એવી હાલતમાં મરણ નીપજવા પામ્યું હોય, કે જેથી તે ઊરવાનની જાહેરી કેરદાર ઘણીજ સ્થુલ પ્રકારની બનવા પામે છે તો "ગંજીશી" યા "કંગદેજી" ના મરકજો ઊપર તેના મરતબા મુજબ વત્તેઓછો વખત તે ઊરવાનને થોભવું પડે છે. આ વખતની હદ તે કેરદારનાં ઘટ્ટપણાંનાં પ્રમાણ મુજબ તેના પ્રગટીકરણના કાયદા મુજબ રહે છે. વાસ્તે તે પ્રગટીકરણના કાયદા પ્રમાણે જેટલી હદ કુદરતમાં પડેલી હોય તેટલી હદને ઓછી કરવાને યાને તેની કેરદારને સુક્ષ્મ કરવાને વાસ્તે, એક બરસ્નુમ (**'બરશ્નુમ'** એટલે 'આપણાં સાધારણ છ મહીનાનો વખત' એમ અર્થ અહીં થાય છે તે ધ્યાનમાં રાખવું) થી તે વધતાંમાં વધતાં ૧૮ 'બરસ્નુમ' સુધી (યાને આપણાં સાધારણ નવ વરસ તુલીક) ગુનાહોના દરજ્જા પ્રમાણે ક્રીયા લાગુ પડવા માટે તે કરવી પડે છે, યા તો માંથ્રના-સ્તોત આપવા પડે છે.

હવે ક્રીયાકામનો જમીલો તો ઊપલી મુદત દરમ્યાન "વરજમી" નાં મરકજ ઊપર કુદરતી કાયદે એકઠો થતો જાય છે, પણ દરેકના ગુનાહના પ્રમાણ પ્રમાણે જેટલા લાંબે વખતે વધારે ઓછાં પ્રમાણથી એકલા પ્રગટીકરણને કાયદે એ મરકજો—ગંજીશી યા કંગદેજી—છોડવાને એક ઊરવાન શકતીવાન થાય તેના કરતાં ઘણી વધુ ઝડપથી આ મરકજો ઊપરથી તે ઊરવાનનો છુટકારો કરવા કાજે, વરજમી ઊપર એકઠી થતી ક્રીયાઓની અસરની અસપંદીને વધારી દઇને આ "ગંજીશી" યા "કંગદેજી" નાં મરકજ સુધી તે ક્રીયાની અસરનો સીલસીલો જોડી આપવાની પહેલી જરૂર છે. આવી રીતે ક્રીયાઓની અસરને ગંજીશી યા કંગદેજીના મરકજ સુધી પહોંચાડવામાં જે એક **મુખ્ય મારેફત—ક્રીયાકામોની જુક્ત તરીકે—** પેગામ્બર સાહેબે કુદરતનું અવલોકન કરીને બતાવી છે તે આ ઊરવાનની નેયતે બણાતી **સરોશ યશ્ત વડીના ફ્રષુષો-માંથ્રના** ઊત્તમ સ્તોત છે. **પાએ-મોજદની લીધેલી ફરજના** મીથ્ર તથા માંથ્ર પણ એક **જુક્ત** તરીકે **આવી રીતે સરોશ** યશ્ત વડીની **જુક્તમાં** કામ કરે છે, પણ **આએ હાસમી**

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૪૯ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૩૬ થી ફુટનોટ ચાલુ.]

જમાનામાં પાએ-મોજદની મહાન ક્રીયા સદંતર ભુલાઇ ગઇ છે તે જોતાં સરોશ યશ્ત વડી પણ જો ભુલાઇ જાય તો ઊરવાનને ગંભીર પ્રકારે ભોગવવું પડે, એટલા બધા સરોશ યશ્તના માંથ્ર જોરાવર છે.

આપણે એક "અશો" યા "દુરવંદી" હાલતનું ઊરવાન "દરૂજીએ-ખુજી" ની કુદરતી હાલતમાં યાને સુવાવડી યા દશ્તાનની હાલતમાં ગુજર પામે, તો કંગદેજી યા ગંજીશી ઊપર કેવી રીતે તેનું થોભવું થાય છે તેના એકાદ બે દાખલા કોઠા રૂપે લઇશું, જેથી આ બીકટ બાબદ સમજવામાં સવળતા થશે.

**(ક) એક સુવાવડી ઓરત દશ્તાંનથી પાક થયલી હોય, તેમજ એક દશ્તાનવાળી ઓરત પાક થયલી પણ હમામ નહી લીધો હોય, તે વખતે મરણ નીપજે તો:**

| જો ઉરવાનનો મરતબો નીચે મુજબનો હોય. | ગુનાહ કયો લાગુ પડે છે? | મરણ પછી કયાં થોભે છે? | કેટલો વખત થોભે છે? | પાછો દહાડો કયા રે લગાડવો? |
|---|---|---|---|---|
| ૧. દહમ (યાને દાદારે ગેહાનને લાયકના.) | (માનીદ) અજે ગુનાહ. | કંગદેજીના આગલા (higher) તબકાપર. | એક બરશ્નુમ.* | એક બરશ્નુમે (યાને છમસી પર.) |
| ૨. હાવેશ્ત (યાને 'જજા' ને લગતાં.) | (માનીદ) અજે ગુનાહ. | કંગદેજીના વચલા તબકાપર. | બે બરશ્નુમ.* | બે બરશ્નુમે યાને વરસીપર. |
| ૩. દુરવંદીનો પહેલો તબકો ('દુરવંદી' યાને સજાને લગતાં) | મરગરજાનીનો પહેલો તબકો. | ગંજીશીના આગલા તબકાપર. | છ બરશ્નુમ.* *(આ કોલમમાંના બરશ્નુમની ગણત્રી જુદીજ છે, અને તે "દૂર", "કર" કે "નીમુર" જે હોય તે મુજબ લેવા.) | બે બરશ્નુમે ત્રણવાર (યાને ત્રણ વરસ સુધી વરસે વરસે.) |

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૪૯ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૩૭ થી ફુટનોટ ચાલુ.]

(ખ) સુવારડી ઓરત દશતાંન સુધધાં ગુજરે, તેમજ એક દશતાંનવાળી ઓરત દશતાંન સુધધાં ગુજરે, તો:

| જો ઉરવાનનો મરતબો નીચે મુજબનો હોય. | ગુનાહ કયો લાગુ પડે છે? | મરણ પછી કયાં થોભે છે? | કેટલો વખત થોભે છે? | પાછો દહાડો કયારે લગાડવો? |
|---|---|---|---|---|
| ૧. દહમ. | માનીદે ગુનાહ. | કંગદેજીના વચલા તખકાપર. | બે બરશનુમ.* | બે બરશનુમે—યાને વરસી પર. |
| ૨. હાવેશ્ત. | માનીદે ગુનાહ | કંગદેજીના પાછલા (lower) તખકાપર. | ચાર બરશનુમ.* | બે બરશનુમે બેવાર (યાને બે વરસ સુધી વરસે વરસે.) |
| ૩. દુરવંદીનો બીજો તખકો. [નોંધ: દુરવંદીના તબકા એક શખ્સનાં તોખમ—ઓદાન ઊપરથી ગણાય છે.] | મરગરજાનીનો બીજો તખકો. | ગંજીશીના વચલા તખકાપર. | આઠ બરશનુમ.* *(આ કોલમમાંના બરશનુમની મગણત્રી જુદીજ છે, અને તે "દૂર", "કર" કે "નીમુર" જે હોય તે મુજબ લેવા.) | બે બરશનુમે ચારવાર (યાને ચાર વરસ સુધી વરસે વરસે.) |

એ સીવાય બીજા દરૂજીએ-પુજીના પુશ્કળ ગુનાહો આવે છે તે ગંજીશીને લાયકના મર્ગ-અરજાંનીના આખેરી તખકામાં આવે છે: 'દરૂજીએ-હુષી', તેમજ 'દરૂજી-એ-ધષી' ને માટે પણ એમજ સમજવું.

ત્યારે ઊપર આપેલાં લખાણ ઊપરથી આપણે જોઇ શકયે છીએ કે ઊરવાનો જેવા જેવા મરતબામાં અને જેવી જેવી ગુનાહભરી હાલતમાં ગુજરી જાય છે તે મુજબ, તેઓ ઓછાંમાં ઓછાં એક બરશનુમથી તે વધતાંમાં વધતાં ૧૮ બરશનુમ તુલીક ગંજીશી યા કંગદેજીમાં તેઓને મુકામ કરવો પડતો હોવાથી, તેટલો વખત 'સરોશ' પુગી શકતા નથી. અહીં

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૪૯ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૩૮ થી ફુટનોટ ચાલુ.]

ખુબ નોંધવું કે જે **૧ થી ૧૮ બરશ્નુમની મુદત** આ તબકાઓ ઊપર **થોભવાના સંબંધમાં** જણાવી છે, તેને આપણાં સાધારણ '**બરશ્નુમ**' યાને હાલની આપણી ખુરશેદની ચાલની ગણત્રી મુજબના છ મહીનાઓ (Solar half-years) સમજવાની ભુલ કદી કરવી નહીં. ગુનાહનાં પ્રમાણમાં ઊરવાનને ગંજીશી યા કંગદેજીમાં જે મુદત તુલીક થોભવું થાય છે, તે મુદત તો ગુજર પામતી વખતે જે જુદા જુદા સૈયારા યાને ગ્રહની ચાલ હેઠળ તેના કેશાશ મુજબ મરણનો બર-વખત ગોઠવાય છે તે મુજબ, જુદા જુદા સૈયારાઓના ૧ થી ૧૮ '**ફર-બરશ્નુમ**', ૧ થી ૧૮ '**ફર-બરશ્નુમ**', કે ૧ થી ૧૮ '**નીમુર-બરશ્નુમ**' ની બનેલી રહે છે. આ બાબદ સમજવાની ઘણીજ રસીલી છે, પણ તે આપણને આ **ફુટનોટ**ની મુળ બાબદથી વેગળી લઇ જતી હોવાથી, આ બાબદનો છુટો ખોલાસો ખાસ આ **ફુટનોટ**ને છેડે પાને ૧૪૪ મે લંબાણથી વીસ્તારીને આપવામાં આવ્યો છે, જે ઊપરથી જોવામાં આવશે કે જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ જરથોશ્તી દએનની બાબદોને કેટલી બધી બારીકીથી તેના સાયન્ટીફીક ખુલાસા અને બારીક હીસાબી ગણત્રીની ચોકસાઇ (with scientific exposition and mathematical precision) સહીત સમજુ દીનદાર વાંચક-વર્ગ સમક્ષ ખુલ્લી કરે છે, અને ખાતરી કરી આપે છે કે **જરથોશ્તી દએનના ભેદો ઉકેલવાની એકલી ખરી ચાવી "જરથોશ્તી ઈલ્મે ક્ષ્નૂમ" જ છે,** કે જે "ક્ષ્નૂમ" ની રોશની આવા આજના હાસમી (યાને મંગળના) અંધકારના જમાનામાં આપણા ઊપર સેહેજસાજબી ફેંકવા દેવા માટે તે ઇરાન સરજમીન ઊપર વસ્તા સાહેબદેલ સાહેબોના વડા સ્રોષા-વરેજ સાહેબ મર્જબાનજીનો ખરી અંતઃકરણની લાગણીથી એહેસાંન માન્યે છીએ!

હવે આપણી મુળ બાબદ ઊપર પાછા આવીશું. આવી કીસમના ઓછામાં ઓછાં એક બરશ્નુમ થી તે ૧૮ બરશ્નુમ તુલીક ગંજીશી યા કંગદેજીનાં મરકજો ઊપર થોભતાં જે કાંઇ આજાબ તે ઊરવાનને ભોગવવો પડે તેમાં આ ચાલુ ભણવામાં આવતી **સરોશ યશ્ત વડીના મેન્ટ્ર ફ્રુષો-માંથ્રની ખુબીને લીધે** ઘણીજ રાહત મલે છે, એટલુંજ નહિ પણ દરેકના ગુનાહના દરજજા મુજબ જેમ જેમ ક્રીયાઓ દર બરશ્નુમે (યાને હાલના છ મહીને) કે દર બબ્બે બરશ્નુમે (યાને હાલનાં વરસે) એકવાર, બે વાર, યા વધુ વાર, એના કાયદાઓ મુજબ પાછો દહાડો લગાડીને બધી ચાર દીવસની ક્રીયા પાછી કરાવવામાં આવે છે (કે જેની ઝાંખી ઇશારો તરીકે હમણા દસ્તાનવાળી કે સુવાવડી ઓરત માટે છ મહીને

(ફુટનોટ ચાલુ.)

* * * * * * (અસલ લખાણ પાને ૧૪૯ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૩૯ થી ફુટનોટ ચાલુ.]

કે વરસ દહાડે ચાર દીવસની ક્રીયા પાછી કરાવવાનો રેવાજ હજીબી જળવાઇ રહ્યો છે. આપણે એ બાબદ માટે આ **ફુટનોટ**ને છેડે વધુ બોલીશું જુઓ પાનું ૧૪૩), તેમ તેમ તેને વધુ જલદીથી ગાલેબ કાર્યસાધક અને અસરકારક બનાવવામાં આ **સરોશ યશ્ત વડીના સ્તોત્ત** બેહુલ થઇ પડે છે. ટુંકમાં બોલ્યે તો જેટલો વખત એક ઊરવાનને પોતીકા ગુનાહનાં પ્રમાણ પ્રમાણે ગંજીશી યા કંગદેજના તખ્ખ્ખા ઊપર થોભવું પડે છે, તે વખતનાં પ્રમાણ મુજબ લાંબી મુદત તુજીક જો **સરોશ યશ્ત વડો** તે ઊરવાનની નૈયતે જેટલી બને તેટલી વધુ સંખ્યામાં ભણવામાં આવે તો, તે યશ્તનાં પ્રબળ ફ્શુષો-માંથ્રના સ્તોતનાં પ્રમાણ પ્રમાણે તેને તેનાં પ્રમાણ મુજબ ક્રીયાની અસરો સરોશના સ્તોતની મારફતે વહેલી પોંહચે છે, અને તેની જાહેરી કેરદારના સ્થુળપણાંને પીગળાવીને તેનો છુટકો તે તખ્ખ્ખા ઊપરથી કરવામાં પ્રગટીકરણને આવી રીતે મદદ કરે છે. એક દાખલો લઇશું, તો આ બાબદ ધ્યાનમાં બરોબર ઊતરશે: ધારો કે એક ઊરવાન એક બરશ્નુમ—પછી તે જુદા જુદા સૈયારાને લગતું 'ફર' હોય, 'કર' હોય કે 'નીમુર' હોય—કંગદેજ ઊપર થોભવાનું છે. હવે જો એક બરશ્નુમ સુધી તેની ચાલુ એક સરોશ ભણાય તો આ આપણા છ માસ તુજીક ચાલુ જે એક સરોશ ભણાઇ તેના સ્તોતના પ્રવાહ મારફતે તે ઊરવાનને અમુક અસ્પંદીમાં તેને માટે થતી ક્રીયાની અસર પુગી શકે છે. હવે જો એકને બદલે બે સરોશ યશ્ત ચાલુ એક બરશ્નુમ સુધી ભણાય તો ડબલ અસ્પંદીમાં પુગે; ત્રણ ભણાય તો તેથી ત્રણ ગણી અસ્પંદીમાં પુગે; એમ જેટલી વધારે **સરોશ યશ્ત** ચાલુ એકજ ઊરવાનને માટે ભણાય, તેમજ વળી જેટલી લાંબી મુદત—દાખલા તરીકે હાલના છ મહીના, વરસ, બે વરસ કે વધુ વરસ સરોશ યશ્ત ભણાય, તેટલી વધારે અસ્પંદીમાં તે ક્રીયાની અસર પુગી શકે છે. આ સરોશ યશ્તની અસ્પંદીનો હીસાબ ઘણો બારીક છે, અને તે જેટલી લાંબી મુદત સુધી તેમજ રોજની જેટલી વધુ સંખ્યામાં સરોશ યશ્ત ભણાય તેનો ઊપર આધાર રાખે છે. એ હીસાબ મુજબ સરોશ યશ્તની અસ્પંદી વધવાના સબબે એ યશ્તના ફ્શુષો-માંથ્રના સ્તોતના પ્રવાહ મારફતે તે ક્રીયાઓની અસરની પ્રબળતા વધતી જઇને વધારે પ્રબળતાથી તે અસર તે ઊરવાનને પુગીને તેનો જલદી તે તખ્ખ્ખાપરથી છુટકારો કરવામાં પ્રગટીકરણને મોટી મદદ થાય છે.

દરેક ભણતરોનાં અવસ્તા ભણવાથી શું અસર થાય છે, અને તેમાં "સ્તોત" શું કાર્ય કરે છે તે નહી સમજવાથી કેટલેક ઠેકાણેથી માત્ર શબ્દાર્થપર આધાર બાંધીને ઊરવાનની નઇયતે સરોશ યશ્ત નહી ભણવી,

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણુ પાને ૧૪૯ મે ચાલુ કીધું છે.)

---

[પાને ૧૪૦ થી ફુટનોટ ચાલુ.]

પતેત નહી કરવી, વીગેરે વીગેરે વિચારો ફેલાવવામાં આવે છે, પણ શબ્દાર્થપર આધાર નહી બાંધતાં આપણાં ભણતરોનાં માંથ્રમાં રહેલી સ્તોતની અસર જો સમજવામાં આવે તો આવા વિચારો ફેલાવવા કેટલા ગેરવાજબી છે તે સમજી શકાશે. આપણાં ભણતરોના શબ્દાર્થપર આધાર રાખવામાં આવે તો હાલનું આપણું ગેહ-સારણું જે **અહુનવઈતી ગાથાનું** બનેલું છે, તેનો શબ્દાર્થ જોતાં માલમ પડશે કે તેમાં ઊરવાન સાથે સંબંધ ધરાવતું કાંઈબી નથી, છતાં આપણા અસલના દસ્તુરો અને ન્યાગાનો આપણા પેગામ્બર સાહેબે સમજાવેલો સ્તોતનો કાયદો ધ્યાનમાં લઈને સમજીને હજારો વરસ થયાં આ મોટી યશ્તેગાંન યાને ગેહસારણું ચાલુ રાખતા આવ્યા છે. એક ગુજર પામનારનું મરતી વખતની છેલ્લી જોરાવર ઇચ્છા-વાસ્નાના મીથ્રથી બંધાતું પીંજર (Shell), જે તે ઊરવાનના કેહરપની આસપાસ તે વેળાએ ફરી વળે છે, તેને આ ગેહસારણાંના સ્તોત કતે કરી નાંખીને, તે ઊરવાનના મીથ્રના પીંજરને તોડી નાંખે છે. (જુઓ અગાઊ આપેલી **ફુટનોટ નં૦ ૭૬ તથા ૭૭**). આવી સ્તોતની અસરને લીધેજ, ગેહસારણું ભણવાનું આપણામાં ચાલુ છે.

એજ રીતે, આપણાં દરેક ભણતરોને ખાલી શબ્દાર્થથી નહી જોતાં, તેની અંદર રહેલા સ્તોતથી શું અસર નીપજે છે તે આપણા પેગામ્બર સાહેબનાં ફરમાનથી સમજીને અસલી દસ્તુરો અને ન્યાગાનોએ એક ઊરવાનની નઇયતે ચાલુ સરોશ યશ્ત તથા પતેત ભણવાનું ખાસ ફરમાન આપીને ચાલુ રાખેલું છે. (“**પતેત**” માટે જુઓ અગાઊ આપેલી ખુલાસાવાર **ફુટનોટ નં૦ ૫૩**). આપણા અવસ્તાનાં ભણતરોના ઊચ્ચારવાથી અવાજથી જે ધ્વની ઊતાન થઈને “**વયુ ઉપરો-કઈરય**” યાને વાતાવરણ સાથે ઘસારો (friotion) થઈને નાદ યાને અવાજ નીકલવાથી જે “**સ્તોત**” યાને રંગો (colours) બરપા કરવાનો કુદરતમાં પડેલો જે અમુક કાયદો છે તે કુદરતનો અમુક કાયદો સમજીનેજ આપણા પેગામ્બર સાહેબે અવસ્તાનાં નુસકો સ્તોત-યસ્નને કાયદે રચેલાં છે, કે જે ઊપરથી સ્તોતનેજ કાયદે તમામ અવસ્તા ભણતરો પણ રચવામાં આવ્યાં છે, તે બીના જ્યાં સુધી સમજવામાં નહી આવે યા સ્તોત યસ્નનો અભ્યાસ કરવામાં નહી આવે, ત્યાં સુધી સ્તોત યસ્નના જ્ઞાનની ગેરહાજરીમાં આવી રીતે જેમ ગમે તેમ સરોશ યશ્ત નહી કરવી, પતેત નહી કરવી વીગેરે વિચારો ફેલાવવા કેટલા બધા નુકસાનકારક છે તે દરેક જરથોસ્તી સમજી શકશે.

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૪૯ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૪૧ થી ફુટનોટ ચાલુ.]

ત્યારે ઊરવાનની નેયતે સરોશ યશ્ત વડી ભણવાનું કાંઇ નજીવું કે વગર અર્થનું નથીજ. **સરોશ યશ્ત વડી** તો ક્રીયાકામની બધી અસરોની સાંકળને ગંજીશી-કંગદેજીના તબકાઓ વેર ઘણી જલદીથી ખેંચી લાવનાર એક હુક મીસાલ છે,—સરોશ યશ્ત વડીના સ્તોત તો એક ઊરવાનને ઉપર જણાવેલા તબકાઓ ઊપર ક્રીયાકામની અસર ઘણી જલદીથી પુગે તે માટે સરોશ યજદ સાથનો સીલસીલો જોડી આપનારૂં એક કીમતી સાધન છે. જો કે પ્રગટીકરણને કાયદે તો લાંબે વખતે ક્રીયાકામની અસર જેમ જેમ તેનાં પ્રમાણ મુજબ ગાલેબ આવતી જાય તેમ તેમ વધતી ઓછી પુગી તો શકે, પણ તે ક્રીયાકામને જ્યારે સરોશ યશ્ત વડીની જુશત આવી રીતે જોડવામાં આવે છે, યાને કે ક્રીયાકામ કરાવવાની સાથે સાથે જ્યારે સરોશ યશ્ત ભણવાનું પણ ચાલુ રાખવામાં આવે છે ત્યારે તે ક્રીયાકામ ઘણીજ ઝડપથી પોતાનું કામ વધારી (accelerates) મુકે છે, અને ઊરવાનને ગંજીશી-કંગદેજી જેવા નીચલા અણદીઠ આલમના તબકાઓમાંથી જલદીથી છુટકારો કરવામાં કીમતી મદદ કરે છે. વાસ્તે, અય હમદીનો, ઊરવાનની નઇયતે સરોશ યશ્ત વડી કરવાનું ફરમાન સદા ચાલુ રાખજો, અને જો તરજુમા-અભ્યાસીઓ શીખેલા ભણેલા થઇને એમ કહેતા નીકળે કે 'સરોશ યશ્ત વડીમાં તેના તરજુમા મુજબ ગુજરેલાં ઊરવાનને લગતો એક બોલ નથી આવતો તેથી તે કરવામાં વળ્યું શું?' તો તેવાઓના બોલવા ઊપર મુદલ વજન મેલતા ના, કારણકે અવસ્તા ભણતરોની અસરો તો ઊપર સમજાવ્યું તેમ તેનાથી ઉત્પન્ન થતા સ્તોતને આભારી છે, અને આ સ્તોત-યસ્નના બુલંદ કાયદાથી હાલના અવસ્તાના તરજુમા-અભ્યાસીઓ તદન અજ્ઞાન અને બેનસીબ છે. તમો ઊરવાનની નઇઅતે પતેત તથા સરોશ યશ્ત વડીની ફરજ લઇ ખરી ગંભીરતાથી અદા કર્યા જજો, જેથી તમારાં ગુજરેલાં વહાલાંઓને રાહત આપી તેઓની તરફના વળતા કુદરતી આશીશ તમો જરૂર જરૂર પામશો, જેના સબબે અહીં તમો તમારી આલઓલાદ સાથે આત્મીક, માનસીક, નૈતીક, હમ-બેશી અને શારીરીક વૃદ્ધિ પામશો! ખાસ કરીને, ઊરવાનના પાદ-રૂઝના પ્રસંગે લેવાતી પાએ-મોજદ (જુઓ **ફુટનોટ નં૦ ૨૦૯**) ની ફરજ તરીકે પોતાની મકદુર મુજબ બીજાં ભણતરો તથા ક્રીયાઓ લેવા ઊપરાંત સરોશ યશ્ત વડી તથા રવાનની પતેત તે ગુજરેલાં ઊરવાનનાં દરેકે દરેક સગાંવહાલાં તેમજ દોસ્ત-આસનાવ પોતે લાંબી મુદત તુલીક ભણવાનું માથે લે, તો તેના જેવું તે અનુશેહ-રવાનને માટેનું અતી ફાયદાકારક પગલું, હાલનો જમાન ધ્યાનમાં લેતાં, બીજું એકે નથી.

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૪૯ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૪૨ થી ફુટનોટ ચાલુ.]

ઊરવાનની નઇયતે સરોશ યશ્ત વડી કેમ ભણવી તે બાબે બે બોલ ખોલાસાની જરૂર છે. આપણે આપણી પોતીકી અઇવીસ્રુથ્રેમ ગેહની ફરજયાત ઉતારી—યાને કે સરોશ-બાજ, અઇવીસ્રુથ્રેમ ગેહ, સરોશ યશ્ત વડી અને આતશ નીઆએશની રોજની ફરજયાત બંદગી કર્યાં પછી (અને ત્યારબાદ આપણું કાંઇ ખુશીનું વધારાનું ભણતર કરવું હોય તો તે પણ કરી લઇને) "હુઆ નામ સેતાયશ્ને" વીગેરે પુરૂં કરી રહીને છેક છેલ્લે હમેશ ઊરવાનને નામની **સરોશ યશ્ત વડી** (યા ઊરવાનને નામની કોઇબી બંદગી) ખાસ જુદી માંડવી, જે વખતે તે ઊરવાન આપણી સમક્ષ હાજર હોય તેમ તેની આકૃતી કલ્પીને એવી રીતના મીથ્ર તેના તરફ સાબેત રાખવા કે કેશાશ મુજબ સરોશ યજદની પનાહ તે અનુશેહ-રવાંનને મલો! આવી ખલલ વગરની મીથ્ર સાથની એક ચીત્તની બંદગીથી તે ગુજરેલાં ઊરવાનને બહુજ રાહત મલે છે. કહેવાની જરૂર નથી કે જેમ ઊરવાનની નૈયતે ભણાતાં કોઇબી ભણતરમાં તેમ આ સરોશ યશ્ત વડીમાં આખી "અહમાઇ રએશ્ચ," "જસમે અવંઘહે મજ્દ" નો 'રામનો ખાસ્રહે' થી તે 'સ્પેન્તો મઇન્યઓમ' સુધીનો ભાગ, તેમજ આખી "કેરફેહ મોજ્દ" કદી ભણવી નહિ, જે માટેનો વીગતવાર ખુલાસો **ફુટનોટ નં૦ ૫૩** માં ઊપર અપાઇ ગયો છે.

આ ઠેકાણે વાંચનારાઓનું ધ્યાન ખેંચવાની જરૂર છે કે હાલમાં ચાલતા રીવાજ મુજબ એક અને બે બરશ્નુમનો (યાને છ મહીને કે વરસે, દહાડો લગાડી પાછી ક્રીયા કરવાનો) ચાલ જાયજ છે. દાખલા તરીકે, હાલમાં સુવાવડી યા દશ્તાનવાળી ઓરત માટે છ મહીને યા વરસ દહાડે ચાર દીવસની ક્રીયા યા ચાર દીવસતી ક્રીયાથી આખાં વરસની ક્રીયા પાછી કરાવવામાં આવે છે. પણ અસલમાં તો બરશ્નુમનાં એથીને બારીક હીસાબો આપવામાં આવેલા છે, અને મરનારનું ઊરવાન જે મરતબાનું હોય તે મરતબા મુજબ, મરતી વખતની હાલતનાં પ્રમાણમાં ઊપર જણાવ્યા મુજબ, કેટલો વખત કંગદેજી યા ગંજીશીના તબક્કામાં તેનું થોભવું થાય તે રૂહાંની ચશ્મથી જોઇને પેશ-દસ્તુર તે ગુજરનારનાં કુટુંબીઓને ક્રીયાઓ એક બરશ્નુમ (યાને છ મહીના) રહીને પાછી કરવી કે બે બરશ્નુમ (યાને એક વરસ) રહીને પાછી કરવી, કે એક બરશ્નુમ બે યા ત્રણવાર, યા બે બરશ્નુમ બે-ત્રણ-યા-ચાર વાર કરવી તેની સલાહ આપતા હતા. અકેક બરશ્નુમે પાછી થતી ક્રીયા એક મહીના (યાને માસીસ્રા) તુલીકનીજ પાછી કરાવવાનો અસલ હોકમ છે, અને બબ્બે બરશ્નુમે થતી ક્રીયામાં આખાં વરસની યાને વરસી સુધીની બધી ક્રીયાઓ પાછી કરવાનો હોકમ છે. **"એક બરશ્નુમ બેવાર"** **એટલે છ મહીને દહાડો લગાડીને એક મહીના (યાને માસીસ્રા સુધીની) બધી ક્રીયાઓ કરીને પાછી બીજા છ મહીના રહીને દહાડો લગાડીને એક**

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ બખાણ પાને ૧૪૯ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૪૩ થી ફુટનોટ ચાલુ.]

મહીના તુલીકની ક્રીયા કરવી. **"બે બરશ્નુમ બે વાર"** ની મોરાદ એ છે કે પહેલે વરસે દહાડો લગાડી આખાં વરસ તુલીકની ક્રીયાઓ એકવાર કરીને ફરીથી બીજે વરસે પણ પાછી આખાં વરસ તુલીકની ક્રીયાઓ કરાવવી. એજ મુજબ ત્રણ વાર, ચાર વાર માટે સમજી લેવું. પણ હાલમાં એવા કોઇપણ મહાન પેશ-દસ્તુર આપણા વચ્ચે નહિ રહેલા હોવાથી તેમજ મરનારનાં કુટુંબીઓ પોતાનું કોઇ વહાલું અનુશેહ-રવાંન તેના ચોકસ ઘણા ખરાબ ગુનાહને લીધે અણદીઠ આલમના ઘણા ઊતરતા તબકાઓમાં વાસો કરે છે એમ જાણીને દલગીર નહિ થાય તેવી કદાચ કાંઇક મકસદથી યા તો જમાનાના દોરથી ફકત હાલમાં છ મહીને કે વરસ દહાડે પાછો દહાડો લાગુ પાડીને ચાર દીવસની ક્રીયાઓ વીગેરે પાછી કરાવવાનો ધારો ફકત સુવાવડી કે દશ્તાનની હાલતમાં નીપજેલાં મરણ માટેજ સચવાયલો હજીબી માલુમ પડે છે. પણ અસલ તો એ હાલત ઊપરાંત બીજી અનેક અકસ્માતીક તેમજ જાણીજોઇને ઊપજાવેલી ગુનેહગારીની હાલતનાં મરણ માટે, ગંજીશી યા કંગદેજીના જુદા જુદા તબકાઓ ઊપર થોભવાનાં પ્રમાણ મુજબ, તેની ક્રીયાઓ કેટલી મુદત તુલીક એક એક બરશ્નુમે કે બબ્બે બરશ્નુમે પાછી પાછી કરાવવી જોઇએ, જેથી ક્રીયાઓ બરોબર કારગત થઇ પડે તે બાબે બારીક હીસાબથી ભરેલું અસલ ફરમાન જરથોસ્તી દએનમાં સમજાવવામાં આવેલું છે, જે હાલમાં આપી શકાય તેમ નથી.

**આ નોટમાં વાપરેલા 'બરશ્નુમ' શબ્દ વિષેનો ખુલાસો:**

'બરશ્નુમ' શબ્દ સાધારણ રીતે હમેશાં છ મહીનાની મુદત (half-year) માટેજ વપરાય છે, અને ઊપર પાને ૧૩૬ મે **ક્રીયાકામ લાગુ પડવાના જે ૧ થી ૧૮ બરશ્નુમ** લખેલા છે, તે બરશ્નુમ તો આપણા હાલના ચાલતા ખુરશેદની ચાલની ગણત્રી (નીમુર-સાલે-શમ્સી) ને લગતા **સાધારણ છ મહીનાનેજ** લાગુ પડે છે. પણ ઊપર પાને ૧૩૯ મે જે **૧ થી ૧૮ બરશ્નુમ ગંજીશી-કંગદેજીના તબકાઓ ઊપર ઊરવાનના થોભવા** સંબંધમાં જણાવેલા છે, તે **"બરશ્નુમ"** શબ્દ સૌથી ઓહોળા અર્થે ત્યાં વાપરવામાં આવ્યો છે, જેની ગણત્રી નીચે તુલોતવીલ બતાવવામાં આવી છે:

(૧) આજની એસ્ટ્રોનોમીની વિદ્યા જાણનારાઓને પુરતી રવેસે રોશન છે કે સુર્ય-મંડળ (Solar System) માં દરેકે દરેક ગૃહ (સૈયારો)—દએ યાને ચંદ્ર અતારદ યાને બુધ, નાહીદ યાને શુક્ર, ખુર યાને ખુરશેદ યા રવી, હાસમ યાને મંગળ, બરજીસ યાને ભ્રેસપતી, કયવાન યાને શની, પરવીને-અદના યાને યુરેનસ (Uranus), પરવીને-આલા યાને

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૪૯ મે ચાલુ કીધું છે.)

[પાને ૧૪૪ થી ફુટનોટ ચાલુ.]

નેપ્ચુન (Neptune) પોતાની ધરી ઊપર ફરે છે તેમજ સુર્યની આસપાસ ચોકસ લાંબી મુદતમાં ફરી વળે છે. આ ધરી ઊપર ફરવાની મુકાબલામાં ટુંક મુદત તે અમુક સૈયારાનો દીવસ ગણાય છે, અને સાયન્સની બોલીમાં એટલા વખતમાં કોઈબી સૈયારો પોતીકી ચાલ મુજબ એક બુરૂજ યાને રાશીનો એક દરજ્જો (one degree) તેહ યાને પસાર કરે છે. વળી ખોરશેદની આસપાસ ફરવાની મુકાબલામાં ઘણી લાંબી મુદત તે અમુક સૈયારાનું પોતીકું સાલ ગણાય છે, અને સાયન્સની બોલીમાં એટલા વખતમાં કોઈબી સૈયારો પોતીકી ચાલ મુજબ આખું રાશીમંડળ (યાને બારે બુરૂજમાંથી) ફરી વળે છે. આ ઊપરથી તુરત સમજી શકાશે કે દરેકે દરેક ગૃહ યાને સૈયારો પોતાની ધરી ઊપર ફરવાની તેમજ ખોરશેદની આસપાસ ફરવાની સદંતર જુદી જુદી ચાલ (Motions) ધરાવતો હોવાને લીધે, દરેક સૈયારાના દીવસો તેમજ માહો અને સાલો સદંતર જુદાં પડે છે.

(૨) તે દરેક સૈયારાના માહો તથા સાલો આપણા પોતીકાં ચાલુ ગણત્રીના માહો ને સાલો સાથે નીચે મુજબ સરખાવી શકાય:

| સૈયારાનું નામ. | એક બુરૂજ યાને રાશી કેટલે મહીને તેહ કરે છે? | બારે બુરૂજ યાને રાશી કેટલે વરસે તેહ કરે છે? |
|---|---|---|
| | આશરે | આશરે |
| ૧. દએ (ચંદ્ર). | ૨૧ દીવસે. | ૩૫૪ દીવસે. |
| ૨. અતારદ (બુધ). | ૧ મહીને. | ૩૬૦ દીવસે. |
| ૩. નાહીદ (શુક્ર). | ૧ મહીને. | ૩૬૦ દીવસે. |
| ૪. શમ્સ (રવી). | ૧ મહીને. | ૩૬૫।। દીવસે. |
| ૫. હાસમ (મંગળ). | ૧।। મહીને. | ૧।। વરસે. |
| ૬. બરજીસ (બ્રેસપતી). | ૧૩ મહીને. | ૧૩ વરસે. |
| ૭. કયવાન (શની). | ૩૦ મહીને. | ૩૦ વરસે. |
| ૮. પરવીને અદના ('યુરેનસ'). | ૯૦ મહીને. | ૯૦ વરસે. |
| ૯. પરવીને આલા ('નેપ્ચુન'). | ૧૫૬ મહીને. | ૧૫૬ વરસે. |

[નોંધ: "પરવીને અદના" ને "પરવીને આલા" એ કોઈ સાધારણ સૈયારાઓ નથી, પણ એ તો 'મન્ઝલી' (નક્ષેત્ર) ના ગાથા છે, અને એ ગાથાઓ મન્ઝીલીની અસર હેઠળ જે સૈયારાઓ આવે છે તેને તે મન્ઝલીની અસરના પોતીકા પ્રવાહો આપે છે, તેથી એને "મન્ઝલી સૈયારા" આપણા જરથોસ્તી ઈલ્મે ફનુમથી ગણેલા છે. જરથોસ્તી સીવાય કોઈબી બીજી કોમે એ ગણીત મન્ઝલીની અસરમાં લીધી નથી.]

(ફુટનોટ ચાલુ.)

* * * * * (અસલ લખાણ પાને ૧૪૯ મે ચાલુ કીધું છે.)

---

[પાને ૧૪૫ થી ફુટનોટ ચાલુ.]

(૩) આ તો દરેક સૈયારાના પોતપોતીકાં સાધારણ દીવસો ને સાલોની ગણત્રીની વાત થઇ. એને જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમની ભાષામાં "નીમુર સાલ ગણત્રી" (Ordinary planetary years) કહેવામાં આવે છે. આપણું જે "નીમુર સાલ" ૩૬૫ા દહાડાનું ગણ્યે છીએ તે "નીમુર સાલે શમ્સી" યાને "ખોરશેદનું સાધારણ વર્ષ" કહેવાય છે. એજ મુજબ, "નીમુર સાલે કમેઇ (યાને ચંદ્રનું), નીમુર સાલે અતારદી (યાને બુધનું), નીમુર સાલે નાહીદી (યાને શુક્રનું), નીમુર સાલે હાસમી (યાને મંગળનું), નીમુર સાલે બરજીશી (યાને બ્રેસ્પતીનું), નીમુર સાલે કયવાની (યાને શનીનું), સાધારણ વર્ષ—એ દરેકની પોતીકી આખું રાશી-મંડળ (યાને બારે બુરૂજ) ફરી વળવાની મુદત ઊપરથી ગણાય છે.

(૪) જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ મુજબ, બધાં મળીને ત્રણ જાતનાં **સાલ**ની ગણત્રી લેવામાં આવી છે, જે નીચે મુજબ છે:—

પહેલી, ઊપર જણાવેલી "**નીમુર** સાલ" ની ગણત્રી; બીજી, "**કર** સાલની ગણત્રી"; અને ત્રીજી "**ફર** સાલની ગણત્રી." આ "કર સાલ" તથા "ફર સાલ" ની ગણત્રી બરોબર સમજવામાં આવશે તો આપણી મુળ બાબદ સહેલાઇથી સમજી શકાશે.

"**કર સાલ**" ની મુરાદ એમ થાય છે કે કોઇબી સૈયારો (યાને ગ્રહ) પોતીકી ચાલ પ્રમાણે ફકત એક રાશી ચાલતાં જેટલા દીવસો લે (યાને સાધારણ બોલીમાં તેનો પોતીકો જે એક મહીનો બને) તેટલા દીવસો યાને દરેક સૈયારાના પોતીકા મહીનાને **એક દીવસ** ગણ્યે, તો તેવા તેવા ૩૦ દીવસનો એક કર-મહીનો સમજવો ને તેવા તેવા છ મહીનાને એક "કર-બરશ્નુમ" (યાને કર-છ માસીક મુદત) અને તેવા તેવા બાર મહીનાઓને એક "કર-સાલ" કહેવામાં આવે છે. એક સેહેલો દાખલો લઇશું: આપણાં હાલના "નીમુર સાલે શમ્સી" (યાને ખુરશેદની ચાલનાં સાધારણ વર્ષ) ના **એક મહીનાને** (**મહીનો** એટલે આ લખાણમાં હમેશાં આશરે '**ત્રીસજ દીવસ**' સમજવું. ૩૧ બી નહી ને ૨૮ બી નહીં, કારણકે એક આખી રાશી યાને બુરૂજના ત્રીસ અંશો પસાર કરતાં કોઇબી સૈયારાને જે મુદત લાગે છે તેને **મહીનો** કહેવામાં આવે છે.) જો **એક દીવસ** તરીકે લઇએ તો તેવા તેવા ત્રીસ દીવસો લેતાં એક 'કર-માહે-શમ્સી" બને, જે આપણા સાધારણ ૯૦૦ દીવસો (૩૦ x ૩૦) નો આશરે થવા જાય, એવા એવા છ "શમ્સી કર-માહ" થી એક "કર-બરશ્નુમે શમ્સી"

(ફુટનોટ ચાલુ.)

* * * * * ( અસલ લખાણ પાને ૧૪૯ મે ચાલુ કીધું છે.)

[ પાને ૧૪૬ થી ફુટનોટ ચાલુ. ]

બને, જેમાં આશરે ૫૪૦૦ દીવસો (૬ × ૯૦૦) આવે; અને એવા એવા ૧૨ "કર–માહા" લઇએ તો "કર સાલે શમ્સી" બને, જેમાં (૧૨ × ૯૦૦) આશરે ૧૦૮૦૦ દીવસો આવે. આ તો ફકત ખોરશેદની ચાલના સાધારણ નીમુર સાલ ઊપરથી ખોરશેદની ચાલનું "કર સાલ" આપણે શોધી કાઢયું. એજ મુજબ, "કર–સાલે બરજીશી," "કર–સાલે હાસમી" વીગેરે તેઓની નીમુર ગણત્રી ઊપરથી શોધી કાઢી શકાય છે.

હવે "**ફ્રર સાલ**" ની ગણત્રી જોઇશું. "ફર સાલ" ની મુરાદ એમ થાય છે કે એક સૈયારો જેટલા દીવસોમાં પોતીકી ચાલ પ્રમાણે આખું રાશી મંડલ ફરી વળે (બીજા શબ્દોમાં દરેક સૈયારાની પોતીકી ચાલનું સાધારણ નીમુર સાલ લઇએ) તેટલા દીવસોને યાને દરેક સૈયારાના પોતીકાં આખાં "**નીમુર સાલ**" **ને જો એક દીવસ** લેખ્યે, તો એવા એવા ૩૦ દીવસનો એક "ફર–માહા" ગણાય, ને એવા એવા છ "ફર–માહા" નો એક "ફર–બરસ્નુમ" થાય અને ૧૨ "ફર–માહા" નું એક "ફર સાલ" ગણાય. પાછો એક સેહેલ દાખલો લઇશું: આપણાં હાલના "નીમુર સાલે શમ્સી" યાને ખુરશેદની ચાલનાં એક સાધારણ વર્ષને જો એક દીવસ ગણ્યે, તો એવા એવા ૩૦ દીવસોનો એક "ફર–માહે શમ્સી" થાય, જેમાં આપણા સાધારણ આશરે ૧૦૯૫૦ દીવસો (૩૬૫ × ૩૦) આવે. એવા એવા છ શમ્સી "ફર–માહા" થી એક "ફર–બરસ્નુમે શમ્સી" બને, જે આશરે ૬૫૭૦૦ દીવસો (૬ × ૧૦૯૫૦) નો થવા જાય; અને એવા એવા ૧૨ શમ્સી "ફર–માહા" નું એક "ફર–સાલે શમ્સી" બને, જેમાં ૧૩૧૪૦૦ દીવસો (૧૨ × ૧૦૯૫૦) આવે. આ તો ફકત ખોરશેદની ચાલનાં સાધારણ "નીમુર સાલ" ઉપરથી ખોરશેદની ચાલનું "ફર–સાલ" આપણે શોધ્યું. એજ મુજબ, "ફર–સાલે બરજીશી," "ફર–સાલે હાસમી" વીગેરે તેઓને લગતી પોતપોતીકી નીમુર ગણત્રી ઊપરથી શોધી કાઢી શકાય છે.

(૫) હવે ઊપલી ગણત્રીઓ ધ્યાનમાં રાખી આપણી **ફુટનોટ**ની મુળ બાબદ તરફ પાછા ફરયે. જે ૧ થી ૧૮ બરસ્નુમ સુધી ગંજીશી–કંગદેજી ઊપર થોભવાનું થાય છે, તે બરસ્નુમ, મરણના બર–વકત મુજબ, જુદા જુદા સૈયારાનું "ફર–બરસ્નુમ," "કર–બરસ્નુમ" કે "નીમુર–બરસ્નુમ" નીચે મુજબ ગણાય છે:

(ક) જયારેબી એક ઊરવાનનું તેના કેશાશ મુજબ અહીંથી ગુજર પામવું કોઇબી સેતારાના **પુર બળ**માં થાય ત્યારે તે સેતારાનું જે "**ફ્રર–બરસ્નુમ**" હોય તેના હીસાબ પ્રમાણે ગંજીશી યા કંગદેજી ઊપર

(ફુટનોટ ચાલુ.)

* * * * * ( અસલ લખાણ પાને ૧૪૯ મે ચાલુ કીધું છે.)

---

[ પાને ૧૪૭ થી ફુટનોટ ચાલુ. ]

ગુનાહના દરજજા પ્રમાણે વધતાં ઓછાં "ફર-બરશ્નુમ" તેનું થોભવું થાય છે. દાખલા તરીકે, જો કોઇ ઊરવાન બરજીશથી, યા હાસમથી યા નાહીદથી વીગેરે વીગેરેથી રહેલત કરે તો તે "ફર-બરશ્નુમે બરજીશી," યા "ફર-બરશ્નુમે હાસમી," યા "ફર-બરશ્નુમે નાહીદી" એમ થોભે છે;

(ખ) જયારેબી કોઇ ઊરવાન તેની કારદાનીના કેશાશ પ્રમાણે કોઇબી સેતારાના **સ્થાના બળમાં** રહેલત કરે, ત્યારે તેને **કર-સાલનું બરશ્નુમ** જે સૈયારાનું હોય તેના હીસાબ પ્રમાણે ગંજીશી યા કંગદેજીના તબક્કા ઊપર ગુનાહના દરજજા મુજબ વધતા ઓછા **કર-બરશ્નુમ** થોભવું થાય છે. દાખલા તરીકે, જો કોઇ ઊરવાન અતારદથી યા કયવાનથી વીગેરે વીગેરેથી રહેલત કરે, તો તે "કર-બરશ્નુમે અતારદી" યા "કર-બરશ્નુમે કયવાની" મુજબ થોભે છે;

(ગ) પણ જો કોઇ ઊરવાન **નીમુરના હીસાબથી** રહેલત કરે છે યાને કે કોઇબી સેતારાના સૌથી ઓછાં એટલે નેહેસ્ત ઊતરતાં બળમાં ગુજર પામે છે, તો તે "નીમુર-બરશ્નુમે કયવાની", યા "નીમુર-બરશ્નુમે હાસમી" યા "નીમુર-બરશ્નુમે નાહીદી" વીગેરે વીગેરે મુજબ પોતાના ગુનાહના પ્રમાણ મુજબ થોભે છે.

(૬) મરણના બર-વખતે સૈયારાનું મુકરર થવું નીચે મુજબ થવા પામે છે: આપણે આએ દુન્યાની અંદર, આપણા મર્ગરજાની, ફરોદ-માન્દે, માનીદે અને અજેહ ગુનાહોની 'સજા' યા 'જજા' આપણા કેશાશનાં પ્રમાણથી ભોગવવા આવ્યે છીએ, તથા તેની જીજમાં (યાને તેની સામે) આપણી ઇરાદતી (યાને ખરી ઇચ્છાશકતી) વાપરીને અને જુશ્તને કાયદે આપણી દીની તરીકતો સાથે પાલીને, ભોગવાતા કેશાશને ઇરાદતીથી નરમ રૂપમાં ભોગવીને અને દીની તરીકત પ્રમાણે ચાલીને જે નવા કેશાશનો જમીલો જેમ બને તેમ ઘણાંજ ઓછાં પ્રમાણમાં યા નહીંજ જેવો કરીને, આપણી આએ જીંદગીમાં જે ઊપર લખ્યા પ્રમાણેની કારદાની રાખીને યા તો ઊપર લખ્યા પ્રમાણેના કરતાં ઊલટીજ કારદાની કરીને આપણે આપણો 'રવાપકે ખદાતકે' નો દોર બાંધીએ છીએ. તે દોરનાં પ્રમાણ પ્રમાણે કુદરતના અમુક કાયદે, નેહેસ્ત યા શાદ ભોગવવાના કેશાશનાં પ્રમાણથી જે કુદરતી સૈયારો મુકરર થાય છે તેજ સૈયારો પોતીકા અમલમાં આપણી રેહેલત કરી દે છે, જે સૈયારો તેના પેદા થવાના બર-વખતના 'જાએચા' (યાને ટપકા) થી અને રેહેલત થવાના બર-વખતના 'જાએચા' થી માલમ પડે છે.

( ફુટનોટ ચાલુ. )

સહવારના જો.ર[૨૧૭] મેલવીને પુરો કરે છે; જ્યારે ઉશ્હીન ગેહમાં બીજા બે મોબેદો ઘેરમાં આવીને બાજધરણાં સાથની ફરોખ્શી ભણે છે. આ સઘળી ક્રીયા સંપુર્ણ થવા પછીજ ચેહારમની આખી ક્રીયા સંપુર્ણ થાય છે.

---

[ પાને ૧૪૮ થી ફુટનોટ ચાલુ. ]

(૭) ઊપરનાં લખાણપરથી, ત્યારે, ખુલ્લું સાબેત થાય છે કે

(ક) અદલ ઇનસાફી કુદરત માનવીને **તેના કારદાનીના કેશારા મુજબજ** મરણ પછીની જુદા જુદા તબકાઓ ઊપર થોભવાની જગા તથા મુદત બારીક હીસાબી ગણત્રીથી મુકરર કરે છે. ત્યારે જો ગંજીશી-કંગદેજી તબકાઓ ઊપર કમી અથવા તો મુદલ નહી થોભવા માંગતા હો, તો તમારી કારદાનીને આજ પળથી તમારા હાથમાં લો, અને જરથોસ્તી દએન-ની તરીકતો મુજબજ બનતાં સુધી તે કારદાનીને રાખ્યા કરો.

(ખ) વળી દરેક ઊરવાનની કારદાની મુજબ લાંબા ટુંકા બરઝ્ખુમ ઊરવાનનું આવા નીચલા તબકાઓ ઊપર થોભવું થાય, તો તેને આપણી જરથોસ્તી ક્રીયાકામોની તેમજ બળવાન માંથ્રની બંદગી જેવા કે સરોશ યશ્ત-ની ભેગી મદદથી ઘણો જલદીથી છુટો કરી શકાય છે. બીજા શબ્દોમાં બોલ્યે તો, એક ઊરવાનને મરણ બાદ તેની કારદાની મુજબ અણદીઠ આલમના તબકાઓ ઊપર ઘણો વખત યા ટુંકો વખત થોભવું પડે છે, તે તેના થોભવાના એયામ પ્રમાણે તેનું કેહેર્પ સ્થુળ યા તો સુક્ષ્મ હોય છે. તે કેહેરપ કુદરતી પ્રગટીકરણને કાયદે તો પીગળે છેજ; પણ આપણી દીની **ક્રીયાઓ**નાં બળથી, **ફ્શુષો-માંથ્ર અને માંથ્ર સ્પેન્ત**નાં બળથી, તેમજ કવી (યાને બળવાન) **મીથ્ર**થી જલદી તે કેહેરપને સુક્ષ્મ કરવામાં કુદરતનાં પ્રગટીકરણને મદદ થાય છે, એવો કુદરતનો અચુક કાયદો અવ-લોકન કરીને આપણા વખ્શુરે વખ્શુરાંન સ્મઝ્ય-ગો અશો સ્પીતમાન જર-થુસ્ત સાહેબે **યશ્ન, માંથ્ર, મીથ્ર—એ ત્રણે હથયારો—જે કુદરતી અચુક કાયદે ઊરવાનનો ખરો ખોરાક છે તથા જે નેહાયત મુકવ્વી (યાને સૌથી બળવાનમાં બળવાન) છે તેજ હથયારો આપણને પુર બહારમાં તેવણ સાહેબે આપેલાં છે!**

(૨૧૭) **જો.ર મેલવીને**—પેગામ્બર સાહેબના કૌલ મુજબ, યજશ્ને વંદીદાદની મહાન ક્રીયાઓ ત્યારેજ ખરી રીતની થયલી કહેવાય, કે જ્યારે યજશ્ને વંદીદાદ પુરો કરી રહીને બેઉ યોજદાથ્રેગરો ક્રીયામાં ઇજાયલું પાણીને કુવા નજદીક લઇ જઇને તેની અંદર જોર મેલવે તે વખતે તે ઇજાયલાં

(ફુટનોટ ચાલુ.)

ત્યારબાદ, તે ઉરવાનના રોજગાંન[૨૧૮] ચાલુ થાય છે, અને દહુમ[૨૧૮], સીરોજ[૨૧૮], સાલ[૨૧૮] અને એને લગતી વચમાંની બીજી દરેક માહીગાંન[૨૧૮]ની ક્રીયાઓ શું શું તે ઉરવાનને માટે કરવી જોઇએ અને કેવી રીતે કરવી જોઇએ તે ખુદાના ચાહવાથી કોઇ ભવીષ્યના મોકા ઉપર આપણે જોવાની કોશેશ કરીશું.

આએ આપણાં ઉરવાનને રહેલત થતી વખતે અને ત્યારપછીના વખતે જે દીની શરીયત પ્રમાણે **જે યસ્ન** (યાને ક્રીયાઓ), **માંથ્ર અને મીથ્રનો** ખોરાક કુદરતના અચુક કાયદે મલે છે તે વિષેનું લખાણ હાલમાં પેહલા ચાર દીવસનુંજ ખાલેસ જરથોસ્તી દીનની તરીકત પ્રમાણે કીધેલું છે, તેનો ઇન્તેહા (યાને છેડો) લાવતાં મુજ ફીદવીના ખુદા આગલ અરજ ગુજારૂં છું કે મુજ નાકેશના ખુદાની ખુદાઇથી, મુજના માનન્દે કેશાશની તુફેલથી, મુજના આલીશાંન–ખાનદાન મેહેરબાને–મન ઉસ્તાદ સાહેબ મર્જબાન-જીની મારેફતથી જે ઇલ્મીયત તેહેસીલ કરવા પામ્યો છું તે બાબે નેહાયત શુક્રગુજારી કરીને, બા–મદદે–નીગાહે ખુદાઇથી મુજ કુજા (યાને નાકેશ) ની ઉમેદ એ છે જે મુજના હમદીન બસ્તે કુસ્તી-

---

[પાને ૧૪૯ થી ફુટનોટ ચાલુ.]

પાણીમાંના ફ્રાદોની મેગ્નેટીક ખાસ્યત ક્રીયાની બરકતથી બહુ ખીલેલી અને તેજ થવાનાં સબબે, કુવાનાં પાણી તે ઇજાયલાં પાણીની તરફ ઉપર આકર્ષાઇને ઊછાળો મારી અર્ધ–રસ્તે કુવાની અંદર જઇ મલે છે. આ બનાવ આપણને ઘડીભર મોજેજારૂપ લાગે, પણ એમાં કુદરત કેવી રીતે કામ કરે છે તે ઇલ્મયતથી સમજાયા પછી, આપણે પેગામ્બર સાહેબ ઊપર હજારો દરૂદ પઢીએ છીએ કે કેવી મોતેબર કુદરતાનુસાર ક્રીયાઓ રચીને આપણને એનાયત કરી ગયા છે! આ જોર મેલવવાની ક્રીયા તો યજશ્ને વંદીદાદની ક્રીયાઓની ખરી જાહેરી કસોટી (test) છે, કે જે ગવાહી પુરે છે કે ક્રીયાઓ કાર્યસાધક અને બળવાન ફળદાયક થવા પામી છે. આજે આવા જોર મેળવવાના દાખલાઓ બનતા નથી, તેનું કારણ ખુલ્લુંજ છે કે બધી અશોઇ પરહેજગારી જાળવીને તથા ક્રીયાકામના ખરા કાયદાઓ પાળીને યોજદાથ્રેગરો હાલમાં ક્રીયા કરતા નથી.

(૨૧૮) **રોજગાંન, દહુમ, સીરોજ, સાલ, માહીગાંન**—એ શબ્દોના ખુલાસા માટે જુઓ આગલ આપેલી **ફુટનોટ નં૦ ૨૦૧.**

આંનો આએ ફીદવીનું લખાણ નીગાહે-બઇદથી નીગાહે-કરીબમાં લાવીને (યાને ઇલ્મ્યતનાં બળે દુરઅંદેશ થઇને પોતાનાં મગજમાં ઉતારીને), પુર એતેકાદથી, આપણા વખ્શુરે વખ્શુરાંન રજ્ઝગો અશો સ્પીતમાન જરથુશ્ત સાહેબના અકવાલો ઉપર મુસ્તકીમ ફરમાવીને, અને નીગાહે-ઇલ્મથી તેહેકીક કરીને ઇનસાફની રાહે તસવ્વરે-મુબારકમાં (યાને પોતાની મુબારક સમજશકતીમાં) લઇને જો અમલ કરશે તો, તેઓનાં અઝીઝાંનો (યાને વ્હાલાંઓ) નાં અનુશેહ-રવાંનો જે રાહત અને તેહેદરયાત (યાને વૃદ્ધિ) પામશે તેના બદલામાં તે અનુશેહ-રવાનો 'અશાઉનાંમ ફ્રવષી' ની મારફતે પોતાની દુવાએ-શરીફ (યાને શ્રેષ્ટ દુવાઓ) પોતાનાં જીવતાં આએ ખનીરથ બામીપરના અઝીઝાંનો (વ્હાલાંઓ) ઉપર મોકલે કે જે દુવાંએ-બરીન (શ્રેષ્ટ દુવાઓ) થી તે જીવતાંઓનાં રવાંનોની નાઝી (યાને બોખ્તગી) અને હમ-ખેશીમાં અને નેક તોફીયતમાં નેહાયત ફાયદો હાંસેલ ફરમાવશે, કે જેથી તેઓ પોતાની શાદ (યાને સારી) કારદાનીથી કેશાશમાંથી ફારેગ થઇને, ચીનવત પુલ ગુજારીને, દાદારે ગેહાંન તરફથી શશ (યાને છ) કેશ્વરો તેહ (યાને પસાર) કરીને, ખએતુદથ થઇને, નેહાયત ખુશાલીથી દોરે જીરમાનીમાં કુદરતનાં 'જીજીષ્યેન્તી' (યાને "લાયકને લાયક મળો") ના અચુક કાયદે ઉસ્તા (યાને ખરૂં અમર્ગ સુખ) હાંસેલ ફરમાવશે. આપણા પાકઝાદ વખ્શુરે વખ્શુરાંન રજ્ઝ-ગો અશો સ્પીતમાન જરથુશ્ત સાહેબ ઉપર હજારાંન સના (યાને આફરીન), હજારાંન સલામો, અને હજારાંન દરૂદ હોજો!

આમીન! આમીન!! આમીન!!!



# જરથોશ્તી ધર્મની ઉંડાણ ફીલસુફી તથા ક્રિયા-કામોની બારીક સમજણ આપનારૂં

# જરથોશ્તી 'ઇલ્મે ક્ષનૂમ' ઇન્સ્તીત્યુત.

(સ્થપાઇ તેસ્તર તીર માહ સને ૧૨૮૦ યજ્દેજરદી, ડીસેંબર ૧૯૧૦ ઇસવી.)

## તેની મુળ નેમો અને કાયદા કાનુનો.



૧. **નામ**—આ ઇન્સ્તીત્યુતને જરથોશ્તી "ઇલ્મે ક્ષનૂમ" ઇન્સ્તીત્યુતનાં નામથી ઓળખવામાં આવશે.

૨. **મૂળ નેમો**—આ જરથોશ્તી "ઇલ્મે ક્ષનૂમ" ઇન્સ્તીત્યુતની મૂળ નેમો આ પ્રમાણે રહેશે:—

(૧) ગાથાના ૪૮ માં હામાં જણાવેલું "**ક્ષનૂમ**" યાને અહુરમજદને પીછાણવાની ખુશાલી આપનારૂં જ્ઞાન જેમાં "**તરીકત, મારેફત, હકીકત, વહેદાન્યત**" આ ચાર વિભાગો સંપૂર્ણ રીતે સમાઇ જાય છે, તે ખાલેસ અસલ જરથોશ્તી ધર્મનું જ્ઞાન પારસી જરથોશ્તી કોમમાં ફેલાવી, કોમને કુદરતના અશોઇના કાયદા પ્રમાણે દરરોજની જીંદગી ગુજારવા માટે શિક્ષણ અને જ્ઞાનની મદદથી માર્ગ મોકળો કરી આપવો.

(૨) જરથોશ્તી ધર્મની ખાલેસ ઉંડાણ ફીલસુફી તથા ક્રીયાકામોની બારીક સમજણ આપી, જરથોશ્તી ધર્મ જે તમામ કુદરતના મહાન કાયદાઓ વિષેનુંજ શિક્ષણ છે તે ધર્મનું રહસ્ય સમજાવી, જરથોશ્તીઓની પોતાના ધર્મ તરફની જાનફેશાની સદા મુસ્તકીમ રીતે વધતી રહે, તથા તેઓ પોતાથી બનતી કોશેશ કરી અશોઇની તરીકતો પાળીને કુદરતી કાયદાનુસાર જીંદગી ગુજારવામાં આગળ વધે એવી સગવડ આપવી.

(૩) જરથોશ્તી ધર્મક્રીયાઓથી થતી અસરો તથા તેના ભેદોની સમજણ આપી, જરથોશ્તી ધર્મક્રિયાઓ જે બધી—**બરેશ્નુમ નીરંગદીન, હમાયશ્ત, વંદીદાદ, ઇજશ્ને, પાસ્તા, બાજ, આફ્રીન્ગાન, વગેરે વગેરે**—કુદરતના અચુક ગુહ્ય કાયદાઓ ઉપરજ રચાયલી છે, તથા જરથોશ્તી ધર્મના ખાસ ઇન્સ્તીત્યુશન જે બધાં—**અવસ્તામાંજ બંદગી, આતશ-**

[ ☞ સામે જુઓ. ]

બેહરામો, દરેમેહરો, દોખ્મામો, સગડીઓ વગેરે વગેરે—કુદરતના બારીક સાયન્તીફીક કાયદાઓ ઉપરજ રચાયલાં છે, તે બધાંને લગતા વાજબી ભેદો તથા ક્રિયાકામોની તરતીબને લગતી અસલ તરીકતો સમજાવી, આપણા યઓજદાથ્રેગરો ક્રિયાઓની ઉંડી મતલબ સમજીને, પોતાથી બનતો અશોઇ પાળીને ક્રિયાકામોથી થતી અસરો બતાવી શકે એવી દિશાએ માર્ગ મોકળો કરી આપવો.

(૪) અઠવાડયે યા પખવાડયે શનીવાર રવીવારે મેમ્બરો માટે કલાસો ચલાવવા.

(૫) ક્રિયાકામો કરવાને લગતી બાબદ વિષેની બારીક સમજણ આપવા માટે યઓજદાથ્રેગરોને વાસ્તે જુદા કલાસો ચલાવવા.

(૬) વરસમાં ત્રણ ચાર—શુક્રગુજારીનાં જશનો—**ખાસ કરીને** "જમશેદી નવરોઝ," "મેહેરગાન" અને "ફ્રવરદેગાન" નાં જશનો કરવાં.

(૭) જરથોસ્તી "ઇલ્મે ક્ષ્નૂમ" નું જ્ઞાન બહોળી રીતે ફેલાવવા માટે સર અવસરે મુંબઇમાં તેમજ પારસી જરથોસ્તીઓના વસવાતવાળા બહારગામોમાં જાહેર ભાષણો આપવાં.

(૮) જરથોસ્તી "ઇલ્મે ક્ષ્નૂમ" નું જ્ઞાન "ઇલ્મે ક્ષ્નૂમ સીરીઝ" રૂપે ચાલુ ચોપડીઓમાં છપાવવું, અને અમુક બાબદોનું જ્ઞાન ચોપાન્યાં તથા લીફલેટો મારફતે ફેલાવવું.

(૯) જરથોસ્તી "ઇલ્મે ક્ષ્નૂમ" નું જ્ઞાન લઇને અનેક બાબદોથી વાકેફ થયલા **જરથોશ્તી ઓલમાઓને**—"તાલેબે ઇલ્મ" યાને "જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમની તલબ કરનારાઓને"—જરથોસ્તી ધર્મની મોતેબરી સમજાવવા માટે જરથોસ્તી કુટુંબોમાં મોકલવા.

**૩. ઉસ્તાદ સાહેબ**—આ જરથોસ્તી "ઇલ્મે ક્ષ્નૂમ" ઇન્સ્તીત્યુતના કલાસોનું શિક્ષણ જરથોસ્તી સાહેબ દીલાંનટોળા તરફથી "ક્ષ્નૂમ" સંપાદન કરી આવેલા ઉસ્તાદ સાહેબ મી૦ બેહરામશાહ નવરોજી શરાફ તરફથી આપવામાં આવશે.

**૪. કલાસોનું ધોરણ**—આ જરથોસ્તી "ઇલ્મે ક્ષ્નૂમ" ઇન્સ્તીત્યુતના કલાસોનું ધોરણ ફકત મોંઢેથી દરેક બાબદો વિષેનું શિક્ષણ આપવાનુંજ રેહેશે, અને ઉસ્તાદ સાહેબ મી૦ બેહરામશાહની પરવાનગી વગર શિક્ષણની બાબદની નોંધ કોઇબી મેમ્બરથી કરી શકાશે નહી.

**૫. સવાલો અને લીફલેટો**—આ ઇન્સ્તીત્યુતના કલાસોમાં ચાલેલી બાબદો નહી સમજ પડે મેમ્બરો તે બાબે સવાલો પુછી શકશે, અને કલાસોમાં ચાલેલી અમુક બાબદો અવારનવાર ઘટતે પ્રસંગે લીફલેટ રૂપે ખાનગી વપરાસ માટે છપાવી મેમ્બરોને આપવામાં આવશે.

**૬. મેમ્બરશીપ અને રાજીનામું.**

(૧) આ ઇન્સ્તીત્યુતના કલાસમાં ૧૮ અને તેથી વધુ ઉમરના દરેક પારસી જરથોસ્તી ગૃહસ્થ મેમ્બર થઇ શકશે. આવી રીતે મેમ્બર થવા માટે "અરજીનો ફોર્મ" ભરી આપવો પડશે તથા દાખલ થવાની ફી રૂ૧ આપવો પડશે.

(૨) આ ઇન્સ્તીત્યુતના ખરચ તથા નીભાવ માટે દરેક મેમ્બર દીઠ દર મહીને રૂ૧ ની ફી લેવામાં આવશે, અને દરેક મહીનાની ફી તે મહીનાના પહેલાં અઠવાડીયામાં આપવી પડશે.

(૩) આ ઇન્સ્તીત્યુતના કલાસમાંથી કોઇબી મેમ્બર પોતાનું રાજીનામું આપી શકશે. આવી રીતે રાજીનામું આપવા માટે બરોબર એક મહીનો આગમજથી રાજીનામું આપવા માટેની અરજીનો ફોર્મ ભરી આપવો પડશે, અને જે મહીનામાં આ ફોર્મ ભરી મોકલ્યો હોય તે મહીના સુધાંની સઘળી ફી વસુલ થયલી હોવી જોઇશે, અને તોજ તે રાજીનામું આ ઇન્સ્તીત્યુતનો વહીવટ કરનારાઓ લેખીત રીતે સ્વીકારશે.

**૭. નાણાં વગેરેની ભેટો**—આ જરથોસ્તી "ઇલ્મે ક્ષ્નૂમ" ઇન્સ્તીત્યુતને નાણાં વગેરેની જે કંઇ સંગીન મદદ કરવામાં આવશે તે ભેટની પહોંચનો લેખીત સ્વીકાર આ ઇન્સ્તીત્યુતનો વહીવટ કરનારાઓ તરફથી કરવામાં આવશે. સરઅવસરે આ નાદર ઇન્સ્તીત્યુતને મદદ કરવા માટે જરથોસ્તી બાનુઓ તથા ગૃહસ્થોને માનપુર્વક અરજ કરવામાં આવે છે.

૮. આ ઇન્સ્તીત્યુતને લગતો પત્રવહેવાર તથા વધુ વીગતો માટે "ઇલ્મે ક્ષ્નૂમ" ઇન્સ્તીત્યુતનો વહીવટ કરનારાઓને સરનામે લખવું.

૯. ઉપલી નેમો તથા કાયદા કાનુનો ઉસ્તાદ સાહેબ મી૦ બેહેરામશાહ નવરોજી શરાફની પસંદગીથી રચવામાં આવ્યા છે, અને ભવિષ્યમાં જરવાન યાને વખત બદલાવા સાથે આ કાયદા કાનુનો તથા નેમો એવણ સાહેબની પસંદગીથી સુધારા વધારાને આધીન છે, અને ઉપલી સઘળી નેમો સંજોગો તથા વખતને આધીન અનુસાર ઉસ્તાદ સાહેબની મરજીને આધીન રહીનેજ અમલમાં મુકવામાં આવશે.

વધુ વિગતો માટે નીચલે સરનામે લખવું:—

**જરથોશ્તી ઈલ્મે ક્ષ્નૂમ ઈન્સ્તીત્યુતનો વહીવટ કરનારાઓ,**

જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુત ઓફીસ,

એરચશા બીલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ,

**મુંબઇ.**



# બસ્તેકુસ્તીઆન હમ-દીનોના લાભમાં!

## બીદાર થાઓ અને એકત્ર થઈને ક્રીયાકામોની જાળવણી કરો!

## શું તમારી અનુશેહ-રવાંન ક્રીયાઓ જળવાયલી જોવાની ઉમેદ છે?

તો સામેલ થાઓ,

# અનુશેહ-રવાંન ક્રીયાકામ-યોજનામાં,

કે જે યોજનાની સ્થાપના

## ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી

તરફથી ઈ. સ. ૧૯૧૫ માં કરવામાં આવી છે!

---

**મેહેરબાન હમ-દીનો!**

નીચલી બાબદ ધ્યાનથી અને ધીરજથી વાંચવાની તકલીફ લેશો, તો કંઇ તમારા પોતાનાજ હમેશના લાભનું તેમાંથી માલુમ પડશે. જો એ આખી બાબદ વાંચ્યા પછી તમારી ખાતરી થાય કે એમાં સંગીન લાભ તમારો પોતાનો હવે પછીની જીંદગીનો સમાયલો છે, તો તેનો લાભ લેઇ, બીજાઓનું ધ્યાન એ તરફ દોરવવા કદી ચુકતા ના.

આપણાં લોકો પોતાનાં બાળકને નવમું વર્ષ ઉગવાની બહુ આતુરતાથી રાહ જુએ છે, કારણકે એટલી ઉમરે તે બચ્ચું ખરી

જરથોસ્તી રાહરીતી અખત્યાર કરી નવજોતની ક્રીયામાંથી પસાર થઇ **"નવો જોતી"** જરથોસ્તી દીનની શરીયત મુજબ થાય છે. એજ મુજબ, આ સોસાયટી પણ ૧૯૧૫ માં પોતાની નવમી સાલગ્રેહ ઉગાડી, **"નવા જોતી"** ના તબક્કામાં પુર ઉત્સાહથી દાખલ થઇ ચુકી છે, અને જરથોસ્તી ફીરકા માટે વધુ અને વધુ કરી બતાવવાની આશાઓની ખુશ વધામણી આપે છે!

"નવા જોતી" તરીકેની પોતાની કારકીર્દીની શરૂઆતમાંજ આ સોસાયટીએ એક એવી ઉમદા અને પવિત્ર ફરજ પોતે માથે લીધી છે કે તે માટે જેટલું બોલ્યે એટલું થોડું છે. તે **"અનુશેહ-રવાંન મેમ્બરોની ક્રીયાકામ-યોજના"** નો એક કાયદો ઘડી આ યોજનાને ચાલુ કરવા બાબદ છે. આ યોજનાનો કાયદો આ સોસાયટીના કાયદાની લાઇનમાં કાબેલ મેમ્બર એરવદ ફીરોઝ શાપુરજી મસાની એમ. એ., એલ. એલ. બી. ને હાથે બહુ બારીકીથી ઘડાયો હતો, અને તા૦ ૨૮ મી માર્ચ ૧૯૧૫ ને દીવસે કાયદા તરીકે જેનરલ મીટીંગે પસાર કર્યો હતો, તથા ઉપર જણાવેલી બે અસાધારણ જેનરલ મીટીંગો બોલાવી, તેને કાયદાસર સરકારમાં રેજીસ્ટર કરવામાં આવ્યો હતો.

[એ યોજના મુજબ, પહેલે સાલ ૧૯૧૫ માં ચાર અનુશેહ-રવાંન જશનો થયાં હતાં, જેમાંનું પહેલવહેલું ખાનગી ઉઘરાણાંથી કરવામાં આવ્યું હતું.

આ યોજનાને અમલમાં આવવા પછીના એક વરસમાં યાને તા૦ ૮ મી એપ્રીલ ૧૯૧૬ સુધીમાં ૫૧ મેમ્બરો આ યોજનાની અંદર દાખલ થઇ ચુકયા હતા. તેટલા માટે, તા૦ ૮ મી એપ્રીલ ૧૯૧૬ થી આ યોજના હેઠળ બારે માસની ક્રીયાઓ ચાલુ કરવામાં આવી છે.]

હવે આપણે એ યોજના શું છે તથા તેની મહત્વતા તથા ફાયદાઓ શું છે તે ઉપર આવ્યે:—

હવે આ યોજના ઉપર આવ્યે તે આગમચ બે બોલ ક્રીયાકામની જરૂરયાત, અગત્યતા અને અસલ કીમ્મત બાબે પ્રસંગોપાત થઇ પડશે. આપણી જરથોસ્તી ક્રીયાકામો કેવી સરસ સાયન્ટીફીક અસરો ધરાવે છે તથા તે કેવી રીતે કરવી જોઇએ તે બાબેના ખુલાસાઓ **ક્રીયા-ગાહ**માં

અત્યારસુધીમાં અનેક ગમ અપાઇ ગયા છે. હાલમાં ક્રીયાકામોની જરૂરયાત બાબે, ઘણીક નહી વક્રી રાખી શકાય એવી દીશાએથી વટીક, શંકા દેખાડવામાં આવે છે, જે દુર કરવાની પહેલી જરૂર છે.

કયો ખરો બસ્તે-કુસ્તીઆંન બચ્ચો હાલ હૈયાત છે, જે પોતાનાં અંતઃકરણમાં એવી આરજુ અને ખાહેશ નહીં ધરાવતો હોય કે મરણ બાદની પોતીકી ઘટતી ક્રીયાઓ જરૂર થવા પામે? જીવતાં જીવત જેમ દરેકે દરેક જરથોસ્તીને દરેક તરીકત તથા નવજોત, બરસ્નુમ વીગેરે બીજી અનેક ક્રીયાઓની જરૂર છે, તેમ મરણ બાદ પણ દરેકે દરેક જરથોસ્તીને મરણ પછીની સઘળી ફરમાવેલી ક્રીયાઓની તેટલીજ જરૂર છે. આપણે અહીં ખોટી અજરથોસ્તી જીંદગી ગુજારતા હોઇએ તેથી કાંઇ ક્રીયાઓની મહત્વતા અને આવશ્યકતાને તોડી પાડવા કદીબી તૈયાર થવું ન જોઇએ. આપણી ક્રીયાકામ તો બુલંદમાં બુલંદ ચીજ છે,—કહોની કે તેઓ તો જરથોસ્તી ધર્મનો સૌથી અગત્યમાં અગત્યનો *(most essential & vital)* ભાગ છે,——**ક્રીયાકામો અને તરીકતો તો ખુદ જરથોસ્તી ધર્મ વહેવાર-રૂપ છે**——જેનો લાહવો પુરેપુરો ચાખવા નસીબવંત થવા માટે તેવીજ જરથોસ્તી ધર્મે ફરમાવેલી અશોઇ ભરી જીંદગી અને જરથોસ્તી રેહેણીકરણી અને આચારવિચાર દરેક બસ્તે-કુસ્તીઆંને રાખવાં જોઇએ, કારણકે જેટલી લાયકાત તેટલી કોઇબી ફળ ચાખવાની તાકાતનો કાયદો હરહમેશ સાથે સાથે કાર્ય કરે છે. ખરી જરથોસ્તી નેક જીંદગી, અને જરથોસ્વી ક્રીયાકામો તથા તરીકતોને અમલમાં મુકવાની દરેક બસ્તે-કુસ્તીઆંનની ફરજ,—આ બે ચીજોને એક પળ પણ નહીં છુટાં પાડી શકાય તેવી રીતનો નિકટમાં નિકટ સંબંધ છે, અને જેઓ સમજાવટમાં કે કાર્યમાં આ બન્નેને છુટાં પાડવાની કોશિશ કરે છે, તેઓ જરથોસ્તી ધર્મને બહુ ગંભીર હાની પોહોંચાડનારા છે. આ બહુજ ખેદકારક છે કે હાલમાં કેટલાંક વરસો થયાં આવી રીતની ઉલટી પાપી આપઘાતીક સમજણ પોતાની માની લીધેલી ફીલસુફીને આધારે અપાતી રહી છે. કેટલાક શખ્સો, નામે જરથોસ્તી થઇને, પાપી જીંદગી ગુજારે છે તેથી નેક રાહે ચાલવા

ઇચ્છનારાઓએ જરથોસ્તી ધર્મને તરછોડીને તેના વગર જીંદગી ગુજારવી જોઇએ એમ બોલવું જેટલું ખોટું અને ગુનાહભર્યું છે, તેટલુંજ આમ કહેવા નીકળવું પણ ખોટું અને ગુનાહભર્યું છે કે કેટલાક શખ્સો, પાપમાં જીંદગી ગાળવા છતાં, ક્રીયાકામ કરે છે અને કરાવે છે તેથી આપણામાંથી નેક રાહે ચાલવા ઇચ્છનારાઓએ બુલંદ ક્રીયા-કામોને તરછોડી કાઢી બીનઅગતની ગણી તે વગર જીંદગી ગુજારવી જોઇએ. જરથોસ્તી તરીકતો અને ક્રીયાકામો ખરાં જીગરથી અને સચ્ચાઇથી પાળવી એજ ખરી જરથોસ્તી નેક-રાહ, ભલી જીંદગી છે: જરથોસ્તી તરીકતો અને ક્રીયાકામોનેજ ખરેખરાં "**હુવર્શ્ત**" યાને 'નેક કામો' આપણા અવસ્તામાં કહેવામાં આવ્યાં છે, કે જેના વાજબી અમલથી આપણે "**હુમત**" ની બુલંદ ટોંચ ઉપર આખરે પુગી શકીશું! જેબી પારસીઓથી થતી નેક-જીંદગીની કોશેશો અને સંસ્થાઓ આ જરથોસ્તી તરીકત અને ક્રીયાકામના પાયા વગર ખાલી પોતીકી કોઇક માની લીધેલી ફીલસુફી (individual philosophy) કે નીતી-શાસ્ત્ર (Ethical code) ઉપર કામ કરવા જશે તેઓ રેતીના પાયા ઉપર પોતાની ઇમારત ઉભી કરશે.

આપણે તો ત્યારે બન્નેની સાથે સાથેજ હીમાયત કરવી જોઇએ, યાને જરથોસ્તી તરીકત અને ક્રીયાકામની મારફતેજ અશોઇ ભરી જીંદગી મેળવાય છે; તે વગર અશોઇ હોઇ શકેજ નહીં. જે બસ્તે-કુસ્તીઆંન પોતે જરથોસ્તી જીંદગી ગુજારતો હોશે તેજ તરીકત અને ક્રીયાકામ સદા પાળતો રેહેશે: જે બસ્તે-કુસ્તીઆંન તરીકત અને ક્રીયાકામ ખરાં દીલથી પાળશે તેજ નેક-રાહી જરથોસ્તી બનતો રેહેશે. જેમ 'ડીસીપ્લીન' વગર લશ્કરી જીંદગી હોતી નથી તેમ "તરીકત અને ક્રીયાકામ" વગર જરથોસ્તી અશોઇ ભરી જીંદગી હસ્તી ભોગવતી નથી. જે પ્રમાણે અહીં ખાકી જીંદગી નીભાવવા માટે અંદરના અવયવોની નિયમીત ક્રીયાઓ (processes & functions) તદન અવશ્યની છે, તેજ પ્રમાણે ખરી જરથોસ્તી જીંદગી નીભાવવા માટે તરીકતો અને ક્રીયાકામોનાં નિયમીત કાર્ય (functions) તથા અમલ (processes) પણ તેટલાંજ અવશ્યનાં છે.

**હવે, ત્યારે સવાલ ઉઠે છે કે હાલના પડતા જમાનામાં મરણ બાદની ઘટતી ક્રીયાઓના જાળવણી તથા જોગવાઈ શી રીતે થઈ શકે?** આ સવાલનો જવાબ આ સોસાયટીએ ઉભી કીધેલી "**અનુશેહ-રવાન મેમ્બરોની ક્રીયાકામ-યોજના**" ઘણો સંતોષકારક રીતે **પુરો પાડે છે.**

આ "**મરણ પછીની ક્રીયાકામ-યોજના**", આજનો ઢંગઢડા વગરનો જમાનો જોતાં, હાલને તબક્કે કેટલી બધી ફાયદેમંદ અને જરૂરની છે તે જુઓ. એ સંબંધમાં આપણે એક વહેવારૂ જીવતો જાગતો દાખલો લઈશું, તો આપણે બરોબર સમજી શકીશું. આપણાં "**ગુજરેલાં વહાલાંઓને અવલમંજલ પોહોંચાડવાનું ફન્ડ**", તે બખ્તાવર વિરલા, કોમના સાચ્ચા સપુત, નેક નામદાર સર જમશેદજી જીજીભાઈ પહેલા બારોનેટના તેવાજ લાયકીવાળા બેટા ઑ० શેઠ રૂસ્તમજીએ પોતાની મહાન દુર-અંદેશીથી સ્થાપી, આપણને જે હદ વગરના ઉપકારમાં ગરકાવ કર્યાં છે તેનાથી આજે કોણ અજાણ્યું છે? એ ફન્ડની હસ્તી વગર આજના સ્વાર્થી, દીન ડુબાઉ, ધર્મ-ભાંજફોડના જમાનામાં આપણાં વહાલાં ગુજરેલાંઓને ઠેકાણે પાડવાની કેવી કેવી કમકમાટ ભરી રૂઢીઓ કેદાહારની દાખલ થઈ ગઈ હતે તેનો ફક્ત ખ્યાલ કરતાંજ આપણને રગેરગમાં કંપારી છુટે છે! આજે આપણે તાત્કાળીક ઉત્તમ પ્રકારની મદદ નસાખાનાંઓ મારફતે મેળવી શકયે છીએ તેવી તે વખતે મળતે નહીં; ગમે એટલું દામ આપવા છતાંબી આપણે મોતની વખતે બેવડાં રંજીદા થતે, કારણકે માણસો મોંહ-ભાગ્યું દામ માંગતે, અને તે છતાં મનમાનતું કામ કરનારાઓ મળવા મુશ્કેલ થઈ પડતે. તેવી વખતે, ખુદા-ન-ખાસ્તે આપણને હાથે જાતે કામ કરવું પડતે કે કેમ, યા તો પરકોમી જુદ્દીનોનો આશરો શોધવો પડતે કે કેમ, દખ્માઓની જગ્યા નેહસ્ત વિલાયતી મસાણકાંઠા (પેલા કોમના "હેતના કટકાઓ" ની ભાષામાં "ક્રીમેટોરીયમો!") એ લીધી હતે કે કેમ,—— આવા આવા અનેક વિચારોથી આપણા હાડેહાડ ધ્રુજે છે! આફરીન હોજો તે નામવર શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈને, કે તેવણે આવું "અવલમંજલ પોહોંચાડવાનું ફન્ડ" ઘણીજ નેક નૈયતથી અને પાકટ દુરઅંદેશ બુદ્ધિથી સ્થાપી, આપણ જીવતાંઓને આવા પાપી ધડકધુજારામાંથી દુર કીધાં, એટલુંજ નહીં, પણ આપણાં ગુજરેલાં વહાલાંઓનાં ખરાં દીલના આશીશો પણ તેવણ ચાલુ મેળવવાનું પુન હાંસલ કરતા રહ્યા છે!

એવાજ કોઈ નિયમે, યાને સમસ્ત અનજુમનને નામે (on co-operative system), જો એવણ યા બીજા કોઈ શેઠ "**ગુજરેલાંઓની ક્રીયાકામ કરવાનું ફન્ડ**" અલાહેદું સ્થાપી, તે મારફતે ચોક્સ સારા નેમી આપેલા પગારે નેક નૈયતના અશોઈની લાયકાતવાળા મોબેદોની ફોજ રાખી, તેઓને જ્યાં જ્યાં રવાંન થયાં હોય ત્યાં ત્યાં સઘળી

મરણ પછીના ચાર દીવસો તથા ત્યારપછીની તમામ ક્રીયાઓ તે કુટુંબ-માં કરવા મોકલાવી આપવાની શુભ ગોઠવણ કરી ગયા હોતે (જેના બદલામાં તે ગુજરેલાંનાં કુટુંબીઓ ક્રીયાઓનાં પ્રમાણ મુજબ ચહડ ઉતર ચોકસ ઠરાવેલું સારૂં જેવું **લવાજમ** દર તીરથ દીઠ તે ફન્ડમાં ચાલુ ફરજ્યાત ભરતે, જે મીસાલ કે હાલમાં "અવલમંજલ પોહોંચાડવાનાં ફન્ડ"માં એક દીવસને માટે ચોકસ ફી લેવામાં આવે છે તેમ), તો તેનાં જેવું બીજું એકે પુનનું કામ નહીં થયું હોતે! આવી કોઇક રૂઢીથી ગરીબ તેમજ તવંગર બન્નેની મરણ પછીની ક્રીયાઓ વાજબી થવા પામતે. એ બાબે હજીબી કાંઇ મોડું થયું નથી. જો જરથોસ્તી ક્રીયાકામ અને ધર્મ ઉપર પુર આસ્થા ધરાવનારા કોમની રાહબરી કરનારા શખ્સો ક્રીયાઓનું જ્ઞાન લઇને એવું કોઇક ખાતું સમસ્ત અનજુમનને નામે બરપા કરે, તો ભવીષના ચીંતાતુર મામલાને ખરેખર અટકાવી શકશે, અને સાથે સાથે મોબેદ-વર્ગને ઉંચી પાયરીએ મુકી શકશે.

આવાં કોઇક કોમી ખાતાંની ગેરહાજરીમાં, આ સોસાયટીએ બહાર પાડેલી "ક્રીયાકામ-યોજના" હાલને બારીક સમયે બહુ રાહત આપનારી અને આવકારદાયક થઇ પડે છે. હાલમાં જ્યારે ક્રીયાકામો બાબે અનેક રીતની ફરયાદો રજુ થાય છે, અને ગમે એટલા પૈસા ખરચવા છતાં ખરો સંતોષ મળી કે મેળવી શકાતો નથી, તેવા અયામમાં આ સોસાયટીએ યોજેલી ઉપલી યોજના ગરીબ મધ્યમ કે તવંગર સ્થીતીના સર્વે મેમ્બરોને કેટલી બધી આશીશદાયક એક સરખી રીતે થઇ પડશે તેનો ખ્યાલ પણ આપણને આવી શકતો નથી. **અલબત્તાં, આ સોસાયટીની યોજનાની પોતીકી હદ છે, અને તે પોતાની હદની અંદરજ રહીને કામ કરી શકશે;** પણ જેટલુંબી કામ હદમાં રહીને પક્કે પાયે થાય તો તે આજના વિચીત્ર જમાના ને રીતી મુજબ ઘણુંજ ગનીમત સમજવું જોઇએ.

**સોસાયટીની "અનુશેહ-રવાંન મેમ્બરોની ક્રીયાકામ-યોજના," ત્યારે, કેવી રીતની છે, અને કેટલી હદ સુધી કામ કરશે, તેની સમજણ હવે તમને આપીશ:—**

(૧) આ સોસાયટીના બધા મેમ્બરો—પછી ત્રણમાંથી ગમે તે વર્ગના* હોય—તેઓનેજ માટે આ યોજના અમલમાં આવશે; સોસાયટીની

* ૧૮ વરસની ઉપરનાં કોઈબી હમદીન બાનુ યા ગૃહસ્થ આ સોસાયટીની નેમો સાથ દીલસોઝી ધરાવનાર સોસાયટીમાં મેમ્બર થઈ શકશે. ફી માસીક ફકત આઠ આના; દાખલ થવાની ફી રૂ. ૧. કાયદાકાનુનની નકલ નવા મેમ્બર થવા ઈચ્છનારને, અરજ કરવે, પુરી પાડવામાં આવશે.

બહારનાં બીજાં કોઇનેબી માટે તે કામ કરી શકશે નહીં, કારણકે જેમ એક કુટુંબ પોતાનાં વ્હાલાંઓ માટેજ અરસપરસ દીલ ધરાવે છે અને ગમે તે ભોગ આપવા બહાર પડે છે, તેમ આ સોસાયટી પણ હમ-મીઝ અને હમ-શરીકીને કાયદે રચાયલું એક મહાન કુટુંબ છે, કે જે પોતાના સ્વીકારાયલા મેમ્બરો માટેજ અરસપરસ દીલ ધરાવી અને બતાવી શકે કારણકે **સઘળા મેમ્બરોથીજ સોસાયટીનું પોતાનું જીવતર છે—મેમ્બરોથીજ ખુદ સોસાયટીની હૈયાતી છે.** આ યોજનામાં સામેલ થનાર મેમ્બર તો એથીબી ઘાડી મેમ્બરશીપ ભોગવશે. બીજી અનેક સોસાયટીઓમાં ઘણું તો "લાઇફ-મેમ્બરશીપ" (Life-membership) યાને "ચોક્કસ સામટી ફી આપીને જીંદગી પર્યંતની મેમ્બરશીપ" નો કાયદો નજરે પડશે, પણ અહીં તો કાંઇબી ઉપરના જેવા ખાસ કાયદાની હસ્તી વગર ખરેખરી "લાઇફ એન્ડ બીયોંન્ડ મેમ્બરશીપ" (Life & Beyond Membership) યાને "જીંદગી પર્યંતની તો શું પણ મરણનીબી પેલીમેરની મેમ્બરશીપ" કાયમને માટે આ યોજનાના પ્રતાપે ભોગવી શકાશે.

(૨) ફકત સોસાયટીના તેજ મેમ્બરોનાં નામ ગુજરવા બાદ આફ્રીન્ગાંન વીગેરે નીચે જણાવેલી ક્રીયાઓમાં લેવાશે, કે જેઓએ **જીવતાં જીવત** પોતે હાથે જાતે રૂ.૧૦૧ ની રકમ સોસાયટીને સપુરદ કરી હશે. [**અપવાદ:** આ યોજનાનો **કાયદો ઘડાયા અગાઉ** યાને તા૦ ૨૮ મી માર્ચ ૧૯૧૫ ની આગમચ સોસાયટીના જે નવ મેમ્બરો ગુજરી ગયા છે, તેઓનેજ માટે ફકત તેઓનાં કુટુંબીઓ કે મીત્રો રૂ.૧૦૧ ભરીને હજીબી ગોઠવણ કરી શકશે. અત્યાર સુધીમાં આ નવમાંનાં પાંચ નામો આવી રીતે દાખલ થઇ ગયાં છે. આ અપવાદ ઇન્સાફ્યતથી દુર છે, છતાં કાયદામાં તે માટે છુટ બક્ષવામાં આવી છે.] પણ કાયદો ઘડાયા પછી યાને તા૦ ૨૮ મી માર્ચ ૧૯૧૫ પછીથી જે મેમ્બરો નાણાં ભર્યા વગર ગુજર પામે તેઓને માટે તેઓનાં લાગતાંવળગતાંઓની ગમે તેવી ખાહેશ છતાં યા મરનારનાં વસીયતનામાંમાં ફરમાવ્યા છતાં કાંઇબી કરી શકાશે નહી, કારણ કે પહેલું તો આવી રીતથી યોજના કદીબી હસ્તીમાં આવી ધરખમ પાયે પુગી શકે નહી, અને બીજું સૌથી અગત્યનું કારણ તો એ છે કે જીવતાંજીવત નાણું હાથે આપ્યાથી એવાં "રાદી" કામ બાબેના બાંધેલા વિચારો ગુજરનાર પોતીકી સાથે લઇ જાય છે, જે ક્રીયાકામની પુરેપુરી અસર પામવામાં પહેલી અગત્યની બીના થઇ પડે છે, કારણ કે આફ્રીન્ગાંન, બાજ તથા ફરોખ્શી

**"અઈપીની ક્રીયાઓ"** ના વર્ગમાં આવે છે, યાને કે આવી બધી ક્રીયાઓ ગુજરનારનાં કુટુંબ યા તેનાં ઘણાંજ થોડાં—દાખલા તરીકે આ સોસાયટી જેવાં મીત્ર-મંડળનાં સરકલમાં થાય તોજ તે ક્રીયાઓ સંપુર્ણ રીતે અસરકારક થઇ શકે, અને "અઇપી" ની બહાર આવી "અઇપીની ક્રીયાઓ" થાય તો તે ઘણે ભાગે નિર્થક જાય છે. દરેક શખ્સ અહીં જીંદગી દરમ્યાન જે બધા વિચાર, ઇચ્છા-વાસ્ના, લાગણી, વાચા, કાર્ય વીગેરેથી પોતાની આસપાસ ઓરેહની મજબુત વાતાવરણ ઉભી કરે છે તેને **"અઈપી"** કહે છે. જે કુટુંબમાં રાત દહાડો આપણે વસ્યે છીએ અને તેઓ સાથે તોખમ (યાને બુન), ઓદાન (યાને ગર્ભસ્થાનીક રસ), લોહી, વાસ્ના (યાને સહવાસ) વીગેરેથી જે સંબંધમાં આવ્યે છીએ અને રાત દહાડો કુટુંબને લગતા વિચારોમાં મશ્ગુલ રહીએ છીએ, તેમજ જે આપણાં મીત્ર-મંડળમાં ઘણીજ થોડી સગાઇના જેવો સંબંધ આપણી લાગણીઓથી પાડયે છીએ અને વિચાર આચારે એક થઇ સાથે મળીને કાર્ય કરીએ છીએ, તે બન્નેથી આપણી "અઇપી" બંધાય છે. મરણ બાદ, આવી "અઇપી" જ કુદરતી ખાસ્તર (યાને મેગ્નેટીઝમ) ને કાયદે ગુજરનારનાં ભાનને તેનાં જીંદગી દરમ્યાન ઉત્પન્ન કરેલાં અઇપીનાં સરકલ તરફજ સદા ખેંચાયલું રાખે છે. આ કાયદો સમજીનેજ પેગામ્બર સાહેબે બધી "અઇપીની ક્રીયાઓ" રચીને આપણને દરેકને પોતપોતાને લગતી "અઇપી" માંજ કરાવવાની ખાસ તાકીદ કરી છે.

અહીં નોંધવું ઠીક થઇ પડશે કે આ **"અઈપી"** શબ્દ અવસ્તા છે, અને મેહેર ન્યાયશ તથા મેહેર યશ્તમાં ભણાતાં વાકય **"મીથ્રેમ અઈપી-દખ્યૂમ યઝમઈદે"** યાને કે "મેહેરના (સાત દખ્યુ એટલે વિભાગોમાંના) એક દખ્યુ જે **"અઈપી"** ને નામે ઓળખાય છે તેની સાથે હમો એકતાન થઇએ છીએ," એ વાકયમાં આ **"અઈપી"** શબ્દ આવે છે.

આ સોસાયટી જે **ફ્રશો-ગર્દ**ની મહાન છેવટની નેમ માટે કાર્ય કરી રહી છે, તેનાં એકેએક મેમ્બરો દાખલ થતી વખતે તે નેમ સાથે હમ-સુઝ થવાનું વચન આપીને, મીથ્ર યાને વિચારને કાયદે કુટુંબ કરતાં પણ એક સરસ સરકલ બનીને સાથે મળીને દરેક કાર્ય જરથોસ્તી લાઇને કરી રહ્યા છે, તેથી કરીને સોસાયટીની એક સામટી "અઇપી" બંધાય છે, કે જે અઇપીમાં જીવતાં જીવત રૂપીઆ ભરીને દાખલ થવાથી તે મેમ્બરના સોસાયટી તરફનાં ખેંચાણના વિચારો પુખ્ત થવા પામે છે,

જેથીજ તેને માટેની સોસાયટી તરફથી કીધેલી અધપીની ક્રીયાઓ તેને પુગી શકે છે. વળી આ અધપીનો કાયદો ધ્યાનમાં રાખીનેજ, યાને સોસાયટીની બહારનાંઓ એટલે તેની અધપીમાં જીવતાં જીવત નહીં સામેલ થયલાંઓને માટે સોસાયટીની ક્રીયાઓ કારગત થઇ પડતી નથી તેથીજ, જે ગુજરેલાં-ઓ સોસાયટીનાં મેમ્બર નહીં થયાં હોય તેઓને આ યોજનામાં દાખલ નહીં કરવાનો કાયદો આ સોસાયટીએ બાંધ્યો છે.

ત્યારે, ઉપલા બે ખુલાસાઓ (નં૦ ૧ અને નં૦ ૨) ખુલ્લી રીતે બતાવે છે કે ક્રીયાઓ વાજબી અસલ જરથોસ્તી લાઇને કરવાની નેમથીજ, અને નહીં કે ખાલી મોટું ફન્ડ ભેગું કરવાના ઇરાદાથી, સોસાયટીએ આ યોજના કાઢી છે. જો મોટું ફન્ડ ભેગું કરવાની નેમ હતે, તો સોસાયટી આ યોજનાના દરવાજા દરેકે દરેક ગુજરેલાં અશો ફરોહર——પછી તેઓ સોસાયટીમાં મેમ્બર હોય યા નહીં હોય તેમજ મેમ્બર છતાં જીવતાંજીવત નાણું નહીં ભર્યું હોય તેવાં બધાં——માટે ખુલ્લા મુકતે. પણ નહીં, સોસાયટીને ખાલી મોટાં ફન્ડો ધરાવવાના અભખરા કરતાં જરથોસ્તી દએનનાં અસલ ફરમાન મુજબ ક્રીયાકામ કરાવવાનું કામ વધારે વ્હાલું છે, અને જેમ ગમે તેમ ક્રીયાઓ કરીને ધર્મને ભોગે જંગી ફન્ડ ઉભું કરવાનું તદન નામુનાસેબ તે ગણે છે.

વળી, આ તો દેખાઇતુંજ છે કે આવી રીતથી યાને સોસાયટીના બધા મેમ્બરોજ યોજનામાં જોડાઇ શકે તે કાયદાથી સોસાયટીની પાયદારી તથા લાંબી હેયાતીની અચુક ગૅરન્ટી કુદરતી રીતે ઉભી થાય છે. યોજનામાં સામેલ થવા ઇચ્છનાર દરેક જણને સોસાયટીમાં સામેલ થવાની કાયદામાં ફરજ હોવાથી, કુદરતીજ સોસાયટી પોતે વધતી રહે છે, જેથી કરીને વળી આ યોજનાની કાયમી તેમજ પાયદારીમાં પણ વધારો સાથે સાથે થવા પામે છે.

(૩) જે મેમ્બરો નાણાં ભર્યાં પછી છેવટ સુધી સોસાયટીમાં મેમ્બર રહીને ગુજર્યાં હોશે તેઓનેજ માટે આ યોજના હેઠળ ક્રીયાઓ કરવામાં આવશે. આ ઘણું અગત્યનું છે કે દરેક નાણાં ભરનાર મેમ્બર સોસાયટી અને તેનાં કાર્ય માટે અખંડ મોહબત અને માન પોતાની અંતની ઘડી સુધી ધરાવતો હોવો જોઇએ. એક નાણાં ભરનાર મેમ્બરની પાછળથી નાણાં સંબંધી ગમે તેવી સાંકડી હાલત થાય, છતાં તેને તેટલા ખાતર સોસાયટીમાંથી રાજીનામું આપવાની ખાસ જરૂર નથી, કારણ કે સોસાયટીનો એક કાયદો આ છે કે ઠરવેલી માસીક આઠ આનાની ફી કરતાં ગમે તેટલી ઓછી ફીએ એક ગરીબ પણ દીલસોજ મેમ્બરને તેની તેવી અરજી

ઉપરથી દાખલ કરવાને યા કાયમ રાખવાને મેનેજીંગ કમીટીને પુર મુનસફી બક્ષવામાં આવી છે. આ સોસાયટીનો કાયદો કેટલો બધો ઉદાર છે કે એક મેમ્બરની લાયકાતની પરીક્ષા તે કેટલા પૈસા ફી તરીકે ભરે છે તેની ઉપરથી નહીં, પણ સોસાયટી માટે કેટલી દીલસોઝી ધરાવે છે તેની ઉપરથી તે કરે છે. જો એક નાણાં ભરનારની દીલસોઝી સોસાયટીપરથી ઉતરી જાય તો આ યોજનાનો લાભ ખોહી દેવા માટે તેજ પોતે જવાબદાર ઠરે છે: સોસાયટી કાંઇ તેને વગર કારણે તેના વાંક વગર નીકળી જવા કહેતી નથી.

(૪) રૂ.૧૦૧ ની જેટલીબી રકમો એકઠી થાય તે ફન્ડરૂપે અનામત રાખી, તેનાં ફક્ત વ્યાજમાંથી નીચે નં૦ ૫ માં જણાવેલી બધી ક્રીયાઓ દર માસે તેના નેમેલા દીવસો ઉપર કરવામાં આવશે.

ફન્ડનો વહીવટ કેવી રીતે થશે તે બાબે આગલ ચાલતાં નં૦ ૧૦ માં ખુલાસો આપવામાં આવ્યો છે.

(૫) વધતામાં વધતી ક્રીયાઓ, જે આ યોજના હેઠળ જોઇતું વ્યાજ ઉપજાવે, હાલમાં દર મહીને કરવા ધારી છે, તેનો ક્રમ નીચે મુજબ રહેશે:

(ક) દર જરથોસ્તી મહીનાનો કુદરતમાં મુબારક **ફરોખ** દીવસ ઠેરવવામાં આવશે, જે દીવસે સઘળાં ગુજરેલાં નાણાં ભરનારાઓ માટે સામટું એક સંપુર્ણ નવ કરદાનું **અનુશેહ-રવાંન આફ્રીનગાંન** થશે; તથા

(ખ) તેની સાથની નવેનવ **બાજ**; તથા

(ગ) સામટી એક **ફરોખશી**, અને તે વખતે

(ઘ) સંપુર્ણ **ખુબ સાથની એક અરદા-ફ્રવષની યજશ્ને** દરેક રવાંન માટે છુટી વારાફરતી કરવામાં આવશે. જરથોસ્તી દએનના અસલ કાયદા મુજબ યજશ્ને "હમા અનજુમન" ને નામે કદી થઇ શકતી નહીં હોવાથી એવું ઠરાવવામાં આવ્યું છે કે દરેક આ યોજનામાં દાખલ થનાર એકેએક મેમ્બરની મરણ બાદ વરસમાં એકવાર ઓછામાં ઓછી યજશ્ને તેને નામની કરાવવી, એટલે કે જો ગુજરેલાં મેમ્બરોની સંખ્યા ૧૨ થી વધુની થશે, તો દર મહીને એક કરતાં વધુ યજશ્ને તે સંખ્યા મુજબ ઠેરવવામાં આવશે, જેથી આ યોજનામાં જોડાયલા એકેએક મેમ્બરની વરસમાં એકવાર યજશ્ને થવા પામશે. વળી યજશ્નેમાં ફરમાયશ્ને તરીકે પણ એકજ શખ્સનું નામ દેવાનો કાયદો હોવાથી, સોસાયટીના પ્રતીનીધી સરખા આ યોજનામાં પેશ ભાગ લેનારનું નામ દેવામાં આવશે.

“ સુખ તેને, જેનાથી સુખ કોઇનેખી!”—ઉસ્તવદ ગાથા.

# ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી.

(સ્થપાઇ, જાનેવારી, ૧૯૦૭.)

[૧૮૬૦ ના ૨૧ માં ઍક્ટ મુજબ સરકારમાં રેજીસ્ટર્ડ થઇ, માર્ચ ૧૯૧૧.]

## ઉપલી સોસાયટીનો

## અનુશેહ-રવાંન મેમ્બરોની ક્રીયાકામ—યોજના:

[કાયદો ઘડાયો માર્ચ ૧૯૧૫.]

### તેની ટુંક શરતો, તે મુજબ થતી ક્રીયાઓ તથા તેઓના ઠેરવેલા દીવસોનો કોઠો:

**ક્રીયાકામ-યોજનાની શરતોનો ટુંક સાર.**

**(૧)** ફક્ત સોસાયટીના કોઇબી વર્ગના મેમ્બરોજ આ યોજનામાં દાખલ થઇ શકશે; બહારનાંઓ મુદલ નહીં.

**(૨)** એ યોજનાનો લાભ લેવા માટે દરેક દાખલ થનારે **રૂ. ૧૦૧ ની** રકમ એ યોજનાનાં ફન્ડમાં પોતે હાથે જાતે જીવતાં જીવત ભરેલી હોવી જોઇએ. હૈયાતી બાદ સગાંવ્હાલાંઓ તરફથી કે વીલમાં ફરમાવેલી રકમ મુદલ કબુલ કરવામાં આવશે નહીં.

**(૩)** કાયદા મુજબ રૂ. ૧૦૧ ની રકમ એક્કી વખતે આખી ભરવી જોઇશે; પણ એક ખાનગી ગોઠવણ મુજબ હફતે હફતેની નાની રકમો પણ એકઠી કરવામાં આવે છે.

**(૪)** એ યોજનાનો લાભ લેવા માટે, દરેક રૂ. ૧૦૧ ભરનાર છેલ્લે સુધી સોસાયટીનો મેમ્બર હોવો જોઇએ, અને સોસાયટી તેને તેના ગમે તેવા પડતા વખતમાં, મેમ્બર તરીકે નીભાવવા તૈયાર છે.

(૫) આ બધી રૂ. ૧૦૧ ની રકમો અનામત રાખી, તેનાં વ્યાજમાંથી દર મહીને નીચે મુજબ ક્રીયાઓ ચાલુ થાય છે:

**દર મહીને થતી ક્રીયાઓ:**

(૧) **અરદાફ્રવશની** યજશ્ને (સંપુર્ણ ખુબ સાથે).

(૨) **બાજ નવ** (આફ્રીનગાંનના નવ કરદા મુજબ).

(૩) **અનુશેહ-રવાંન આફ્રીનગાંન** (સંપુર્ણ નવ કરદાનું નીચે મુજબ).

(૪) **ફરોખશી.**

**ક્રીયાઓ કરવાનું મકાન:**

મુંબઇની કોટની શેઠ બનાજીની દરેમેહેર.

**આફ્રીનગાંન તથા ફરોખશી શરૂ થવાનો વખત:**

સહવારના મું. ટા. ૭॥ વાગે.

**એપ્રીલ ૧૯૧૯ થી માર્ચ ૧૯૨૦ સુધી દર મહીનાના મુકરર કીધેલા ક્રીયાઓના દીવસો:**

[**નોંધ:** દર ચાર ચાર વરસે આવો નવો કોઠો બહાર પાડવામાં આવશે.]

| **અનુક્રમ નંબર.** | **ઈંગ્રેજી:** **તારીખ** | **મહીનો** | **શેહેનશાહી:** **રોજ** | **માહ** |
|---|---|---|---|---|
| ૧. | ૮ મી | એપ્રીલ | ૩૦ મો | ૭ મો |
| ૨. | ૮ મી | મે | ૩૦ મો | ૮ મો |
| ૩. | ૭ મી | જુન | ૩૦ મો | ૯ મો |
| ૪. | ૭ મી | જુલાઈ | ૩૦ મો | ૧૦ મો |
| ૫. | ૬ ઠી | ઑગસ્ટ | ૩૦ મો | ૧૧ મો |
| ૬. | ૫ મી | સપ્ટેમ્બર | ૩૦ મો | ૧૨ મો |
| ૭. | ૫ મી | અક્ટોબર | ૨૫ મો | ૧ લો |
| ૮. | ૪ થી | નવેમ્બર | ૨૫ મો | ૨ જો |
| ૯. | ૪ થી | ડીસેમ્બર | ૨૫ મો | ૩ જો |
| ૧૦. | ૩ જી | જાનેવારી | ૨૫ મો | ૪ થો |
| ૧૧. | ૨ જી | ફેબ્રુઆરી | ૨૫ મો | ૫ મો |
| ૧૨. | ૪ થી* | માર્ચ. | ૨૫ મો* | ૬ ઠો |

**અનુશેહ-રવાંન આફ્રીનગાંનના નવ કરદાઓની ટીપ:**

(“ તાઓ અહી નમાને” સાથે.)

દર કરદા વખતે
સંપુર્ણ પાજંદ એબ્તદા યાને દીબાચો.

**નવ કરદાઓનાં નામ:**

(ક) દાદાર અહુરમઝદ (જીરમના સાહેબ).
(ખ) કબીસાના સાહેબ. †
(ગ) સાલના સાહેબ. ‡
(ઘ) માહ (જે બર-વક્તનો હોય તે).
(ચ) રોજ (જે બર-વક્તનો હોય તે).
(છ) અરદાફ્રવશ (ખાસ).
(જ) અરદાફ્રવશ.
(ઝ) દહમ.
(ટ) સરોશ.

ત્રણ આફ્રગાનો; છેડના ૨૧ યથા, ૧૨ અષેમથી કેરફેહ મોજદ તુલીકનો ભાગ.

† જરથોશ્તી ઈલમે ફ્નુમ મુજબ કબીસાના સાહેબ દર ચાર વરસે ચોકસ ગણત્રીથી શોધી કાઢી શકાય છે. હાલમાં તેશ્તર તીર છે.

‡ સાલના સાહેબ દર વરસે ચોકસ ગણત્રીથી શોધી કાઢી શકાય છે. ૧૯૧૭ ના જમશેદી નવરોઝ સુધી બેહેરામ યઝદ છે.

* [**નોંધ:** ફક્ત ઇ૦ સ૦ ૧૯૨૦ માં ૩ જી માર્ચ અને ૨૬ મો રોજ ગણવો.]

કોઇબી શખ્સ ઉપર જણાવેલા દીવસે અને વખતે તથા મુકામે આવીને ક્રીયાઓમાં હાજર થઇ શકશે, અને ક્રીયાઓ બાબે જાતી ખાતરી કરી શકશે. આ યોજનામાં દાખલ થયલાં સર્વે બાનુ તેમજ ગૃહસ્થ મેમ્બરો ક્રીયાકામ વખતે થોડોક વખત પણ હાજરી આપવાની પોતાની ગંભીર ફરજ વિચારશે. ગુજરેલાં અનુશેહ-રવાંન મેમ્બરોનાં સગાંવ્હાલાંઓને તેમજ દોસ્તઆસ્નાવોને હાજર રહેવાની ખાસ એલતેમાસ કરવામાં આવે છે.

આવી રીતની ક્રીયા,—કે આફ્રીનગાંન, બાજ, તથા ફરોક્ષીમાં દર મહીને દરેક અનુશેહ-રવાંન નાણું ભરનાર મેમ્બરનું નામ દેવાયા ઉપરાંત, તેને માટે ખાસ વરસમાં ઓછામાં ઓછી એકવાર ખુબ સાથની અરદા-ફ્રવષની યજશ્નેે—આવી ક્રીયાઓ નાણાંની આવી નજીવી રકમ—૨૧૦૧—અને તેખી ફકત તેનાં વ્યાજમાંથી દર વરસે ચાલુ કરાવવાનો કાયદો કેઠેપણ બહાર બીજાં મંડળોમાં જોવામાં આવશે નહી.

વખત જતાં, યાને મેમ્બરો જબરી મોટી સંખ્યામાં આ યોજનામાં દાખલ થવે, ઉપલી દર મહીનેની ચાલુ ક્રીયાઓ વરસો વરસ થવા ઉપરાંત, બીજો સૌથી શુભ વધારો કરવામાં આવે, જે માટે હાલમાં બોલવું નામુનાસેબ છે, કારણકે 'બોલવું તો કરવું' એવો નિયમ આ સોસાયટીએ રાખેલો છે. દરેક મેમ્બરની ફરજ છે કે તેણે બનતી ઉતાવળે આ યોજનામાં જોડાઇ, આ યોજનાને પુર બહારમાં તે માંગે છે તેટલી હદ સુધી કામ કરતી બનાવવામાં મદદ કરવી.

(૬) દર મહીનેની આ ક્રીયાઓ કરવાના જે દીવસો **એપ્રીલ ૧૯૧૯ થી માર્ચ ૧૯૨૦** સુધીના મુકરર કરવામાં આવ્યા છે, તે **દીવસોનો કોઠો** આ યોજનાના ટુંક સાર સહીત આ સાથે સામે જોડવામાં આવ્યો છે, જે ઉપરથી કોઇબી શખ્સ તે નેમેલે દીવસે ને નેમેલે કલાકે તેમાં હાલમાં નેમેલી દરેમેહેરનાં મકાનમાં પધારવાની તસ્દી લેશે, તો આ યોજના હેઠળ અનુશેહ-રવાંન ક્રીયાઓ ત્યાં નિયમીત થતી તેના જોવામાં આવશે. વળી આ **કોઠા**ની સુંદર જાડા કાડ-બોર્ડ ઉપર ઉતારેલી એક નકલ આ યોજનામાં દાખલ થયલા દરેક મેમ્બરને ખાસ પુગાડવામાં આવે છે, જે સબીની માફક ફ્રેમમાં જડાવીને ટાંગી રાખ્યાથી એક **કેલેન્ડર** મીસાલ ચાલુ યાદી તરીકે બહુ કામ લાગશે.

(૭) જે મેમ્બરો નાણાં ભર્યાં પછી છેવટ સુધી સોસાયટીમાં રહીને ગુજરયાં હોશે તેઓનાંજ નામો ક્રીયાકામમાં દેવાશે; યાને કે દર મહીનેનાં આફ્રીનગાંન, બાજ, તથા ફરોક્ષીમાં અનુશેહ-રવાંન તરીકે આવી રીતે ગુજરેલાં નાણાં ભરનારાં મેમ્બરોનાં નામ ખાસ સામટાં દેવાશે, અને ફરમાયશ્નેમાં એટલેકે ક્રીયા કરાવનાર તરીકે જે સઘળા મેમ્બરોએ નાણાં ભર્યાં હોશે તેઓનું **"હમા અનજુમન"** તરીકે નામ દેવાશે. યજશ્નેની ક્રીયામાં કેવી રીતે નામ દેવાશે તે વિશે ઉપર નં૦ ૫ માં ખોલાસો અપાઇ ગયો છે. એટલાજ કાજે જરૂરનું છે કે દરેક આ યોજનામાં સામેલ થવા ઇચ્છતા મેમ્બરે બનતી ઉતાવળે

આ યોજનામાં ભાગ લેવો, જેથી (૧) રકમ એકદમ મોટી થવે ને પુરતું વ્યાજ ઉપજ્વે બધી ઉપર જણાવેલી ક્રીયાઓ દર મહીને પુરેપુરી કરવાનું બની શકે; અને (૨) આ રીતે, જેમ જીવતાંજીવત દરેક મેમ્બરો સોસાયટીની દર મહીને નજીવી આઠ આનાની ફી ભરી તેનાં માસીક જન્દેહ-રવાંન જશનોનો તેમજ બીજાં દરેક કાર્યનો લાભ સામટાં બળ અને જોડાણ (Union)થી મોટામાં મોટો લે છે અને બીજા મેમ્બરોને તેમજ આખી કોમને આપી શકે છે, તેમ જે બાહબંધ મેમ્બરો નાણાં ભર્યાં પછી ગુજરી જાય તેઓની વધતામાં વધતી ક્રીયાઓ નાણાં ભરનારા સર્વે મેમ્બરો સામટાં મળીને આ સોસાયટી મારફતે કરવાનું મોટું પુન હાંસલ કરશે, અને તે ઉપરાંત જેમ જેમ દરેક નાણાં ભરનારની કુદરતી કાયદે વારી આવશે તેમ તેમ એજ રીતે વધતામાં વધતી ક્રીયાઓની અસર મેળવવાનો લાભ મળી શકશે; અને, (૩) તો, અને સૌથી અગત્યનું તો આ છે કે કાલ કેવી જશે તેની આપણને પોતાને સેહેજબી ખબર નથી, અને ફક્ત વગર કારણની ઢીલથી યા ગફલતીથી આ યોજનાનો બેમુલ લાભ લેવાથી કદાચ તેટલાં બેનસીબખી રહી જઇએ!

એ બાબે એક ખરો બનેલો બનાવ નોંધવા જોગ છે. આ સોસાયટીના એક ઘણાં દીલસોઝ બાનુ-મેમ્બર જેવણ ૬ મહીના ઉપરનાં અતીસારથી પીડાતાં હતાં, તેવણને છેક મોતને બીછાણે આ યોજના યાદ આવી જવાથી તુરત તેમાં જોડાવા માટે પોતાની ખાહેશ ઑ૦ સેક્રેટરીને લખી મોકલાવી હતી, અને ત્રણ ચાર દીવસ રહીને હક્ક થયાં હતાં. હજી જરા વીલંબ કીધો હતે, તો તેવણ સરખાં ખરાં દીલસોઝ બાનુ આ બેમુળ યોજનાનો લાભ સદાનો ખોહી બેસ્તે!

ટુંકમાં, દરેક નાણાં ભરનાર મેમ્બર જીવતાં જીવત તેમજ મરણ બાદ પણ પોતાના ફાળાના સબબે પોતાનાં બાહબંધ ગુજરેલાંઓની ક્રીયાઓ ચાલુ કરાવવાની જરથોસ્તી દએને શીખવેલી મોટામાં મોટી "રાદી" સખાવતનો ઝરો સદા વહેતો કરેછે, એટલુંજ નહીં, પણ આ "રાદી" સખાવતનો સવાબનો હમ્એહરેહ લેવા ઉપરાંત, સાથે સાથે પોતે પણ સર્વે નાણાં ભરનારાંઓના ફાળાનાં સામટાં એકત્ર બળને લીધે ક્રીયાઓનો વધતામાં વધતો જોશ પામવા એક દીવસ નસીબદાર થાય છે.

(૮) આ યોજના માટે જે રૂ. ૧૦૧ની રકમ માંગી છે તે તેમાંથી જે કામ કરવા ધાર્યું છે તેની સાથે સરખાવતાં કુચ્છ બીસાદમાં નથી, અને આ રકમ કોઇબી ગરીબને વઠીક બારી પડે તેમ નથી, અને

આ રૂ. ૧૦૧ ની મળેલી રકમ તો તદ્દન અનામત રાખી તેનાં ફક્ત વ્યાજમાંથીજ સઘળો ખર્ચ સાલ-બ-સાલ કરવામાં આવશે. તમો વિચાર કરો કે રૂ. ૧૦૧ નું વ્યાજ તે કેટલું ઉપજશે ? ઘણું તો વરસ દહાડે ૪ ટકા, અને આ એક જણના વારસીક રૂ. ૪ માંથી દર મહીનેનાં બાજ, આફ્રી-ગાંન, ફરોખ્શી તથા વરસમાં એકવાર તેને નામની ખાસ યજશ્નેનો તેને પુરતો લાભ મળ્યોજ જશે, જ્યાંસુધી કે સોસાયટી જીવશે ત્યાંસુધી. જે ચીજ છુટાછવાયા એકલદોકલ શખ્સોથી મોટા ખરચના ભોગેબી નથી બની શકતી તે ચીજ એકત્ર થઇને સામટાં બળથી એક મંડળ મારફતે ઘણી સેહેલાઇથી અને મનમાનતી રીતે અને ઘણી કર-કસરથી બજાવી શકાય છે, જેનો તમારી નજર સમક્ષ જીવતો જાગતો દાખલો આ **સોસાયટી** પોતે છે, જે હાલમાં અનેક કાર્યો ઉપરાંત પોતાનું ત્રીમાસીક ચોપાન્યું **ફ્રેશો-ગર્દ** મોટા ખર્ચે મોટા પાયાપર ખુદાના હુકમથી ચલાવી રહ્યું છે, અને હાલમાં વળી મોટી જવાબદારીની આ ક્રીયાકામ-યોજના તેણે ઉપાડી છે.

(૯) વળી, સોસાયટીનાં કાયદા કાનુન મુજબ, આ રૂ. ૧૦૧ ની રકમ દરેક મેમ્બરને એકી વખતે **આખીજ** સોસાયટીમાં ભરવી જોઇશે, કારણ કે નાનાં નાનાં ઇન્સ્ટોલમેન્ટ યાને કટકે કટકેની રકમ એકઠી કરવાની ખટરાટ તથા જોખમદારી **સોસાયટી** પોતે લઇ શકતી નથી. છતાં, એક ખાસ ખાનગી ગોઠવણ રાખવામાં આવી છે, જેની રૂએ સોસાયટીના બે વિશ્વાસુ ગૃહસ્થો (જેમાં નીચે સહી કરનાર સેવક પોતે એક છે) ને અંગત નામે ગરીબ મેમ્બરો તરફનો ગમે તેવો નાનો હફતો સ્વીકારવામાં આવશે, અને જ્યારે રૂ.૧૦૧ ની આખી રકમ ભરાઇ રહેશે ત્યારે તે મેમ્બરને નામે તે રકમ સોસાયટીને સપુરદ કરવામાં આવશે. એવી શરતે, કે જો રૂ.૧૦૧ ની રકમ થવાની અગાઉ પેલો હફતો ભરનાર રેહેલત કરે તો તેની ખાહેશ અગાઉથી લખાવી લીધા મુજબ તે અધુરી રકમ તેનાં કોઇ સગાંવ્હાલાંને આપી દેવામાં આવશે યા તો તેની ખાહેશ મુજબ સોસાયટીનાં અનુશેહ-રવાંન ક્રીયાકામ-યોજનાનાં ફન્ડમાં એક ભેટ તરીકે લઇ જવામાં આવશે. દેખાઇતુંજ છે કે રકમ અધુરી ભરીને ગુજર પામેલાં મેમ્બરોનાં નામો આ યોજનામાં કાયદા મુજબ કદી દાખલ થઇ શકેજ નહીં, કારણ કે પછી તો ગમે તેવી નાની રકમ એકવાર ભરીને મેમ્બરો આ યોજનાનો લાભ લઇ શકે એમજ થાય. કાયદો તો આખી રૂ ૧૦૧ ની રકમજ એકી વખતે માંગે છે, પણ જે ગરીબ મેમ્બરોની ખાહેશ હોય કે તેઓની નાની નાની રકમો પોતાના

ટુંક પગારને લીધે ઘેરમાં બચાવીને બાજુ નહીં રાખી શકાતી હોય તેઓને આવી રીતે રકમ બચાવવાનાં કામમાં એક બેન્ક મીસાલ મદદ થાય તેવી શુભ મકસદથી આ ખાનગી ગોઠવણ રાખવામાં આવી છે. વાસ્તે આ બાબદમાં કંઇબી ગેરસમજુતી નહીં રહેવી જોઇએ. એ બાબે જેઓની ખાહેશ હોય તેઓએ હેઠળ સહી કરનારને લખી જણાવવું.

(૧૦) આ યોજનાના ફન્ડો ધરખમ સીક્યુરીટીઝ યાને જામીન-ગીરીઓમાં હમેશાં રોકવામાં આવશે, અને સોસાયટીનાં બીજાં ફન્ડોની સીક્યુરીટીઝની માફક, આ સીક્યુરીટીઝ, કાયદાકાનુનોની ૨૧ (૧) મી કલમ મુજબ જેનરલ મીટીંગ તરફથી નેમાયલા ટ્રસ્ટીઓનાં નામે મુંબઇ બેન્કના સહીસલામત હવાલામાં મુકવામાં આવશે. એ યોજનાનો વહીવટ કેવી રીતે ધરખમ પાયા ઉપર મુકાયો છે, તે એટલા ઉપરથીજ જણાશે કે સોસાયટી પોતે એક આખાં બૉડી તરીકે આ યોજનાનો વહીવટ ખરેખર અંતે તો ચલાવી શકશે, કારણકે સોસાયટીની જેનરલ મીટીંગ દર સાલ પોતાની મેનેજીંગ કમીટી તેમજ ઑફીસરો ચુંટે છે તેમજ જેનરલ મીટીંગ દર પાંચ વરસે પોતાના બે ટ્રસ્ટીઓને નેમે છે, અને મેનેજીંગ કમીટીના ત્રણ મેમ્બરો ઑફીશીયેટીંગ ચેપલેન, ઑ૦ સેક્રેટરી અને ઑ૦ ટ્રેઝરર તેમજ બેઉ ટ્રસ્ટીઓ પોતાના ઓહ્દાની રૂએ મેમ્બરો મળીને એમ પાંચ શખ્સોની **"અનુશેહ-રવાંન મેમ્બરોની ક્રીયાકામ કમીટી"** નામની એક ખાસ સબ-કમીટી, સોસાયટીની મેનેજીંગ કમીટી તરફથી, કાયદા કાનુનોની ૯ (૩) મી કલમ મુજબ, દર વરસે અનુશેહ-રવાંન મેમ્બરોની ક્રીયાકામ-યોજનાનું કામકાજ આટોપવા માટે નેમવામાં આવશે, કે જે સબ-કમીટી, દર સાલની શરૂઆતમાં તે સાલને માટે આગમચથી મેનેજીંગ કમીટી તરફથી મુકરર થયલી જરૂર જોગી ક્રીયાઓના વહીવટ બાબે વખતો વખત મેનેજીંગ કમીટીને રીપોર્ટ આપશે, કે જે રીપોર્ટ મેનેજીંગ કમીટીની મીનીટ-બુકમાં દાખલ કરવામાં આવશે, ત્યારે, જેવી રીતની સંભાળ સોસાયટીની જેનરલ મીટીંગ પોતે દર સાલ મેનેજીંગ કમીટી નેમવામાં લેશે, તેવી રીતે આ યોજનાનો વહીવટ ચાલશે. એક વખત મેનેજીંગ કમીટી નેમાયા બાદ, સોસાયટીની આ યોજનાના ખુદ સામાન્ય વહીવટ ચલાવવાની અંદર કોઇબી હૈયાત નાણું ભરનાર યા સોસાયટીનો કોઇબી મેમ્બર ભાગ લઇ શકે નહીં, એ દેખીતુંજ છે, તેમજ નાણાં ભરનારની હૈયાતી બાદ સોસાયટીની બહારનાં તેનાં કોઇપણ ખેશી કે મીત્રને વટીક આ યોજના કે તેના વહીવટ સાથે કશું લાગતુંવળગતું રહેશે નહીં. જો બહારનાંઓની કાંઇ ફરયાદ હોય

તો તેઓને માટે સોસાયટીમાં મેમ્બર થવા માટે દરવાજા તદન ખુલ્લા છે, જેથી જેનરલ મીટીંગ મારફતે ચાહે તેમ કાયદાસર અવાજ ઉઠાવી શકાશે.

**વળી, આ સોસાયટી ૧૮૬૦ ના ૨૧ મા ઍકટ મુજબ સરકારમાં રેજીસ્ટર થયલી હોવાથી, યોજનાની ગૅરન્ટી બાબે કશો શક રહેતો નથી, અને તેનાં નાણાં ગેરવળે જવાનો મુદલ સંભવ ઉભો થતો નથી.**

(૧૧) આ યોજના બાબે તમારાં મનમાં જે જે સવાલો ઉઠયા હોશે, તેનો સામટો જવાબ ઉપર ખુલાસામાં અપાઇ ગયોછે. એ ઉપરાંત, બીજી બધી બાબદો સોસાયટીના કાયદામાં ખુલ્લી વર્ણવી છે, એટલે તે ઉપર વધુ મુજાહેમત કરીશું નહીં. ગમે એટલી મોટી રકમ આપવા છતાં કોઇબી એક મેમ્બરની છુટી છુટી વધતી ઓછી ક્રીયા કરવાનું સોસાયટી કાંય નહીં માથે લઇ શકે તેનો જવાબ ખુલ્લો છે, અને તે એજ કે આ સોસાયટી પોતે બંધારણે એક **મંડળ** ( Body ) છે અને તે કોઇ એક તવંગર મેમ્બરની ઉપર એકલી જુદી ખાસ મેહેરબાની કરી શકે નહીં, પણ તે બધા આ યોજનામાં સામેલ થનાર મેમ્બરોના **એકસરખા** લાભ જાળવી શકાય તેવીજ રીતે એકસરખું કાર્ય કરી શકે, એવું એનાં જાતી-બંધારણમાંજ ( Co-operation & Equality ) પડેલું છે.

(૧૨) ખાતરી આપવાની કશી જરૂર નથી કે આ સોસાયટી તરફથી થતી દરેક ક્રીયાઓ લાયક આસામીઓ પાસે—બનતાં સુધી મોબેદ-મેમ્બરો પાસે—ગંભીરતાથી, સમજદારીથી, બની શકતી પરહેજગારીથી, તથા નિયમાનુસાર નિયમીત કરાવવાની ખાસ તકેદારી રખાય છે, અને તે માટે વખત, પૈસા કે મેહેનતનો ભોગ આપવામાં આઘું-પાછું જોવામાં આવતું નથી, જે બીના સોસાયટીનાં અત્યાર સુધીમાં થયલાં માસીક જન્દેહ-રવાંન ખુશ્નુદીનાં જશનોમાં જેઓએ જાતી હાજરી આપી હશે તેઓએ નજરેનજર અનુભવી હશેજ, તેમજ હાલમાં થતાં અનુશેહ-રવાંન જશનોમાં હાજરી આપી કોઇપણ શખ્સ પોતાની ખાતરી કરી શકશે. આ સોસાયટી જરથોસ્તી દએનના **અશોઇ**ના કાયદા પાળવા તેમજ પળાવવા ઉપરજ પોતાનું બધું ધ્યાન રોકી બેઠી છે.

(૧૩) હાલમાં સોસાયટીની છેક સ્થાપનાથી ચાલુ થતાં આવેલાં માસીક જન્દેહ-રવાંન (યાને જીવતાંઓ માટે થતાં) જશનોને ઉપલી "અનુશેહ-રવાંન ક્રીયાકામ યોજના" સાથે કશોબી સંબંધ નથી અને રેહેશે નહીં તે નોંધવું. હાલમાં, કેટલીક ધાર્મીક મંડળીઓ અને બજમો દર માસે ખુશ્નુદીનાં જીવતાંઓના ફાયદા માટેનાં જે જશનો કરાવે છે તેનીજ અંદર ચોકસ ફી લઇને મેમ્બરોને

ઘેરનાં અશો ફરોહરોનાં નામો સાથે સાથે દેવામાં આવે છે, જે અસલ જરથોશ્તી ક્રીયાકામની લાઇનથી જોતાં સદંતર ખોટું છે, કારણકે જન્દેહ-રવાંન ખુશ્નુદીનાં આફ્રીન્ગાંનો મારફતે ઉપરથી બધા યજદી પ્રવાહોને અહીં હેઠળ જીવતાંઓના ફાયદા માટે ખેંચવાની મહાન ક્રીયા થાય છે, જ્યારે અનુશેહ-રવાંન આફ્રીન્ગાંનોની એકલી મતલબ તો અહીંનાં ગુજરેલાં અશોફરોહરોને અહીં હેઠળથી ઉપર મદદ મોકલી તેઓને રાહત આપી ધનસાફી રીતે તેઓને તેઓની નેમાયલી જગ્યા તરફ આગલ વધારવામાં કુદરતને મદદ કરવાની રહેલી છે. માટે, એ બે જાતનાં આફ્રીન્ગાંનો—જીવતાંઓ અને ગુજરેલાંઓનાં—સદંતર જુદાંજ હમેશાં થવાં જોઇએ, કારણ કે તેઓની નેમ સદંતર જુદી રહે છે, જે માટેની અચુક સાબેતી આ પણ છે કે જન્દેહ-રવાંન આફ્રીન્ગાંનોમાં અસલ સ્તોતને કાયદે હમેશાં ફકત આખી "યાઓ વીસાદ" નો કરદો ભણાવો જોઇએ અને અનુશેહ-રવાંન આફ્રીન્ગાંનોમાં હમેશાં ફકત "તાઓ અહ્મી ન્માને" નોજ કરદો થવો જોઇએ, અને જો જીવતાંઓ માટેનાં આફ્રીન્ગાંનને ગુજરેલાંઓ માટેનાં આફ્રીન્ગાંન સાથે ભેળી નાંખીને એકજ મીશ્ર આફ્રીન્ગાંન કરવામાં આવે, તો કયો કરદો કરવો—"યાઓ વીસાદ" કે "તાઓ અહ્મી ન્માને" કરવો—તેમજ કઇ ચક ફરવી તેનો મોટો ગુંચવાડો ઉભો થાય છે. "યાઓ વીસાદ" ના કરદાની રચના એવી રીતની છે કે તેના સ્તોત જીવતાંઓનેજ કારગત થઇ પડે છે, જ્યારે "તાઓ અહ્મી ન્માને" ના સ્તોત ગુજરેલાં અશો-ફરોહરોનેજ તદન અનુકુળ અને કારગત થઇ પડે એવી રીતે કરદો રચાયો છે. વળી જે ચક ફરવાની મોતેબર ક્રીયા આફ્રીન્ગાંનમાં થાય છે તે આ બન્ને જાતનાં આફ્રીન્ગાંન માટે જુદી પડે છે. ક્રીયાકામ આપણા દરેકના માની લીધેલા વિચાર મુજબ જેમ ગમે તેમ કરવાથી પરીણામ આવતું નથી. પેગામ્બર સાહેબનો અસલ કૉલ અને શીક્ષણ, પહેલાં જ્ઞાન લઇ જાણવું જોઇએ. ત્યારે, સોસાયટીએ અનુશેહ-રવાંન ક્રીયાકામોને પોતાનાં દર માસે સોસાયટીની શરૂઆત ૧૯૦૭ થી થતાં આવેલાં જન્દેહ-રવાંન (યાને જીવતાંઓના ફાયદા માટેનાં) જશનોથી સદંતર અલગ આ અસલ જરથોસ્તી કાયદો સમજીને ખાસ રાખ્યાં છે. સોસાયટીની આ યોજના હાલના સરકારી કાયદે નાણાં સંબંધી તથા વહીવટ સંબંધી બાબદોમાં મજબુત કરવા ઉપરાંત, તેને જરથોશ્તી ધર્મે ક્ષ્નૂમની રોશનીમાં સમજાવવામાં આવતા અસલ ક્રીયાકામનાં મજબુત પાયા ઉપર રચવાની કોશેશ કરવામાં આવી છે.

(૧૪) આ યોજનાથી ક્રીયાકામનું અસલ લગભગ અખંડ સ્વરૂપ ઘણેક દરજ્જે જળવાવાની વકી છે. હાલમાં એક કુટુંબમાં વટીક એકજ રીતની ક્રીયાકામ કરવામાં આવતી નથી; પણ સૌ સૌની મરજી મુજબનું ધોરણ દરેક જણ અખત્યાર કરી રહ્યું છે. સોસાયટીની યોજનામાં સામેલ થનાર દરેક મેમ્બર—ગરીબ કે તવંગર—ની એક-સરખી રીતની, એકજ અસલ કાયદે, એકજ ધોરણ ઉપર નિયમીત ચોકસ ક્રીયાઓ વરસોનાં વરસો સુધી દર માસે કરવામાં આવશે. વળી આજે ઘણાં ખરાં કુટુંબોમાં સામાન્ય રીતે માંડમાંડ એક વરસ દહાડો સુધી પોતાનાં ગુજરેલાં વ્હાલાં બેશીની **માસીક** ક્રીયા ચાલુ રાખવામાં આવે છે, અને પછીથી ઘણું તો વરસ દહાડાની બાજને દહાડેજ તેની યાદ થાયછે. આ સોસાયટીની યોજના હેઠળ તો ગુજરનાર નાણું ભરનારની ચાલુ **દર માસે વરસો સુધી** નિયમીત યાદ થશે. વળી આપણાં જેવાં હાલનાં સાધારણ ઉરવાનોના સંબંધમાં તો ચોકસ વરસો સુધી લંબાયલી ક્રીયાઓ બહુજ ગુણકારી અને અસરકારક તેમજ પ્રસંગોપાત થઇ પડે છે. એ નિયમે જોતાં પણ સોસાયટીની આ યોજના એક બેમુળ આશિશ તે ગુજરેલાંને માટે થઇ પડે છે. વળી જેઓ નિરાધાર હોય યા મરણ બાદ જેઓનું કોઇ સગુંવ્હાલું ક્રીયાકામ કરનારૂં નહીં હોય, તેઓ માટે આ **ક્રીયાકામ-યોજના** સૌથી ઉત્તમ અને સૌથી અગત્યની થઇ પડે છે, કે કાંઇ નહીં તો આ સોસાયટી તરફથી દર મહીને તેની નિયમીત ચાલુ યાદ થવા પામશે, અને ક્રીયારૂપી મદદ તેને તેના કેશાશ મુજબ મળતી રહેશે.

કોઇએ એમ સમજવાની ભુલ નહી કરવી કે આ યોજના હેઠળ થતી ક્રીયાઓ દરેકનાં કુટુંબમાં થતી ક્રીયાઓને બદલે જગ્યા લઇ શકશે, અને તેથી કુટુંબી ક્રીયાઓ કરવાની જરૂર નથી. કુટુંબની અઇપી સોસાયટીની અઇપીનાં કરતાં ઘાડી ગ્હેતી હોવાથી દરેક ઉરવાનની કુટુંબી ક્રીયાઓ તો થવીજ જોઇએ; આ સોસાયટી તરફથી થતી ક્રીયાઓ તો કુટુંબી ક્રીયાઓના વધારા (supplement) જેવી છે, અને કુટુંબી ક્રીયાઓ અસર ઉપજાવવા માટે જેટલો લાંબો વખત થવી જોઇએ તેટલો વખત ચાલુ દર સાલ હાલ કરવામાં આવતી નથી તે બીના જોતાં, સોસાયટી તરફની ચાલુ નિયમીત દર માસે થતી વરસો સુધીની ક્રીયાઓની આ યોજના બહુજ આશીરવાદદાયક થઇ પડે છે. અનુશેહ-રવાંનોની ક્રીયાઓ

તો જેટલીબી થાય તેટલી ઓછી છે, અને આ સોસાયટીની અદના યોજનાથી દરેક કુટુંબની અધપીની ક્રીયાઓ કેવી રીતે કાયદાસર થવી જોઇએ તે બાબે લોકોમાં જો પાછી જાગૃતી આવશે, તો આ યોજના કાઢવાનો એક મુખ્ય હેતુ બર આવશે, કે જે હેતુ તેના કાયદાકાનુનની ૨૨ (૨ ધ) મી કલમ મુજબ આ પ્રમાણે છે:

"ગુજરયા બાદ ઉરવાનની અમર્ગીનો જરથોસ્તી ખ્યાલ તથા ગુજરેલાંઓને માટે ચોકસ તદન અવસ્યની ક્રીયાઓ, આ સોસાયટી તરફથી શીખવવામાં આવતા અશોઇના નિયમો મુજબ, કરાવવાની જરૂરયાત બાબેનું જરથોસ્તી ફરમાન પારસી કોમમાં ફેલાવવું, તથા "રાદી" યાને ખરી સખાવતના અમલ્યાતને ઉત્તેજન આપવું."

(૨૫) આ ઘણુંજ અગત્યનું છે કે સોસાયટી તરફથી થતી બધી ક્રીયાઓ કરવા માટે સોસાયટીની પોતીકી માલેકીની એક બીલ્ડીંગ હોવી જોઇએ, કે જેથી આફ્રીનગાંન, બાજ, ફરોખ્શી જેવી અધપીની ક્રીયાઓ માટે જોઇતું સોસાયટીને લગતી અધપીનું મજબુત સ્થાનીક બંધારણ (localization) થવા પામે. ખુદાના હુકમથી સોસાયટીની બીલ્ડીંગ બાબેનાં ફન્ડની શરૂઆત અત્યાર આગમચની થઇ ચુકી છે, જે રાદી સખાવતનાં કામને હાર પાડવા કોઇ વિરલો નર સોસાયટીને માટે જલદીથી બહાર પડે એવી દુવા ગુજારવામાં આવે છે! પણ, જ્યાં સુધી સોસાયટી પોતાનું ધણીઆતું યા સગવડભર્યું મકાન ધરાવે ત્યાં સુધી, આ યોજના હેઠળ થતી બધી અધપીની ક્રીયાઓ **મુંબઈમાં કોટની શેઠ બનાજીની દરેમેહેરમાં** કરવામાં આવશે. આ અગ્યારી એટલા કાજે પસંદ કરવામાં આવી છે કે ત્યાં ૧૯૧૦ નાં સાલથી સોસાયટીનાં લગભગ બધાં માસીક જન્દેહ–રવાંન જશનો તથા ભાષણો ચાલુ થતાં આવ્યાં છે, તેમજ એ દરેમેહેરના કારોબારી સાહેબોની મેહેરબાનીથી સોસાયટીને પોતાનાં મકાન જેવી સગવડ મળતી રહી છે.

વળી, આ બહુ ખુશી થવા જોગ છે કે અધપીનાં કાર્યસાધકપણાં માટે જે અતી અગત્યની (indispensable) ચીજ છે તે બરોબર અમલમાં મેલાય છે: યાને કે, સોસાયટીના મુખ્ય કારોબારીઓ તેમજ આ

યોજનામાં જોડાયલા કેટલાક મેમ્બરો દરેક અનુશેહ-રવાંન ક્રીયા વખતે પોતે જાતે હાજર થઇ બંદગીમાં મશ્ગુલ થાય છે, અને આફ્રીનગાંન-ફ્રેરોખ્શી થઇ રહ્યા બાદ દરેક હાજર રહેલો ભાઇબંધ-મેમ્બર તે સર્વે ગુજરેલાં ભાઇબંધોની યાદમાં લોબાન મુકી નીચે મુજબ મીશ્ર કરે છે, કે જે મીશ્ર એક મોટા કાર્ડ-બોર્ડ ઉપર નામ-ગૃવણ સાથે ક્રીયા વખતે ત્યાં ખાસ હાજર રાખવામાં આવે છે: **લોબાન મુકતી વખતે કરવાનો તે મીશ્ર નીચે મુજબ છે:—**

"જે **હુમત-હૂખ્ત-હવરશ્ત** મુજબ દાદાર અહુરમઝદ કુલ સૃષ્ટીને આગલ અને આગલ વધારે છે, તે પ્રમાણે, પોતપોતીકાં મરતબાના જે હુમત-હૂખ્ત-હવરસ્તથી ઉરવાન આગલ વધે છે તે કાયદાથી, કુદરતી અચુક કાયદે જે આતશથી ઉરવાન આગલ વધે છે તે બાતેની આતશની મારફતે, તેમજ આ હાજર કીધેલી મયજદના ઓરેહ તથા માંશ્ર અને મીશ્ર તથા આ હાજર કીધેલા રોશન આતશની બરેહની મારફતે,——

બેહસ્ત-બેહરેહ (ફ્લાંન બીન ફ્લાંન)

[ અહીં સોસાયટીનાં અનુશેહ-રવાંન મેમ્બરો જેઓ આ યોજનામાં દાખલ થયલાં હોય તેઓનાં નામો તેઓના સગા પીતાનાંજ નામ સાથેજ જોડીને, સૌથી છેલ્લામાં છેલ્લાં ગુજરયું હોય તેનું નામ પહેલું આવે તેવી રીતનો અનુક્રમ રાખીને, સામટાં દેવામાં આવે છે.]

બેહસ્ત-બેહરેહ (ફ્લાંન બીન ફ્લાંન) નાં ઉરવાનો તેઓની ફ્રવષીની મારફતે આગલ અને આગલ વધો !"

---

તમો દીનદાર બસ્તે-કુસ્તીઆનોના પોતાના ફાયદા માટેનું આ કામ હોવાથી, આટલી લંબાણથી અપીલ કરવાનું મેં દરસ્ત ધાર્યું છે, જે ધીરેથી વાંચવા માટે તમારો ઉપકાર માનું છું. આશા છે કે સોસાયટીનો હાલનો દરેકે દરેક મેમ્બર આ યોજનાને વધુ પગભર કરવા પોતાનાં મુબારક નામો રૂપીઆ ભરીને તુરત નોંધાવશે, તેમજ જેઓ અત્યારસુધી આ સોસાયટીથી અળગ રહ્યા છે તેઓ તુરત તેમાં જોડાઇ, સોસાયટીના બીજા લાભોની જોડ આ યોજનાનો બેમુલ લાભ લેવા ભાગ્યવાન બનશે.

**છેવટે, એટલુંજ જણાવીશ કે આ યોજનાનું ફકત નામજ સાંભળી-ને સોસાયટીમાં નવા મેમ્બરો આ યોજનાનાં પહેલાંજ વરસમાં બહુ સારી**

સંખ્યામાં જોડાયા છે, કે જેથી તેઓ આ યોજનાનો લાભ તાકીદે લઇ શકે. યોજનાને માટે આજ બીના સૌથી આવકારદાયક છે. તમો પણ, ત્યારે, આ યોજનામાં સામેલ થઇ, તમારાં સગાંસ્નેહીઓને પણ આ સોસાયટીમાં સામેલ કરવા અને આ યોજનાનો લાભ અપાવવા સુચના કરી ઉપકાર કરશોજી.

**સૌથી ઉત્તમ કામ કરવા માટેની ઉત્તમ ઘડી આજ પળ છે તે વિસરશો નહીજી.**

ખાતરી આપવાની કશી જરૂર નથી કે નાણાં ભરનારાં હૈયાત મેમ્બરોનાં નામો કદીબી જાહેરમાં પ્રગટ કરવામાં આવશે નહી.

પત્ર-વેહેવાર માટે નીચલે સરનામે લખવું:

**દીનશાહ શાપુરજી મસાની,**
ઑ૦ સેક્રેટરી,
પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી.
૨૪-૨૮, પારસી બજાર, કોટ, **મુંબઈ.**

